મતા એટલી પાકી બાલિશતામાં પાડે છે એટલી હૃદય શુષ્ક થઇ જાય છે, તો બીજીથી તેની મર્યાદા જતી રહી તે અનાચારી બને છે. ઉભયનું એટલે જ્ઞાન અને પ્રેમનું મિશ્રણ થતાં અભેદનો અનુભવ આવે છે, અમર્યાદામાં મર્યાદા દેખાય છે, ભેદમાં અભેદ અનુભવાય છે, ને ચારિત્રનો પરમ પ્રકર્ષ ઉદ્દીપ્ત થાય છે.

પ્રેમ, બ્રહ્મ, આત્મા, અથવા જનસ્વભાવમાં જે કાંઇ તે ભાવનાને અનુરૂપ છે તે સર્વદા સ્વતંત્ર છે, તેનામાં, પરતંત્રતા છેજ નહિ; પુરુષાર્થનો અવકાશ તેનો અનુભવ પામવામાં સ્પષ્ટજ છે; જ્ઞાનમાત્રને મોક્ષ, બ્રહ્મ ઇત્યાદિ નામ આપ્યાં છે, પ્રેમભાવનાનો અનુભવ, તે અમુક પ્રકારની છે, તે મારામાં છે તેવી સર્વત્ર છે, તે સર્વ છે, સર્વ તે છે, એવા અપરોક્ષજ્ઞાનદ્વારાજ થઇ શકે છે. પ્રેમનું જ્ઞાન બીજાં જ્ઞાન જેવું નથી; પ્રેમને જાણ્યો કે તુરત તે અનુભવાયોજ, પ્રેમરૂપ થવાયુંજ, પ્રેમરૂપ થયા વિના, પ્રેમ અનુભવ્યાવિના, પ્રેમ કદાપિ જણાતો નથી એટલે જ્ઞાનમાત્રજ મોક્ષ છે, બ્રહ્મ છે, એ ઉક્તિ યથાર્થ છે, જો પ્રેમને કાંઇ ઉપજાવવાનું, લાવવાનું, સુધારવાનું, હોત તો જ્ઞાનમાત્રથી તે સિદ્ધ ન થાત, પણ તેને તો માત્ર પોતાનું સ્વરૂપજ સ્પષ્ટ કરવાનું છે, પોતે પોતાને સર્વત્ર અનુભવવો છે, એટલે જ્ઞાનમાત્રથીજ તે સાધ્ય છે; ને તેથી પુરૂષાર્થનો એ માટે સંપૂર્ણ અવકાશ છે. આમ સ્વતંત્ર જ્ઞાન, બ્રહ્મ, અથવા આત્માના સ્વરૂપાનુસંધાનની જે સ્વતંત્રતા છે, તે પ્રેમના રસ વિના સૂની છે, અભેદના રસાયન વિના સ્વચ્છંદિતાની પરતંત્રતાજ છે. અભેદમંત્ર એ સ્વતંત્રતાનો મંત્ર છે;—સર્વ પ્રકારની સ્વતંત્રતાનો મંત્ર છે.

આવા હેતુ ઉપર લક્ષ રાખી, અદ્વૈતવેદાન્તને તેના શુદ્ધ રૂપે સ્પષ્ટ કરવાને અર્થે, મેં પ્રેમજીવન એ લેખ યોજ્યો હતો. આ અભેદોર્મિ પણ તેજ પ્રેમભાવનાને અનેક પ્રકારે અનુભવતાં યોજાયો છે. પ્રેમ એજ જીવન છે એમ સમજાયા પછી અભેદાનુભવમાં પરમાનંદ અનુભવાયો છે, અને અકસ્માતજ આ અભેદોર્મિનાં અગીઆરે પદ્યો પ્રેમજીવનનાં અગીઆર પદ્યોના પ્રત્યેકનો પરમોત્કર્ષજ હોય તેવાં થઇ રહ્યાં છે. આમ પ્રેમથી અભેદ પર્યંત પહોચતા આનંદનો વિલાસ કોઇ અવર્ણ્ય રસવાળો અને ચમત્કારિક થઇ આવ્યો છે. (૧) પ્રેમજીવનમાં પ્રેમસ્વરૂપનું પ્રથમ પદ્ય છે; અને સર્વત્ર–જીવનમાત્ર–પ્રેમ છે એવો તેનો નિર્દેશ છે. એ પ્રેમ તેજ વૈરાગ્ય છે, અપરિચ્છિન પ્રેમ તેજ વૈરાગ્ય છે, પરમજ્ઞાનદશાનું સાધન છે, એમ અભેદોર્મિના પ્રથમ પદ્યમાં–'વૈરાગ્યોર્મિ'માં કહ્યું છે. એમાં મૂલની જીવનમાત્રને પ્રેમ માનવાની ભાવના તેના પરમોત્કર્ષપર્યંત પહોચી છે, ને અભાવરૂપ જે વૈરાગ્ય તેનો પણ ભાવરૂપપ્રેમમાં પ્રવિલાપ કરી લઇ પ્રેમભાવનાએ અભેદસામાન્ય સાધ્યું છે. (૨) પ્રેમજીવનના દ્વિતીય પદ્યમાં માયા અને પ્રેમનો વિરોધ કહ્યો છે, પરિચ્છેદમયતામાં અપરિચ્છેદમય આનંદ ન સંભવે એમ કહ્યું છે. માયામાં પ્રેમ માનવાનું પણ જે ગૂઢ નિદાન–અંતઃકરણની કષાયવાસના–તેને મિથ્યા ઠરાવી અભેદમાં વિલીન કરવી એ આ લેખના 'કષાયોર્મિ' નામના દ્વિતીય પદ્યનો ઉદ્દેશ છે, (૩–૪) પ્રેમજીવનમાં તૃતીય અને ચતુર્થ પદ્યને 'માયાનો ખેલ' એટલાજ મથાળા નીચે ભેગાં રાખેલાં છે. માયામાં તાણી જનાર જે પ્રિયતારૂપ વાસનાથી 'રંગ બેરંગી જાલ' પસરી છે તેજ વાસના

વિક્ષેપમાત્રનું કારણ છે, ને તેનો અભેદમાં પ્રવિલાપ થતાં આનંદ અનુભવાય છે. એ ઉત્કર્ષ ' વિક્ષેપોર્મિ ' નામના આ લેખમાંના કાવ્યમાં પ્રત્યક્ષ જણાય છે. એમજ ' જવાદો સંતો ' એ માયા-વિલાસને વર્ણવતાં જે તિરસ્કાર સાથે ' સમજો એને એજ લહો મન ' એ માર્ગનું સૂચન કર્યું છે, તે માર્ગનું સ્પષ્ટ અભેદરૂપે વર્ણન આ પુસ્તકમાંના ' આસ્વાદોર્મિ ' એ નામના કાવ્યમાં સમજાશે. ( ૫–૬ ) પ્રેમજીવનમાં માયાનો તિરસ્કાર એ મથાળા નીચે બે પદ્ય છે. એક તામસત્યાગ છે, બીજો સાત્વિક ત્યાગ છે. રસ નથી તે વિરસ છે, રસરૂપ શું બતાવાય, એ પ્રથમ ત્યાગનું બીજ છે; બાલ-ભાવરૂપ મસ્તી ધારણ કરતાં ' પાપપુણ્ય અડે નહિ ' એ દ્વિતીય ત્યાગનું બીજ છે. રસરૂપ સમજવાને પ્રેમપાન બતાવનાર ' સાધનોર્મિ,' અને મસ્તીનો માર્ગ બતાવનાર ' જામયઇસ્ક'નું ભાન કર-નાર 'સિદ્ધાન્તોર્મિ' એવાં આ લેખમાં યોજેલાં જે બે પદ્યો છે, તે સ્પષ્ટ રીતે પ્રેમબીજને અભેદપર્યંત પહોચાડતી ભાવનાનાંજ ફ્લ છે. ( ૭ ) ' હું તું સર્વે એક ' એવો મર્મ બતાવી પ્રેમજીવનમાં માયા-નો પ્રમરૂપે બ્રહ્મભાવ કહ્યો છે, તેજ ' જગાડયું મે શું આ આજે ' એવા 'અનુભવોર્મિ'માં પરિણામ પામ્યો છે. ( ૮ ) શુદ્ધ પ્રેમનો વૈરાગ્ય એ મથાળા નીચે ' જનમના વેરાગી ' એવું જે પદ્ય છે તેનો વાસ્તવિક અભેદપર્યવસાયી ઉત્કર્ષ સ્વરૂપાનુસંધાનમાંજ છે, ' સ્વરૂપો-ર્મિ' એ પદ્યમાંજ છે. (૯–૧૦) પ્રેમસ્થાન કયાં ? એ પ્રશ્નનું ઉત્તર પ્રેમજીવનમાં અવર્ણ્યતામાંજ રહેવા દીધું છે. અભેદાનંદ તેને 'આનં-દોર્મિ'ની મસ્તીમાં, 'અભેદોર્મિ'ના ઐક્યમાં અનુભવે છે. (૧૧) ઉપાસ્ય બ્રહ્મને પ્રેમજીવન પૂજે એ સ્વાભાવિક છે, પણ બ્રહ્મના અભેદમાં

તો ઉપાસ્ય, ઉપાસક ઉપાસના ત્રિપુટીમાત્રનું એવું ઐક્ય છે કે તેને મનવાણી પણ પહોચતાં નથી, અર્થાત્ એ પદ્યનો પરમોત્કર્ષ આ લેખના 'અભાનોર્મિ'માંજ આવે એ અતિ ઉચિત છે. આવી સાહજિક યોજના આવી ગઇ છે તે આ પ્રકારે સ્પષ્ટ કરી આપવામાંથી પ્રેમસ્વરૂપના અભેદનું તત્ત્વ જ્ઞાનીઓને અધિકાધિક ઉદ્દીપિત થઇ શકશે, અને બ્રહ્મને અભેદ એ નામ આપવાનો હેતુ અધિક સ્પષ્ટ થશે.

પ્રેમ, અભેદ, જ્ઞાન અથવા બ્રહ્મ, તેનો સાક્ષાત્કાર થતાંજ ચિન્મય બ્રહ્મમાત્રજ અનુભવાશે. જગત, માયા, અવિદ્યા, જડ, અજ્ઞાન, વ્યવહાર, કાંઇ રહેશેજ નહિ; ત્રિકાલમાં છેજ નહિ, એમ અદ્વૈતવાદનો સિદ્ધાન્ત છે. એનું તત્ત્વ પણ હવે સ્પષ્ટજ થઇ જવું જોઇએ. ભૂત ભવિષ્ય કે વર્તમાનમાં બ્રહ્મવિના કાંઇ છેજ નહિ; બ્રહ્મ એ શબ્દ પણ અખંડ સમષ્ટિને જણાવવાને પ્રયોજેલા અનેક મિથ્યા શબ્દમાંનો એક શબ્દજ છે, અવાચ્ય અભેદાનંદજ અનાદિ અનંત તત્ત્વ છે, એમાં જગત્નો એક આરોપ માન્યો છે, એટલે કે એ બ્રહ્મમયતાનો અનુભવ કરાવવા, વિવાદની ખાતર, જગત્ જડ ઇત્યાદિ સ્વીકારીને, પછીથી તેમનો પણ બ્રહ્મમયતામાં વિલય સાધી બતાવ્યો છે, અપવાદ કરી બતાવ્યો છે. ગમે તે વસ્તુ સંભવ આદિને લો, પણ તેનું પૃથક્કરણ કરતે કરતે બ્રહ્મમયતામાંજ તે વિલીન થશે;–જગત્જ બ્રહ્મ છે એ અનુભવ આવશે, અધ્યારોપ કે અપવાદને અવકાશજ નહિ રહે, બ્રહ્મનાજ વિવર્તરૂપે સર્વ અનુભવતાં સ્વરૂપાનુસંધાનની સમાપ્તિ થશે. બ્રહ્માનુભવ થતાં વિવાદજ રહેતો નથી, આરોપ કે અપવાદનો અવકાશ નથી, એકાકાર એકતાજ સુ-

સુખ કે આનંદ નથી, વ્યવહારનો પરમાર્થમાં—આત્મામાં—સ્વરૂપમાં —પ્રવિલાપ થતાં સુધી અભેદાનંદનો અવકાશજ નથી. આવી સ્વાભાવિક ' આત્મપ્રેરણા ' પ્રત્યેક વિચારશીલ મનુષ્યને સ્વરૂપનું ભાન કરાવે છે, અને અનેક અનેક આશાઓમાં, અનેક અનેક સંબંધોમાં વિચરતા જીવને છેવટ એવો પ્રશ્ન કરવાના પ્રસંગ ઉપર લાવે છે કે " હરી ક્યાં સત્ય દેખાડો; હરી શું સત્ય સમજાવો. " જે આત્મસ્વભાવની પ્રેરણાને લઇ આવા પ્રશ્નનો અવકાશ થાયછે, જે પ્રેરણાનું અધિકાધિક અંતરવલોકન કરતાં એ પ્રશ્નનું ઉત્તર પ્રાપ્ત થાય છે, અભેદાનુભવ ઉદય પામે છે, તે આત્મસ્વરૂપની સ્વાભાવિક પ્રેરણાનેજ, એવી સહજોપલબ્ધિનેજ, એવી પ્રતિભાનેજ, આ ગ્રંથને આરંભે સ્મરણમાં આણવી ઉચિત છે. સહજઉપલબ્ધિજ જ્ઞાનીઓનો જ્ઞાનાનુભવ છે, યોગીઓનો સમાધિયોગ છે, તત્ત્વવેત્તાઓનું તત્ત્વ છે, કવિઓનો રસ છે, વ્યવહારનું અજવાળું છે. એનું આ લેખને આરંભે ભાન કરાવવું અતીવ યોગ્ય છે, કેમકે એ ઉપલબ્ધિ બિંદુમાંથી અભેદસાગર અને તેના ઉર્મિ ઉદ્દભવ્યા છે.

પણ આ સ્થાને આણનાર એક બીજી ભાવના પણ છે, જેનું સ્મરણ અવશ્ય થયા વિના રહેતું નથી. આત્મપ્રતિભાના પ્રકાશનો કિરણ ધીમે ધીમે વિસ્તાર પામતે પામતે સૂર્યવત્ તેજઃપુંજ થઇ રહેછે, અને તેજઃપુંજતા ત્યજી સર્વમય થઇ રહેછે; સર્વત્ર એ પ્રકાશજ પ્રકાશ અનુભવે છે, સ્વરૂપલાભ પામેછે, તે કરી આપનાર કોણ છે ? અધ્યસ્ત, અથવા આરોપિત એવી જે માયા છે, જ્યાં અારબ્ધનો પ્રદેશ છે, જ્યાં વિવિધ વિરોધિભાવનાને મુકાબલે આ-

સ્મભાવના અધિક દીપ્ત થવાનો પ્રસંગ છે, તેજ આ અનુભવનો માર્ગ કરી આપે છે. માયા અથવા વ્યવહારને પણ આ સહજ પ્રતિભાના પ્રકાશથી વિલોકનાર અંતે પરમાનંદ—અભેદ—અનુભવે છે. પ્રતિક્ષણે અનુભૂત વ્યવહારની પ્રવૃત્તિનું ફલ જો વ્યવહારને વ્યવહારજ હોત તો મનુષ્યને તેના આત્માનું ભાન કદાપિ થાત નહિ, પરમાનંદનો અનુભવ આવત નહિ. પણ સ્વાભાવિક રીતેજ મનુષ્યના આત્મામાં અભેદવાસનાનું બલ એવું ઉત્કટ છે કે તેને વ્યાવહારિક એવા કોઇ અનુભવમાં પર્યાપ્તિ થતી નથી; એક એક અનુભવ કરી, તે તે વિષયને પૂર્ણ રીતે અનુભવી, મનુષ્ય આનંદની અવધિ આવી માનતું નથી, એથી અધિક કાંઇક છે એમજ માની પુનઃ અસંતુષ્ટ થવા માંડે છે. એમ થવાનું કારણ એજ છે કે દૃશ્ય એવા વિષયમાત્રનો જ્યાં સુધી સર્વમયતામાં, આત્મામાં, પ્રવિલાપ થયો નથી, ત્યાં સુધી અસંતોષ ટળતો નથી, ત્યાં સુધી આનંદ આવતો નથી. દ્રષ્ટા પોતેજ દૃશ્ય છે એમ અનુભવી સ્વરૂપાનુસંધાન પામે છે ત્યારે અવાચ્ય અભેદાનંદ વિલસે છે. આ પ્રકારે વિચારતાં જે જે વ્યાવહારિક અનુભવ થાય છે, સુખદુઃખ, રાગદ્વેષ. સ્નેહપ્રેમ, વિશ્વાસ વિઘાત, સંપત્તિ આપત્તિ, આદિ અનુભવ થાય છે, તથા એક જન્મ મટી અન્ય જન્મ, તે મટી અન્ય, એમ અનેક જન્મોમાં પણ તેના તે અનુભવો પુનઃ પુનઃ થયાં કરે છે, એ સર્વનું તાત્પર્ય એ છે કે આત્માએ, અભેદસ્વરૂપની પર્યાપ્તિએ પહોચવા માટે એક એક અનુભવથી વિરક્ત થઇ, અન્ય અન્ય અનુભવ ઉપર જતે જતે, સ્વરૂપ લાભ પામવો. આવી પ્રવૃત્તિ અનિષ્ટ, મિથ્યા, અવસ્તુરૂપ, છે એમ વેદાન્ત સિદ્ધાન્તમાં વારંવાર કહ્યું છે, પણ તેનું તત્ત્વ આપણે

આ વિચારપદ્ધતિમાંથીજ અનુભવી શકીએ છીએ, મિથ્યા પ્રવૃત્તિનો અનુભવ થતે થતે તેનો સ્વરૂપમાં પ્રવિલાપ થઇ જાય છે, એટલે તે મિથ્યાજ છે એવો સાક્ષાદનુભવ નીપજે છે. વ્યવહાર, મિથ્યા વ્યવહાર પણ, ત્યારે અતીવ ઉપયોગી છે, સફલ છે; એમાંથીજ અભેદાનુભવનો માર્ગ સિદ્ધ થાય છે. એ વ્યવહારનાં નાનાવિધ સુખ દુઃખ કલેપમોહાદિ અનુભવાવનાર જે 'પ્રારબ્ધ' સામાન્ય રીતે મનાય છે, તેનો પણ આ ફલ લાવવામાં ભાગ છે, કેમકે તેણે આપેલા પોપણથીજ મૂલનું બીજ અભેદાનુભવ ફલ પર્યંત પાકયું છે, એ અનુભવોમાંથીજ છેવટ "મળ્યો માલીક વેચાયો" એમ કહેવાનો સમય આવ્યો છે.

ત્યારે અભેદાર્ણવનું દર્શન જે પટને લીધે આપણાં ચક્ષુથી અતિ વિદૂર લાગે છે, અને જે પટ એકલોજ એ અર્ણવ અને આપણી વચ્ચે હવે બાકી છે, તે પટ ઉપાડતા પૂર્વે, અભેદોર્મિમાં ઝીલતા પૂર્વે, જવનિકા બહાર ઉભેલો હું, જે આત્મપ્રેરણાએ મને અભેદાર્ણવની શોધ કરાવી તેનું અને જે પ્રારબ્ધે એ પ્રેરણાને વશવર્તી એ અર્ણવને તટે આણી છેવટ એના ઉર્મિમાં ઉતાર્યો તેનું, સ્મરણ કરૂં છું, એ પ્રકારે જેમને મારા જેવો અનુભવ હોય તેજ આ અર્ણવના ઉર્મિમાં આનંદશે, અન્ય નહિ, એમ પણ સૂચવી લેઉંછું.

---

૧. જેને આત્મસ્વરૂપ ઉપર લક્ષ થયો છે, આત્માની સહજોલબ્ધિનું ભાન થવા માંડયું છે, તેને કશામાં રસ આવતો નથી. વિપયમાત્ર નિર્વેદ આપે છે; માટેજ તે 'એકલો' છે, દુનીયાંને આત્મશૂન્ય, પ્રેમશૂન્ય, છતાં સ્પષ્ટ માર્ગ ન દેખાય તેવી ગુંચવાઈ ગયેલી ઝાડીથી ભરપૂર, ભયંકર, 'ખીયાંબાં'–જંગલ જેવીજ તે

માને છે. જે આત્મભાન થયાં કરેછે, જેની ઝાંખી વીજળીના ચ-
મકારાની પેઠે ક્વચિત્ અનુભવાઇ જાય છે, તેની પૂર્ણ શોધમાં હું
એકલો ભટકું છું, છતાં 'સૂનો' ભટકું છું, કોઇ સિદ્ધમાર્ગને
આધારે જતો નથી, અત્ર તત્ર તે સ્વભાવસિદ્ધ પ્રેરણાની પરિતૃપ્તિ
કરી જોવા પ્રયત્ન કરૂંછું. એ આત્મભાનનું તત્ત્વ પ્રેમ છે એવો
નિશ્ચય તો મને થયો છે, તેથી દુનીયાંરૂપી જંગલમાં મને કોઇ
પણ માર્ગ હોય તો તે ઇશ્કનો માર્ગ છે તેજ છે; તે ઉપર હું
ચાલતો ચાલતો, આ સ્થાને, પેલે સ્થાને, જ્યાં કહીં પણ એ
પ્રેમની પરિતૃપ્તિનો અવકાશ લાગે ત્યાં, અટકું છું, થોભું છું;
પણ એવા કોઇ સ્થાનમાં તૃપ્તિ આવતી નથી; સ્થૂલ વાસનાથી પ્રે
અપવિત્ર થયેલો જણાય છે, એટલે એ અટકવું વ્યર્થજ
ભુલ છે, એમ જણાવવા 'આંધળો' અટકું એવું કહેલું છે.

૨-૬. પ્રેમ એજ આત્મસ્વરૂપ છે, વ્યવહારમાં જે જે પ્રકાર
બને છે-સ્થૂલ સૂક્ષ્મ જે જે પ્રકાર બને છે—તે એ પ્રેમના આવિ-
ર્ભાવનાજ પ્રકાર છે; પ્રેમ પોતે સ્વરૂપાનુસંધાન પામે તે શ્રેણિનાં
પગથીયાં છે. માણસ દુનીયાંમાં અવતરે ત્યારથીજ એ પ્રેમનો
સ્થૂલ અનુભવ પામતું ચાલે છે. માતા પિતા ભાઇ ભાંડુ સર્વથી
પ્રેમ અનુભવે છે, ને છેવટ પોતે જ્ઞાન પામી પ્રેમને સમજનાર થઇ,
મિત્ર, કલત્ર પુત્રાદિ સાથે પ્રેમવ્યવહાર કરે છે; સ્થૂલ પ્રેમથી
આરંભી અપરિચ્છિન્ન પ્રેમ અનુભવે છે. આ નિયમને અનુસરી
લખ્યું છે કે એવાં જે જે સંબંધીએ, સ્થૂલરીતે પણ, પ્રેમની જે
આ રાહ—આ માર્ગ—મને બતાવી, તે આજ ગયાં! જતાં રહ્યાં?
જતાં રહ્યાં હોય તો શું દગો દેઇને, મને મૂકીને, જતાં રહ્યાં?
'જતાં રહ્યાં' એમ કહેવામાં ખરેખર જતાંજ રહ્યાં એમ કહેવાનું
તાત્પર્ય નથી, તેમના સ્થૂલ પ્રેમ સાથે મારા મનના અતિપવિત્ર,

વ્યક્તિસંબદ્ધ નહિ એવા અવિશિષ્ટ પ્રેમનો એકભાવ ન થયો, મારા પ્રેમની પર્યાપ્તિ તેમનાથી ન થઇ, માટે તે જુદાં થયાં છે, આવો ભાવાર્થ છે; તેથીજ દગો દેઇને તે ગયાં એમ કહેવામાં 'શું' એવી ઉત્પેક્ષાનો અવકાશ છે; એ ઉત્પ્રેક્ષામાંજ આટલો ધ્વનિ છે. એવી રીતનો જુદાઈ 'દગો' હોવાનો સંભવ એથી છે કે જે પ્રેમ મારે જોઇએ છીએ તે તેમનાથી મળતો નથી, છતાં, એટલે હું તે પ્રેમની શોધમાં રીબાઉં છું, રોઉં છું, ને છેવટ મરી જાઉં છું, બળીને ખાક પણ થાઉં છું, તથાપિ, મને જે પ્રેમ સમજાયો છે તે સમજીને એ માર્ગ બતાવનારાં મારી સાથે અભેદ પામતાં નથી. તેથીજ સોપાલંભ કહ્યું છે કે શું મારી ખાક સાથે હવે પ્રેમ કરશો ? હું પ્રેમ અનુભવથી અનુભવાવવા તત્પર છું. પણ તમને તે રંગ લાગતો નથી, તમે તો મને માર્ગ બતાવીનેજ જતાં રહ્યાં. તો એવો દગો શા માટે કરોછો ? શું તમારા પ્રેમની તૃપ્તિ મારી ખાકથી કરશો ? આ પ્રકારે પ્રથમ સંબંધોના સ્થૂલ આનંદ તે પ્રેમ નથી એવું સૂચવતે સતે પણ એ આનંદોના સ્મરણથી આંખમાં અશ્રુ આવે છે, વિવેકજ્ઞાને અટકાવતાં પણ એ ધાર ઝાલી રહેતી નથી, હૃદય ઉછળી ઉછળીને રમવા મંડે છે, પૂર્વનાં પ્રેમસ્થાનોને વિલોકવા ઉત્સુક બને છે, ને જાણે આજ આટલે વર્ષે પુનઃ યૌવન પ્રાપ્ત થયું હોય એવું લાગે છે * અર્થાત્ પ્રેમનું જે સ્વાતંત્ર્ય, જે ઉચ્છૃં-

---

* સરખાવો.

My pulses thrill, tears flow without control.
A tender mood my steadfast heart o' ersways;
What I possess as from afar I see,
Those I have lost become realities to me.

EAUST. (Dedication.)

ખલત્વ, જે દિવ્યત્વ, અમાનુષત્વ, જે તન્મયત્વ, યુવાવસ્થામાં અનુભવાય છે તેજ પુનઃ અનુભવાય છે; તેના સ્થૂલભાવ—પારતંત્ર્ય, ઔદ્ધત્ય, મર્ત્યત્વ, વ્યક્તિનિષ્ઠત્વ, અન્યમયત્વ, એ આદિથી વિમુક્ત હોઈ. પરમરૂપે યુવાવસ્થાના જેટલાજ બલથી અનુભવાય છે. અત્ર ' શું ' ફરી આવી એવી ઉત્પ્રેક્ષામાં આ ધ્વનિ છે. એવો અનુભવ પ્રેમસ્થાનોના સ્મરણમાત્રથી થાય છે તો એ આત્મબલનીજ ખુબી છે, એવા આત્મબલનું આ ' અભેદોર્મિ ' ની કવિતારૂપી ગાન જે કોઈ સાંભળે, મને માર્ગ બતાવનારાં જે ગયાં લાગે છે તે પણ સાંભળે, તો અવશ્ય તેમના આત્મામાં પણ એનું એજ બલ આવે, એનો એજ પ્રેમ વ્યાપે માટે કહ્યું છે કે લો આ કવિતા તમને સંભળાવું* અને એ સાંભળવાથી તમને જે અનુભવ થાય તેનો રસ દૃષ્ટિએથી ઝરે તે હું ઝીલું, અરે પ્રેમની પર્યાપ્તિ પામું એટલા કહેવાથી જો તમે પ્રેમ સમજી શકો અને હૃદય સાથે હૃદય મેળવો, સ્થૂલ પ્રેમ ત્યજી કેવલ હૃદયાર્દ્ર; તારૂપ સર્વમય પ્રેમ અનુભવી અનુભવાવો, તો મરતો પડેલો હું મારા આત્માની પ્રેરણાનુસાર પ્રેમ ન પ્રાપ્ત થવાથી મરતો પડેલો, નિરાશ થયેલો, હું, ઉઠું અને જીવું-પવિત્ર પ્રેમભાવનાની પરિતૃપ્તિથી અભેદાનંદ પ્રત્યક્ષ અનુભવું. આવાં પ્રેમસ્થાનો કોણ હતાં, જેમના સ્મરણ માત્રથી પણ આવો આનંદ ઉભરાય છે, તો

---

* સરખાવો:—

They hearken not unto my later song,
The souls to whom my earlier lays I sang;
Dispersed for ever is the friendly throng,
Mute are the voices that responsive rang.
FAUST (Dedication.)

તેનો નિર્દેશ કર્યો છે કે બાલ, જ્યારે રાગ દ્વેષ, અહં મમત્વ, મારૂં તારૂં, કશું ન હતું ત્યારે જે સ્નેહીઓ થયા હતા, કેવલ નિષ્કપટ, નિઃસ્વાર્થ, સૂક્ષ્મ પ્રેમના સાચા સ્નેહી હતા, તે ક્યાં ગયા ! અર્થાત્ તેવો સુપરિશુદ્ધ પ્રેમ દુનીયાંમાં જણાતો નથી, મારા પ્રેમની પરિતૃપ્તિ થતી નથી. એમજ બાલ્ય પછી યૌવનમાં આવતાં જેને પ્રાણ તુલ્ય પ્રિય માની પ્યારી ગણી તે પણ ક્યાં ગઇ ! અર્થાત્ એવું સ્વાર્પણ કરનાર કરાવનાર પ્રેમ પણ જગતમાં હવે જણાતો નથી; મારા આત્માની તૃપ્તિ થાય એવો શુદ્ધ પ્રેમ જણાતો નથી, માત્ર ભટકીને પ્રેમની શોધ કરવીજ મારે ભાગ રહી છે; એવી વાચા બોલવી, અમુક નથી, અમુક ક્યાં ? એમ કહેવું, એજ મારે ભાગ રહ્યું છે. શુદ્ધ પ્રેમ કહીં જડતો નથી કે અભેદાનંદ અનુભવાય. પરંતુ તે વાચા સંભળાવવા જેવું એ એકે ઠેકાણું જગતમાં રહ્યું નથી, શુદ્ધ પ્રેમના સ્વરૂપને અનુભવનાર કોઇ પ્રેમી રહ્યાં નથી, કે જે આ વાચા સાંભળીને અનુકંપા ધરે કે માર્ગ બતાવી અભેદાનંદનો પલ્લો પકડાવે. એવા પ્રેમની દુનીયાંને કદર નથી; દુનિયાં તો આશક માશુક, ધણી ધણીઆણી, મિત્ર મિત્ર, ગુરૂ શિષ્ય આદિ પ્રેમનેજ ઓળખે છે, શરીર સંબંધો, પશુબુદ્ધિ, સ્વાર્થ, તેને પ્રેમ કહે છે, એવી એ કદર છે, તેમાં આવી વાચા સંભળાવવાથી સામો એવા શુદ્ધ પ્રેમનો ઉદ્ગાર નીકળી અભેદાનંદ ઉપજાવે એ આશા વ્યર્થજ છે. એવી શુદ્ધ પ્રેમની વાણી સાંભળીને પણ દુનિયાં તો વગોવવા લાગશે—કોઈ ગાંડો કહેશે, કોઇ મૂર્ખ કહેશે, કોઇ અધમ કહેશે, કોઈ ગમે તેમ કહેશે. એક પ્રેમની વાણી સાંભળીને આમ કહેશે એમ નથી, પણ 'જ્યાંત્યાં' અમે તે વાત લો, પણ તેમાં જો સ્થૂલતાને મૂકી તે વાતના

અંતરાત્મા પર્યંત તમે તન્મય થયા, તો દુનીયાં જે કેવલ સ્થૂલતાજ દેખી શકે છે તે તુરત વગોવવાનીજ છે. એ દુનીયાંમાં આવી પ્રેમવાર્ચા પણ ક્યાં સંભળાવું? આત્માને ક્યાં તૃપ્તિ થાય? એવા પ્રેમથી દુનીયાં તો બેવફાજ છે; પ્રેમજીવનમાં પણ કહેલુંજ છે " સાચો સદા છે પ્રેમ જે શું દુનીયાં બાધી હરામ."

૭-૮. દુનીયાં જે કેવલ સ્થૂલનેજ સમજી શકે છે તેને કહેવાનુંજ ત્યારે પ્રાપ્ત થાય છે કે તમે હસોછો, રમોછો, મોજ કરોછો, તમારા હૃદયને કશો ધક્કો લાગેલો જણાતો નથી, આત્માનું તમને ભાન પણ નથી, ને તમે આનંદ કર્યાં કરોછો, એવી તમારી અતિ પ્રાચીન, અનાદિ, રીતિ છે, તે તે મને આજ ને આજ ભણાવી દો; એટલે તમને મારામાં વખોડવા જેવું કાંઇ લાગશે નહિ; હું પણ તમારામાંનો એક થઇશ, અને દિલમાં દાગ લાગ્યા વિના, હૃદયમાં ઉંડી વેદના પામ્યા વિના પણ, મને ઝીંદગી, જીવન સૂનું લાગશે નહિ. મને હમણાં તો ઝીંદગી સૂની લાગે છે, આત્માની પ્રેરણા એવા કોઇ આનંદ ઉપર દોરે છે કે તે આ જીવનક્રમમાં જણાતો નથી; એટલે જીંદગી સૂની લાગે છે, તેથી તેને સુધારવા, સૂની મટાડવા, જે જે પ્રયત્ન કરૂંછું તેથી હૃદયને અનેક વેદના વેઠવી પડે છે, નિર્વેદ અધિકાધિક વૃદ્ધિ પામતો જાય છે. તમે દુનીયાંદારીવાળાં એવી કોઇ વિદ્યા જાણોછો કે તમને ઝીંદગી સૂની લાગતી નથી, તમે તેને સુખે અનુભવોછો, ભોગવોછો, માણોછો, અને તેવાં તેવાં આનંદનાં નિમિત્તોને તમે લોછો મૂકોછો, છતાં તમારા હૃદયને ધક્કો લાગતો નથી. માટે તમારી વિદ્યા મને ભણાવી દો. હૃદયમાં કશો ભાવ ન હોય છતાં તમે હસી શકો છો; હસવાથી જે અર્થ બતાવવો છે, રડવાથી જે અર્થ બતાવવો છે, હૃદયનો જે ભાવ

દેખાડવો છે, તે તમારા હૃદયમાં ન છતાં પણ તમે હસી કે રડી શકો છો; એટલુંજ નહિ પણ વાણીમાં પ્રેમ બતાવોછો, ને તેજ ક્ષણે, જેને પ્રેમી કહોછો તેના દિલને શી રીતે ઝટકા મારવા એ પણ તમે સાધી શકોછો. પ્રેમની વાણીમાં ઝેરની વાણી વાપરી શકોછો; એવી એ તમારી વિદ્યાની શક્તિ છે; તે વિદ્યા મને બતાવો ભણાવો, કે આપણો વિરોધ મટી જાય.

૯-૧૦ દુનીયાંની રીતિમાં આનંદ આવતો નથી, જે ઇષ્ટ છે તે પ્રાપ્ત થતું નથી, તો આનંદ અથવા પ્રેમનું જેણે આવું ઉંચું સ્વરૂપ મારા મગજમાં ધાલ્યું તેવા મારા આત્માને, આત્મારૂપી ઉસ્તાદને ઠપકો દેવાનો છે; મને આવા પ્રેમનો પ્યાલો કયાં પાયો? આ દુનીયાંમાં તો એ પ્રેમ નથી, એ પ્યાલો તેં કયાંથી ભરી આણ્યો હતો? એ પીવાથી મારે તો આખો સંસાર સૂનો થઇ ગયો; હૂં સૂનો ભટકતો થયો; કેમકે મને એ પ્રેમ સંસારમાં કહીં મળતો નથી, તેથીજ હું સંસારને શૂન્ય માનું છું. આવું દુઃખ તેં ઉપજાવ્યું. છતાં જો એમ કહેતો હોય કે નહિ, એમાં દુઃખ નથી, પરમાનંદજ એ છે, તો હૂં કહું છું કે હજી તારે જયાં લેઈ જવો હોય ત્યાં લેઇ ચાલ, પણ મને સત્ય કહે, સત્ય દેખાડ. મન કર્મ વાણીમાં આત્માનંદની એકતાથી તે આત્માનંદના અભેદ પર્યંતની વફાઇ કયાં મળે છે તે કહે, તું કહેશે કે ધર્મ પંથ સંપ્રદાયાદિ જે જે ચાલે છે, તેમાંથી એની સમજણ પડશે; તું કહેશે કે શાસ્ત્રો, અનેક દર્શન, તત્ત્વશાસ્ત્ર, ફીલસુફી, વેદાંત, ઇત્યાદિ શ્રવણમનનમાંથી તે અનુભવાશે; તો તે બધાં ફાંફાં છે; મેં ધર્મોને ઉથામ્યા, શાસ્ત્રો જોયાં, જ્ઞાની,

પંડિત કહેવાયો ત્યાં સુધી જોયાં;*પણ અખંડ પ્રેમની પદ્ધતિ કદી દીઠી નહિ, અતિશુદ્ધ પવિત્ર પ્રેમ ઉપર કદી દૃષ્ટિ કરી નહિ, મારા આત્માને સ્વરૂપલાભ થયો નહિ. ત્યારે તુંજ મને બતાવ કે સત્ય ક્યાં છે ? અરે ક્યાં છે તે બતાવવું રહ્યું પણ સત્ય પોતે શું છે તે તો કહે, સમજાવ; મને તો તેની શોધથી, એટલોજ ફાયદો થયો છે કે રડવું, ને કદાપિ ગાવું, ને એમ એ સ્મરણમાં આનંદ લેવો; એમાં પણ આનંદજ લેવાનો છે એમ જણાવવા ' લ્હાવો ' શબ્દ વાપર્યો છે. વળી વધારામાં એ ફલ થયું છે કે या निशा सर्वभूतानाम् એ ગીતાવચનમાં કહ્યા પ્રમાણે આખી દુનીયાં જે નેત્રથી જુવે છે, સ્થૂલ નેત્રથી સ્થૂલમાત્રનેજ જોઇ શકે છે, તે મારાં નેત્ર ફૂટી ગયાં છે દુનીયાં જેને અજવાળું કહે છે તે મારે મન ઉંડું અંધારૂં થઇ રહ્યું છે. આવી સ્થિતિ હે આત્મપ્રેરણા ! તેં કરી છે, તુંજ માર્ગ બતાવ.

૧૩. મારા મનથી મેં જે માર્ગ છેવટ માન્યો છે તે એ છે કે આમ તેમ ભટકવામાં, પ્રીતિ મૈત્રી સ્નેહ આદિ વલખાંમાં, સમૃદ્ધિ અધિકાર પદવી આદિ બાચકામાં, ધર્મ પંથ ગુરુ આચાર્યાદિ આશાઓમાં, ક્યાંમાં શાન્તિની આશા નથી. હે સિતમગર ! જુલમ

---

* સરખાવો:—

Magister, doctor styled, indeed,
Already these ten years I lead,
Up, down, across, and to and fro,
My pupils by the nose—and learn,
That we in truth can nothing know;
This in my heart like fire doth burn.

FAUST.

કરનાર; આવી વાસના મનમાં ઉપજાવીને સંસારમાં સુખ ન લેવા દેનાર, અભેદાનંદપર દોરનાર, આત્મપ્રેરણા—આત્મા—લે, તારે જે કરવું હોય તે કર, તારા આગળજ ગરદન ધરી છે; એને કાપવી હોય તો કાપી નાખ, મને હવે એને સાચવવાની, જીવવાની, ભોગવવાની, કશાની આશા નથી, ઇચ્છા નથી—કેમકે સર્વત્રથી કેવલ નિરાશ થઇ નિરાશામાંજ રહેવું, એ મારી પરમ આશા છે. વ્યક્તિનિષ્ઠતા, પરિચ્છેદ, ત્યજી સર્વમય થવું એજ આત્માએ આત્માને આત્મામાં ઉતાર્યા સરખું છે.

**आशायां परमं दुःखं नैराश्यं परमं सुखम् ॥**

---

**आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥**

---

આ આખા પદ્યનો આ પ્રકારનો ભાવાર્થ છે, એમાં વ્યવહાર, પરમાર્થ, નીતિ, ધર્મ, આદિ અનેક વાતોનાં, તેમ મારા પોતાના અનેક ભાવનાં, તત્ત્વો ઠામ ઠામ સમાયલાં છે, જે મારે સ્પષ્ટ કરી આપવાની અપેક્ષા નથી, સહૃદયો સહજે અનુભવશે. પરંતુ સહજે લક્ષમાં ન આવે તેવી એક સંકલના મારે કહ્યા વિના ચાલે તેમ નથી. આ પદ્યની પ્રથમ કડીનો અર્થ જ્ઞાની—આત્માનુભવી—ને લગાડી જુઓ. તે દુનીયાંને ખીયાંખાંજ માને છે, ઇશ્કને રસ્તે ગમે ત્યાં રઝળે છે, ગમે ત્યાં અટકે છે, ભટકે છે, તેને કશો બાધ નથી, તે તો સર્વમાં સર્વમય છે, ગમે ત્યાં ફરતો સતો પણ આંધળો જેમ પોતાની ગતિ માટે દોષિત નથી તેમ તે પણ જ્ઞાનને લીધે દોષિત નથી. એમ પ્રથમ કડીમાં—આખા ગ્રંથનો ઉદ્દેશ સંગ્રહ્યો છે. બીજી કડીમાં પ્રેમની શોધમાં અ-

નેક અનુભવ, વ્યાવહારિક અનુભવ કરાવનારનો આક્ષેપ છે, ને તે તો પ્રારબ્ધ છે, એટલે એ કડીમાં " કહીં તું જાય છે દોરી " એવું આ જવનિકાનું જે બીજું પદ્ય છે તેની સૂચના કરી છે. ત્રીજી કડીમાં જુવાની ફરી આવ્યા જેવો પ્રેમ લાગે છે એ અર્થ બતાવીને ' વૈરાગ્યોર્મિ ' એ પદ્યનું સૂચન કર્યું છે. ચોથી કડીમાં ' હૃદય હૃદયે મિલાવો તો ' એ શબ્દોમાં કાંઇક ઉપભોગ વાસનાનું બીજ સૂચવી, ' કષાયોર્મિ ' એ પદ્યાર્થનું બીજ રોપ્યું છે. ' ગઇ કયાં પ્રાણ પ્યારી તે ' એમ પાંચમી કડીમાં સ્પષ્ટ શબ્દોથીજ ' જવા દે પ્યારી કસી કસી કસી ' એ પદ્યનું સૂચન કરી ' વિક્ષેપોર્મિના ' જલનો સંચાર કરી મૂકયો છે. છઠ્ઠી કડીમાં ' દુનીયામાં પ્રેમ નથી ' એ અર્થના ભાનથી ' એવું બતાવે કોઈ આજ ' એ ' આસ્વાદોર્મિનું ' સૂચન છે. સાતમી કડીનો પણ પાછો પરમાર્થ વિચારો, દિલ દાગ ન લાગતાં ઝીંદગી સૂની ન લાગે તેવા અભેદમાર્ગ ઊપર લક્ષ કરો, એટલે ' પ્રેમનો પ્યાલો ' એ ' સાધનોર્મિ ' ની શીતલતા સમજાશે. આઠમી કડીનો પરમાર્થ વિચારો એટલે ' સિદ્ધાન્તોર્મિ ' ના મર્મનું સૂચન થશે. નવમી કડીને વિચારો એટલે ' પ્રેમના પ્યાલા- ' થી સંસાર સૂનો થયોછે, તે ' જપીને પ્રેમ મંત્રોથી ' એ પદ્ય વડે ઉત્પન્ન કરેલી પ્રેમસૃષ્ટિથી સૂનો નહિ રહે; અને ' અનુભવોર્મિ ' નું બીજ જડશે. દશમી કડીમાં ધર્મ શાસ્ત્રાદિમાં તત્ત્વ નથી, તો તત્ત્વ કયાં હશે ? એના ઉત્તરરૂપ ' સ્વરૂપોર્મિ ' નું પૂર્વરૂપ બાંધ્યું છે. અગીઆરમી કડીમાં સત્યની પૃચ્છા કરવાથી ' આનંદોર્મિ ' એ પદ્યગત આનંદ ને તત્ત્વરૂપે કહેવાનું તથા મસ્તજ્ઞાનીજ તે સત્ય બતાવી શકે એમ કહેવાનું તાત્પર્ય છે. બારમી કડીમાં **या निशा सर्वभूतानाम्**

એ ગીતાવચનનો પરમોપદેશ સૂચવી ' અભેદોર્મિ ' એ પદ્યનું સૂચન કર્યું છે. અને તેરમી કડીમાં નિરાશાને આશારૂપે બતાવી 'અભાનોર્મિ' એ પદ્ય જેથી ગ્રંથસમાપ્તિ છે તેનું સ્પષ્ટ ભાન આપેલું છે.

---

૨

" And great is the gain when some large lot of pain that would else torture our sympathies by its aspect of indifference or cruelty, comes to be thus touched with new and ideal meanings which left it at once into a higher plane. as an instrument of the sublimest end.*"—Dr. Martineau.

---

( આ ગજલ સોયણીમાં પણ સારી લાગે છે. )

૧. જવનિકાનો ઉદ્ભેદ પૂર્ણ રીતે થતા પૂર્વે વ્યવહાર ઉપર આત્માપ્રેરણાનુસાર દૃષ્ટિ કરાવી, યત્ર તત્ર સર્વત્ર આત્મલાભ છે એટલા અનુભવ સુધી લાવનાર જે પ્રારબ્ધ તેનું પણ સ્મરણ કરવું ઉચિત છે; છતાં ' નિરાશા એજ છે આશા '. એ નિશ્ચય થયા પછી પ્રારબ્ધ ગમે તે કરે કરાવે તેનાથી કાંઈ થવાનું નથી, આત્માનંદમાં વિક્ષેપ આવવાનો નથી, એમ કહેવાનો પણ આ પદ્યમાં હેતુ છે. હે કીસ્મત ! તેં આજ સુધી બહુ દગાબાજી કરી છે.

---

* ઉદાસીનના કે ક્રૂરતાથી જે દુઃખની વાત આપણા હૃદયને તીવ્રવેદનામાં રીબાવત, તેજ મહાવજ્રઘાત આ પ્રકારે નવા અને ભાવનામય અર્થને ગ્રહણ કરે છે. અને ઉત્તમોત્તમ ભાવને સિદ્ધ થવાના એક સાધનરૂપે સમજાય છે, અતિમાનુષી સત્તારૂપે સમજાય છે, ત્યારે ખરેખર અતુલ લાભ થાય છે.

અમુકમાં પરિપૂર્ણ સુખ છે એમ દેખાડી, પરિણામે તેમાંથી મહા-કષ્ટ નીપજાવી આપ્યું છે એવી દગાબાજી 'તેં' પ્રથમથી મારી સાથે ચલાવી છે એમ હવે મને સમજાયું છે, એટલે હવે તું મને ક્યાં દોરી જાય છે ? શા માટે તું મને દોરી જવાનો યત્ન કરે છે, હું તો હવે અભેદાર્ણવને તટે આવી ચૂકયોછું. દગાબાજી અધિક સ્પષ્ટ કરવાને બતાવ્યું છે કે તેં ભરોસે લેઇ અને શા માટે મારી હરરાજી કરી ? તું મારો છે એમ સમજાવીને તેં મને તારે ભરોસે લીધા છતાં, જેને આને લેવાની મરજી હોય તે લેઇ જાઓ એવી મારી હરરાજી તેં કરી એજ તારી દગાબાજી છે, હવે તારો વિશ્વાસ નકામો છે, તારાથી દોરાવું એ ભુલ છે. અભેદના પ્રદેશમાં પ્રારબ્ધનો અવકાશજ નથી.

૨. આટલેથી તે છેક બારમી કડી સુધીમાં પ્રારબ્ધ—કીસ્મત—કેવી કેવી દગાબાજી કરેછે તેનાં દૃષ્ટાન્તો આપીને એના ઉપર વિશ્વાસ કરવા જેવું નથી એ વાત સિદ્ધ કરવા યત્ન કર્યો છે. મને પોતાને એવા અનુભવો થયા ઉપરથી મેં આ પ્રમાણે લખ્યું છે એમ માનવા કરતાં એમ માનવુંજ યોગ્ય છે કે પ્રારબ્ધ પ્રત્યેક માણસને એવાજ અનુભવ કરાવે છે, ને પોતાની દગાબાજી નિત્ય દેખાડે છે; આ આખા પદના અર્થ સાથે સર્વે પોત પોતાના અનુભવને મેળવી જોશે તો સહજે પ્રતીતિ થશે. પ્રથમ અને સર્વથી મ્હોટી દગાબાજી તો એજ છે કે આ દુનીયાંમાં અવતરવાનો હેતુ જે છે તેજ કીસ્મતે વ્યર્થ કરી નાંખ્યો છે. નિજરૂપ થવું, આત્મલાભ પામવો, અભેદ અનુભવવો, એ અર્થે જગતના અનુભવની યોજના છે, તો તે દૃષ્ટિથી વ્યવહારને ન ભોગવવા દેતાં કીસ્મતે તો આપણને

પોતાના જેવાં કરી લીધાં, પોતારૂપ બનાવ્યાં; કીસ્મત જે ખરૂં ખોટું બતાવે તેજ ખરૂં ખોટું માનતાં આપણે થયાં. એમ થવામાં બાધ કાંઇ નથી, પણ આણે તો એમ કરી કરીને આપણને રંજાડવા માંડયાં, પ્રત્યેક અનુભવમાં રંજ—દુઃખ—આપવા માંડયું. પણ એણે વિસ્તારેલી વિશ્વાસની મોહિની એવી કે જેમ જેમ એવી રંજમાં પડતાં ગયાં તેમ તેમ પણ આપણે કીસ્મતને ને કીસ્મતનેજ વળગતાં ગયાં, બીજી કોઈ પાસ દૃષ્ટિ કરી નહિ. કીસ્મતે પણ આપણને પોતાની ગોદમાં વધારે વધારે લપેટી લેવા માંડયાં; એમ લપેટી નેં પણ છેવટ શું કર્યું—ભરોસે લેઇને હરરાજી કરી—છુપી રીતે ઘા કર્યો; નિરંતર માર્મિક વેદનારૂપ કલેષ આપ્યો. એવા કીસ્મતને ભરોસે રહી તે દોરે ત્યાં દોરાવું વ્યર્થ છે.

૩. કહીં કહીં અતિરમણીય તેજોમય બાહ્યાકાર બતાવી ને પણ અંદરથી તો મહા આપત્તિરૂપ પરિણામ ઉપજાવી આપ્યું. પુષ્પમાલાથી છાયલા રસ્તા ઉપર ચલાવી સુખી કરવાનું ડોળ દેખાડયું. પણ એ પુષ્પો નીચેજ મહાવિષધરો ભરી રાખી ને તે ઉપર અમને તેં ચલાવ્યાં. ખરા સુખને પણ મરણ વિયોગ આદિ ભયના ત્રાસથી સુખરૂપે ભોગવવા ન દીધું, સનમ—માશુક—સાંસારિક દારાદિ સમજો, કે પારમાર્થિક આત્મમયતા સમજો પણ તે સનમના દીદારનું જે પરમ સુખ તેમાંએ તેં જુદાઈ પાડવાની યોજના સ્વભાવંસિદ્ધજ જડી રાખી. વ્યાવહારિક માશુકના દર્શનમાં પલક, આંખોનું નિમિષો-મેષ પામવું તેમાં જુદાઇ પાડવાની યોજના કરી રાખી છે, પારમાર્થિક માશુક આત્મમયતા તેમાં પણ વ્યવહારના વિક્ષેપરૂપી પલક—ક્ષણ—તેં સ્વાભાવિક રીતેજ ઘાલી દીધી છે. તારી દગાબાજી

ઝટ પકડાય કે સમજાય તેમ નથી, વસ્તુગતિથી સ્વભાવસિદ્ધ પદા-
ર્થોમાં પણ તારી દગાબાજીની રચના તેં ઘાલી દીધી છે, એવું જે
તું તેનો વિશ્વાસ વ્યર્થ છે,

૪—૫ અમુક કાર્ય સાધવું છે, તેનાં આટલાં આટલાં કારણો-
સાધનો—છે, એ સર્વનો યોગ્ય હીસાબ કરીને અમે સાંકળ ગોઠવીએ
છીએ, ને એ સાંકળને છેડે ફલ-કાર્ય-મળશેજ એમ આશા રાખી-
એ છીએ, પણ એ સાંકળના આંકડા અમે ગોઠવતા હોઇએ છીએ
તેમાં, કોણ જાણે કેવી રીતે, તું કેટલાક એવા ઉલટા ભરવી દે છે,
કે એ સાંકળને છેડે પહોચવાને બદલે વખતે પેલા ઉલટા આંકડાથી
દોરાઇ અમે જ્યાંથી નીકળ્યા હતા ત્યાંજ પાછા આવીએ છીએ,
કે વખતે ઇષ્ટ ફલનેજ પ્રાપ્ત ન કરતાં કોઇ વિપરીત ફલને પ્રાપ્ત
કરીએ છીએ. ઘણી વાર અમે સ્પષ્ટ જાણતાં હોઇએ છીએ કે બે
અને બે એ શી વસ્તુ છે, તેમનો સરવાળો ચારજ થાય છે; નહિ
ત્રણ કે નહિ પાંચ એમ પણ અમે દૃઢનિશ્ચયપૂર્વક સમજતાં હોઇએ
છીએ, છતાં બે અને બે નો સરવાળો કાગળ ઉપર અમે લખવા
બેશીએ છીએ ત્યાં તું ઘણી વખત ચારને બદલે ત્રણજ લખાવી દે
છે ! શા માટે એમ કરે છે ? તું દગાબાજ ન હોય તો આવું શા
માટે કરે ? પાપ સમજ્યા છતાં પાપ કરાવે ! ખોટું સમજ્યા
છતાં ખોટું કરાવે ! તારો વિશ્વાસ વ્યર્થ છે. આ કડીમાં કાર્યકારણ
તથા સરવાળા પરત્વે જે કહ્યું તેમાં આખા વ્યવહારમાં પ્રવર્તતી
સ્થિતિમાત્ર, આખા વ્યવહારમાં અપાતા ન્યાયમાત્ર, આખા વ્યવહા-
રમાં મળતા વિચારમાત્ર, નો સમાસ છે એ કહેવાની જરૂર નથી.

૬—૭—૮. જે જે પદાર્થો, મનુષ્યો, આદિને, મારાં, મારાં,

એમ ગણીને જેમનું અને મારૂં હૃદય મેં પ્રેમથી ભરપૂર ભર્યું, એક તલપૂર અવકાશ રહે નહિ તેવું ભર્યું, છતાં તેમનાં હૃદયોમાં કેવે પ્રકારે, શા હેતુને અર્થે, તેં ઝેર ભરી દીધું ! પ્રેમમાં પણ અપ્રેમ શી રીતે દાખલ કરી દીધો ! લાખો આશાઓ રૂપી પાયો ચણીને તૈયાર તેં કરી આપ્યો, તેં તે પાયો ધર્યો, ને તે ઉપર અમને મ્હોટી મ્હોટી ઇમારતો ચણાવી, સંસાર પરમાર્થ, લાભ અલાભ ઈત્યાદિમાં અનેક લ્હાવા લેવાના અભિલાષની ઇમારતો બંધાવી, છતાં ઇમારત તૈયાર થતા થતામાં તો તેં તારો આપેલોજ પાયો તુરત કોણ જાણે કેવી રીતે તાણી લીધો, અને ઇમારત બરબાદ કરી નાખી કોઇ સ્થાને કોઈના ખોળામાં તેં અમારૂં માથું મૂકાવ્યું; તે ખોળાને વળી મીઠો, એવો કે તુરત વિશ્વાસ આવે ને બેભાનરૂપ નિદ્રા આવે, તેવો બનાવ્યો, ઘણા વિશ્વાસથી ત્યાં માથું મૂકાવ્યું; છતાં કોણ જાણે કેવી રીતે એવા મનુષ્યનીજ પાસે પાછું તેં અમારૂં માથું કપાવ્યું, ને તેમાં એ એવી ચતુરાઇ રાખી કે લોહી સુધાંત નીકળે નહિ. સંસાર, પ્રેમમાં ઝેર, આશાના પાયાની ઇમારતનું બરબાદ થવું, વિશ્વાસમાં વિશ્વાસ ઘાત, એથીજ ભરેલો છે, આપણે સમજી ન શકીએ તેવી રીતે કીસ્મત એવા લાખો અનુભવ કરાવે છે, એજ તેની દગાબાજી છે, એનો વિશ્વાસ વ્યર્થ છે.

૯—૧૦—૧૧. કોઇ એમ કહેશે કે તમે સંસારના વિષયોને વળગવા જાઓ ત્યારે એવા પરિણામ આવે "એમાં કાંઈ આશ્ચર્ય નથી, તો તે ઉપર કહેવાનું કે અસ્તિ એટલે ' છે ' એવી પ્રતીતિ જે જે વિષય માટે થાય છે, જ્યાં જ્યાં હું હોઉં, મને અમુક મળે, મારૂં અમુક થાય, એવી પ્રતીતિની આશા બંધાય છે, તે સર્વ

' અસ્તિ 'માંથી દિલને ઉડાવી લીધું, અને નાસ્તિ—કાંઇ નથી, કોઇ મારૂં નથી, એ આદિ ' નાસ્તિ 'માં ઠરાવ્યું, અને અસ્તિને મૂકી નાસ્તિમાં પડવાથી જે ક્લેષ થાય, દિલમાં દર્દ થાય, તેથી માત્ર રોઈનેજ સંતોષ માનવો ધાર્યો, પરંતુ એવા રોવામાંએ તેં અમને જંપવા વારો આપ્યો નથી, એટલું તું દગાબાજ છે. એવા રોવામાં દુનીયાંનું વગોણું, દુનીયાંના એવા મિથ્યા આરોપ, અનેક નિંદા દ્વેષ ઇર્ષ્યા આદિના પ્રલાપ, અમારે માટે તેં તૈયાર કર્યા છે. એવું રોવું શા માટે પડે છે? અસ્તિથી નાસ્તિમાં જતાં શું દર્દ થાય છે? એમ પ્રશ્ન કરવાનું કારણ નથી કેમકે અમે જે દર્દદિલ રોઇએ છીએ તેનો મર્મ જુદોજ છે. અમારી આંખોજ અશ્રુધારરૂપ થઈ ગઇ છે, આંખોજ અંદરના પરિતાપથી ઓગળીને અશ્રુધારરૂપે વહે છે, ક્લેષ પીડા આદિથી વહે છે, એમ નથી, એ તો દિલમાં જે ઉંડો દાગ છે, જે ઉંડો તીવ્ર ધારૂપી ડાઘ પડેલો છે, તેને ધોવા માટે ચાલતી જલધારા છે. આવી જાતની જે ધારા તેજ ખરા પશ્ચાત્તાપરૂપ છે, તેથી માણસનું અંતઃકરણ સુપરિશુદ્ધ થતાં તેને આત્મસાક્ષાત્કાર થાય છે, એ અશ્રુધારામાં ગળી જતી આંખો, દિલદાગ જેનો સાક્ષી પોતાનો આત્મા તે વિના અન્ય કાંઈ જોતી નથી પરમ પ્રેમમાં વિલીન છે, ને એજ આવાં અશ્રુની ખુદાઇ છે, મીઠાઇ છે છતાં આવી દિવ્ય મીઠાઇતેમાં પણ કીસ્મતનો દગો વિદ્યમાનછે કે તેણે, કોણ જાણે શા પ્રકારે, એ મિષ્ટ અશ્રુધારાને ખારી બનાવી મૂકી છે! ત્યારે એવી રીતે પરિતાપ પામવા કરતાં ત્યાગ કરવો તેજ સારો છે, અસ્તિથી ઉઠીને ખરી રીતે નાસ્તિમાં જવું એ તેનુંજ નામ છે તો તે વિષે જોતાં પણ ત્યાં એ કીસ્મતની દગાબાજી ઉભી છે. આવા

પરિતાપના મારથી કોઈને મુંડાવ્યું, કોઇને ભગવાં કરાવ્યાં, અને ત્યાગ કરાવ્યો તો પણ ફલ શું આવ્યું? જે અસ્તિમાંથી તેમને કાઢ્યા તે કરતાં બમણી અસ્તિ તેમને વળગાડી, એક ઘર મૂકાવ્યું ને સો ઘર કરાવ્યાં, એવડી ઉપાધિ, લોકૈપણાથી વળગાડી. તારો વિશ્વાસ કરાયજ કેમ?

૧૨. અસ્તિમાં, નાસ્તિમાં સર્વત્ર કીસ્મતની દગાબાજીની જાલ પ્રસરી રહી છે એવો અનુભવ થાય તો તેનું કારણ એકજ હોવું જોઇએ કે અનુભવ પામનારને આત્મપ્રેરણાનું ઉચ્ચ તાન લાગેલું છે, તેથીજ તેને કીસ્મતમાં તૃપ્તિ આવતી નથી, 'ન જેથી દાગદિલ લાગે ન લાગે ઝીંદગી સૂની' એ વ્યાવહારિક ઉપભોગ ભોગવતાં આવડતો નથી, તેને છેવટ આત્માનુભવ થાય છેજ, પ્રારબ્ધનો જ્યાં અવકાશ નથી તે સર્વમયતાનો સ્વાદ જડે છેજ. એજ અદ્વૈત. પણ જાણવા છતાં, મોઢે અદ્વૈત બોલવા છતાં, મનમાં તેનો પરિપૂર્ણ સાક્ષાત્કાર છતાં, આવાં કાવ્યો, આવાં પુસ્તકો, બકવાનું, જે દ્વૈત તે પણ કોણ જાણે શા માટે કીસ્મત કરાવેછે. એવી સૂક્ષ્મ એ કીસ્મતની દગાબાજીની જાલ છે એનો વિશ્વાસ શો?

૧૩–૧૪. આવી આવી દગાબાજી ક્યાં ક્યાં કહીએ! કીસ્મત તો એટલે સુધી દગાબાજીમાંજ રમે છે કે 'હા'ની ના કરે છે, ને 'ના'—ની 'હા' કરે છે, અસ્તિની નાસ્તિ કરે છે, નાસ્તિની અસ્તિ કરે છે, હતું ન હતું કરે છે, ન હતું હતું કરે છે, એક વિશ્વાસ આપી અન્ય ઉપજાવે છે, એમ તેનું સ્વરૂપજ અચિંત્ય, પણ દગાબાજીમય છે, ભલે કીસ્મત એમ કરે, એમ કરવાવાથી શું? એથી શું થનાર છે? એવી જે જે દગાબાજી કીસ્મત મારી સાથે રમ્યું છે તેમાં સર્વત્ર મને તેની દગાબાજી કરતાં મારો

જે માલીક છે, મારો જે ગુરુ છે, મારો જે તારનાર છે, તેવા સર્વમય આત્માનાજ ભણકારા કાને પડયાં ગયા છે. જે જે સુખ સંપત્તિ પ્રેમ ભોગ ઇત્યાદિમાં મને તૃપ્તિ થઈ નથી, નિર્વેદ આવ્યો છે, કે વિશ્વાસમાં વિશ્વાસઘાત, આશામાં નિરાશા, કારણ સતે કાર્યાભાવ એ આદિ અનુભવાયું છે, ત્યાં બધે મને સર્વ સુખ, સર્વ સંપત્તિ, સર્વ પ્રેમ, સર્વ વિશ્વાસ, સર્વ વ્યવહાર, સર્વ સ્થૂલ, તેની પાર, છતાં તે સર્વમય અને તે સર્વરૂપ, એવા આત્મારૂપી માલીકનાજ અનુભવો અધિક દૃઢ થતા ગયા છે; પ્રારબ્ધનો તેને સ્પર્શ નથી, તેજ પરમતત્ત્વ છે, તેનાથીજ સર્વપ્રકારે સમાધાન અને આનંદ છે, એમ અનુભવ થયો છે. આમ છે માટેજ કીસ્મતની દગાબાજીથી શું? એમ કહેવાનો સમય આવ્યો છે. આ પ્રકારે, આવી દૃષ્ટિથી, આ આખી દગાબાજીમાં રમાડાતો છતાં પણ હું રમ્યોછું. એટલે કીસ્મતનો પામર ગુલામ ન થતાં હું ઉલટો તેનો મ્હોટો ઉપકાર માનનાર થયો છું, કે તેણે આવા અનુભવો કરાવી આત્મપ્રેરણાના બલને ઉદ્દીપિત કરી, યોગ્ય સ્થાને મને લાવી મૂકયો, એથીજ આ દગાબાજીમાં તેં રમાડયા છતાં હું બહુ ખુશી છું. કેમકે રમતે રમતે મને છેવટ મારો માલીક મળી ગયો, મને આત્માલાભ થયો. તેં તો હરરાજી કરવા માંડી હતી; કોઇ લો, એમ મને વેચવા કાઢયો હતો; પણ જે મારો ખરો માલીક હતો તેજ મને એ હરરાજીમાંથી મળી ગયો છે, હવે હે કીસ્મત! તું તારે ફાવે તે કરી લે, ગમે તે અનુભ કરાવ; પણ તેથી મને કશું થનાર નથી, એટલી એ મારા માલીકની મને હુંફ છે. તું જે વ્યર્થ છે તે વ્યર્થજ છે.

આ પ્રકારે જવનિકાનો ઉદ્‌ભેદ થઇ જાયછે; આત્મપ્રેરણાથી

અભેદાર્ણવનું ભાન થાય છે, પ્રારબ્ધયોગે પ્રાપ્ત થતા વ્યવહારનો આત્મદૃષ્ટિથી અનુભવ કરતાં મુમુક્ષુ અભેદાર્ણવને તટે આવે છે. સ્વરૂપલક્ષ, **तत्त्वमसि** એટલા વચનમાત્ર ઉપર વૃત્તિનો દૃઢ આરોહ, એટલોજ એ તટ ઉપર ઉભે ઉભે, અભેદાર્ણવ ન જણાવા દેનાર જવનિકાને ફોડી નાખવા રૂપ આયાસ કરવાનો છે, તે થતાંજ અભેદાર્ણવમાં તણાવાય છે, અભેદોર્મિમાં રમતે રમતે અનેક ઊર્મિવિલાસ અનુભવાય છે.

Who ever.
Strives forward with unswerving will,
Him can we aye deliver;
And if with him celestial love,
Hath taken part,--to meet him,
Come down the angels from above;
With cordial hail they greet him.*

FAUST

---

## ઊર્મિપ્રલાપ.

### ૧

સર્વત્ર એકાકાર, એકરસ, અનંત, અનાદિ, એવું બ્રહ્મજ સત્ય છે; નાના નામરૂપનું અવિકૃત એક તત્ત્વ છે; જે જે કાંઇ છે

---

* અસ્ખલિત નિશ્ચયથી જે આગળ ને આગળ વધતો ચાલે છે તેને અમે અવસ્ય મુક્તિ આપીએ છીએ. પણ વળી એનામાં દિવ્ય પ્રેમનું બલ હોય તો તો એને ભેટવાને માટે દેવતાઓ પણ સ્વર્ગમાંથી હેઠા ઉતરેછે; હૃદયરસના તાનમાં તે તેનો સત્કાર કરે છે.

એ પ્રત્યયનો વિષય છે તે બ્રહ્મજ છે, બ્રહ્મનોજ વિવર્ત છે. ત્યારે એવો અનુભવ એજ આનંદ; જે જે દુઃખ ક્લેશાદિ વિડંબના સમજાયછે તે તો એ સર્વમયતા ન જાણવાથી, ભેદબુદ્ધિથીજ સમજાય છે. 'પ્રેમજીવન" માં "દગ રસભર મોરે દિલ છાઈ રહી" એ અંતિમ ઉદ્ગારથી દ્રષ્ટાનું દર્શન થયું છે; જે દ્રષ્ટાની દૃષ્ટિજ આખું બ્રહ્માંડ, તે તે ભાવ, તે તે વિકાર, સર્વ છે, તેનું ભાન થયું છે; હવે તેનો અનુભવ જે અભેદ તે પામવો છે; यत्र यत्र मनोयाति तत्र समाधयः જ્યાં જ્યાં મન જાય અર્થાત્ મનની વૃત્તિ જે જે ઉદ્દેશથી ઉઠે, દ્રષ્ટાની દૃષ્ટિ જે જે વિકલ્પે ચઢે, તે સર્વ સમાધિરૂપજ થાય, સર્વત્ર દ્રષ્ટા પોત પોતાનેજ ભાળે, એ અનુભવની આકાંક્ષા છે. અધિષ્ઠાનનો અપરોક્ષ અનુભવ થતાં આવું સહજે થશે, અને પ્રપંચમાત્ર સ્વતઃ અસ્ત પામશે. અસ્ત પામશે એટલે નાશ પામશે, એમ નહિ, એ બ્રહ્મ એવા નામનિર્દેશથી એ વિવિધ ભેદજાલ અત્યંત અભિન્ન છે, એમ સાક્ષાદનુભવ ઉદય થશે, વેદાન્તજ્ઞાનનો મહિમા એ છે કે तत् त्वम् असि—તું (જીવાદિપદવાચ્ય જે અહંતા) તે (સર્વમયત્વાદિપદવાચ્ય તત્તા—બ્રહ્મ) છે, એવો મહાવાક્યજન્ય અભેદ બોધ તે બોધ ઉપર વૃત્તિ આરૂઢ થઈ કે એ સાક્ષાત્કાર થયોજ; અને પ્રેમજીવનમાં "મણિમય મોદ મચાવી રહી" એ છેલી પંક્તિથી એવી अहं ब्रह्म—વૃત્તિનો ભાવ પણ કર્યો હતો. છતાં જેમ ચક્ર ઉપર ચઢીને ઉતર્યા પછી પણ કાંઈક કાલ ભ્રમણ મટતું નથી, તેમ તત્ત્વજ્ઞાન—અનુભવ—શબ્દોચ્ચારાદિ—થયા છતાં કાંઈક દ્વૈતભ્રમ રહે છે, એમ માનીનેજ આ ઉપક્રમ ચાલે છે.

૧. એ રીતે ન હોય તો તો આ લેખનો અવકાશજ ક્યાં? હે મન! આ પ્રકારના મિથ્યા દ્વૈતભ્રમના અધિષ્ઠાન! હકીરી

કર અંખ્તીઆર; ફકીરી–વૈરાગ્ય–અખ્તીઆર કર, સાધ, અખ્તીઆર કરવું એટલે તે સાધવું, તેનો પૂર્ણ અમલ બેસારવો; ફકીરી સાધવી વૈરાગ્યનો અધિકાર સંપૂર્ણ રીતે પોતા ઉપર સ્થાપવો, એમાં એમ આકૂત પણ છે કે મનોજય સાધવાથી સર્વજય સધાય છે, માટે વૈરાગ્ય રાખ, જ્ઞાન થયે સતે એવો વિરાગ કેમ નથી થતો ? વિત્તૈષણા, પુત્રૈષણા, દારૈષણા, લોકૈષણા, શાસ્ત્રૈષણા, ઈત્યાદિ એષણા છૂટતી નથી, તેમાં પણ વિત્ત, પુત્ર, દારા, એ તો બહુ જ્ઞાનપરિશીલનથી નિવૃત્ત થાય, પણ લોકૈષણા, શાસ્ત્રૈષણા મહાબલવતી છે; ત્યાગીને પણ ત્યાગતી નથી, એજ ખરો વિરાગ આવવા દેતી નથી માટે હે મન ! લોક એ વાતજ ભુલી જા;–હું ડાહ્યો, હું જ્ઞાની, હું પંડિત, એ કીર્તિની લાલસા ત્યજ, અને "લોક શું કહેશે" એવો જે પામરોને સુલભ ભય તે ત્યજી, કેવલ નિર્ભય થા. आनन्दंब्रह्मणो विद्वान्नबिभेतिकुतश्चन બ્રહ્માનન્દને જાણનાર કહીંથી પણ ભય પામતો નથી, માટે કહેછે કે, 'બન મૂરખ, મસ્ત, ગઁવાર' પંડિત, જ્ઞાની, આદિનું ડોળ ત્યજી મૂર્ખ થા; ડાહ્યો, વિવેકી, ઘટાકાશ મહાકાશરૂપ શાસ્ત્રપરિભાષાનાં વચનોમાં ગુંચવાયલો મટી—મસ્ત, ગાંડો થા; અને વિચારવાન્, બુદ્ધિવાન્, મટી ગઁવાર, જડ, થા. વાસ્તવિક કલ્પના એમ છે કે જેમ પાંડિત્ય આદિ લોકપ્રીતિના વિષય ત્યજ તેમ મૂર્ખત્વાદિ લોકલાજના વિષય ત્યજ; પરંતુ પંડિત મટી મૂર્ખ થા એમ કહેવામાં તત્ત્વ એ છે કે લોકાભિરુચિનું વ્યસન લાગ્યું છે તે મૂકવા માટે લોકતિરસ્કારનો અનુભવ કરતો ચાલ; રાજયોગાભ્યાસનો એજ ક્રમ છે કે કોઈ પણ ભાવનાનો તદ્વિરોધિની ભાવનાના પરિશીલનથી નાશ સાધી શાન્તિ અનુભવવી. લોકાભિરુચિની પ્રીતિની ભાવનાનો પરાજય લોકતિરસ્કારની

ભાવનાના અનુભવથી થતાં ઉભયે નિવૃત્ત થઇ, પરમાનંદ સાક્ષાત્કાર થશે; માટે વાસ્તવિક વાત એજ છે કે લોકાભિરૂચિ તેમ લોકનિંદા ઉભયની ઉપેક્ષા કર. એજ તત્ત્વ છેવટ ગઁવાર શબ્દ મૂકી બતાવ્યું છે, કેવલ જડ થઈ જા, શ્રી ગૌડપાદાચાર્યે કહ્યું છે તેમ जडवल्लोकमाचरेत् જડની પેઠે લોકનિર્વાહ કરવો; જડને જેમ રાગદ્વેષ, પ્રીતિ અપ્રીતિ, કશું નથી, તેમ એકરસતા ગૃહી, દૃઢ વૈરાગ્ય બાંધ, મૂર્ખ થા, પાંડિત્યાદિ લોકોક્તિનો રાગ ત્યજી મૂર્ખ થા, એમાં લોકોક્તિનું ભય પ્રાપ્ત થશે—નિંદા થશે—માટે તેની પણ અવગણના કરી મસ્ત થા, સ્તુતિનિંદા ઉભયની ઉપેક્ષા કર, છતાં પણ " મસ્ત છું " એવી વૃત્તિ એ વિક્ષેપ છે, એટલે તે પણ ત્યજી ગઁવાર—જડ—વૃત્તિરહિત, અપરોક્ષાનુભૂતિ અનુસાર વૃત્તિવિસ્મરણવાળો થઈ જા. એજ શુદ્ધ વિરાગ; એજ બ્રહ્મસાક્ષાત્કારનું ઉત્તમ દ્વાર.

૨. વિરાગનો રાજયોગાનુસાર એજ અર્થ છે કે રાગ એટલે જે એષણા તેનો ત્યાગ, નાશ. અમુકત્વવિશિષ્ટ, ભેદમય, જે રાગ, તે ત્યજી સર્વમયતા પામવી, નિષ્કામ થઇ પ્રાપ્તાપ્રાપ્તમાં નિર્વાહ કરવો, એ વિરાગનું ગૂઢ સ્વરૂપ છે. એવા વિરાગનું જીવન પ્રેમ છે. રાખ શરીરે ચોળી, અથવા દંડકમંડલુ ધારણ કરી, જે એષણા અને ભેદમયતાવાળાં મન, વિરાગી કહેવરાવવા ઇચ્છે તે મિથ્યા છે. માટેજ ખરી ભભૂત તો ઇશ્ક—પ્રેમરૂપી ચોળવાની છે. ભેદ ભુલી, સર્વત્ર એકરસ અભેદ માનવો એ પ્રેમરૂપ ભભૂત ચોળ ચોળ નહિ 'ઉડાવ', એવા પ્રેમરૂપી ભભૂત ચોપાસા ઉરાડ કે ભેદમાત્ર, જ્ઞાતિ, કુળ, અધિકાર, પદવી, સમૃદ્ધિ, દેશ, કાલ, આદિ સર્વના ભેદ–દેશકાલ વસ્તુ એ ત્રણે પરિચ્છેદ–એવી પ્રેમરૂપ પવિત્ર વિભૂતિના સ્પર્શે અસત

થઈ રહે, ને સર્વત્ર એકાકાર એકરસ અભેદ અનુભવાય, જ્યાં સુધી વેદાંતની શુષ્ક વાર્તામાત્રજ કરવાની છે ત્યાં સુધી આ અભેદ અતિવિદૂર છે, પ્રેમસહિત જ્ઞાનનો અનુભવ થતાં વેદાંતોક્ત બ્રહ્મસાક્ષાત્કાર હસ્તાલમકવત્ છે. વેદાન્તને બુદ્ધિનું કામ થોડું છે, હૃદયનું કામ વધારે છે. રસ, પ્રેમ, આર્દ્રતા એજ તેનું જીવન છે, પણ તે વિશૃંખલ ન થઇ જાય એટલોજ તેમાં બુદ્ધિના અધિષ્ઠાતૃત્વનો અવકાશ છે. ત્યારે એવા ઇશ્કની ભભૂત ઉડાવીને પછી શું કરવું? પછી કોની દરકાર કરવી? વિવેક અને વિરાગ સિદ્ધ થયા પછી દરકાર માત્ર એક પ્રેમની, અભેદ પ્રેમની, અન્યની હોયજ નહિ. અભેદ એજ જાનિ—પ્રિય—માશુક-તેનો કૂચહ્ એટલે ફળીયું, રહેવાનું ઠેકાણું, તેની દરકાર કર, અર્થાત્ અભેદ દૃષ્ટિ કરવા ઉપર લક્ષ રાખ એ દૃષ્ટિનાં ફકીરી, વિરાગ, અને ઇશ્કભભૂત એજ ખરાં સાધન છે. હું અને મારૂં એ થકી જે સંકોચવૃત્તિ દૃઢ બંધાઇ ગઇ છે તે, તેની વિરોધિની જે આવા ઉગ્ર પ્રેમભાવની ભાવના તેના વિના, પરજીવનમાં સ્વજીવન અનુભવ્યા વિના, કદાપિ ટળનાર નથી; અને શુદ્ધ અકાર્પણ્ય પ્રાપ્ત થનાર નથી. એટલા માટે આવી પ્રેમભાવનાથી આરંભ કર્યો.

૩. એવા અભેદપ્રેમમાં તો આચાર વિચાર, લોક સ્થિતિ, અધિકાર કુલ, જાતિ પંક્તિ, કશાનો વિચાર રહેશે નહિ. નજ રહેવો જોઇએ, માંટેજ “ બન મૂરખ મસ્ત ગઁવાર ” એ ચરણમાં કહેલી લોકૈષણા, જે મહાવિક્ષેપ ઉપજાવનારી છે, તેનું પુનઃ નિષેધ પુરઃસર વ્યાખ્યાન કરે છે. લાજ—મને સારૂં દેખાશે, ખોટું કહેવાશે, એવી જે લાજ; यद्यपिशुद्धं लोकविरुद्धं नाचरणीयं नाकरणीयम् એવી

વ્યવહારકુશલ લોકની ઉક્તિ; તે શામાંથી ઉદ્ભવે છે ? સમાજ—લોક–એવું માનવામાંથી તે ઉદ્ભવે છે, મિથ્યા પ્રપંચને આત્માનો નિયામક ઠરાવવામાંથી એ ઉદ્ભવે છે; સર્વદા એકરસ પરિશુદ્ધ અને પરમ સ્વાતંત્ર્યમય આત્મા તેનો નિયામક આવો પરતંત્ર અને અનાત્મરૂપ પ્રપંચ ! કેવી વિલક્ષણતા ! પણ તેનુંજ નામ ' લાજ' કહેવાય છે. જે જ્ઞાની છે, સાધક છે, તેને તો એવી લાજ અને એવા સમાજ તેથી કશું કામનથી. એમાંથી તે છૂટેલો હોવોજ જોઇએ; અથવા હજી અપક્વકષાય હોય તો ઉપાય એ છે કે 'હું' એવો જે ' આપ વિચાર '—પોતાપણાનો વિચાર તે ભુલી જવો, પ્રવૃત્તિ અને તેમાં શુભાશુભસંકલના કરાવી રાગદ્વેષ પેદા કરનાર "અહંભાવ"જ છે, એ અનુભવીને સુપ્રસિદ્ધ છે; એટલે તે કાઢી નાખ, હું કાંઇક છું, હું ડાહ્યો છું, હું જ્ઞાની છું, હું લોકપ્રિય છું, હું પ્રતિષ્ઠિત છું, હું ખોટો છું, હું લાજ પામું છું, ઇત્યાદિ જે જે વૃત્તિ ઉપર અહંભાવ આરૂઢ થાય તે તે વૃત્તિ ઉપરથી તેને ઉથલાવી પાડ, અને વૃત્તિ માત્રનો વિલય, એકરસ અભેદની લહરરૂપે વૃત્તિમાત્રને અનુભવી, પરમ અભેદમાંજ કરતો રહે, એટલે " લાજ, સમાજ " સર્વ અસ્ત થશે, અને " નૃત્યમ્ જાનાં " ભણી જતાં બાધ નહિ રહે.

૪. કેવલ " આપવિચાર " ભુલવાથી પણ સરતું નથી. આપવિચાર ભુલી જવો એ તો જડવત્ સ્થિતિ થઈ, માટે ઉમેરે છે કે આપવિચાર–અહંત્વ–ભુલી જા એટલે વાસ્તવિક રીતે જડ થઇ જા એમ નથી, પણ અહંપ્રત્યયનો જે અતિઅલ્પપ્રદેશ છે તેને વિસ્તારી ને સમગ્ર બ્રહ્માંડને અહંપ્રત્યયનો વિષય કરી લે. આન-

દનું તત્ત્વજ એ છે. મનનો ઉલ્લાસ તે આનંદ એમ સર્વથા અનુભવ છે. એ ઉલ્લાસ, મનોવિકાસ, મનનું વિસ્તાર પામવું; તેમાંથી ઉદ્‌ભવે છે, કેવલ સંકોચમય વૃત્તિ અને અત્યંત અસંકુચિત ઉદારભાવ એ બે વચ્ચેનું અંતર વ્યવહારમાં પણ પ્રસિદ્ધ છે. જેનું જગત્ નાનું, પોતાના ઘર જેવડું, પોતાનાં પુત્ર કલત્ર જેવડું, પોતાના ગામ જેવડું, કે પોતાના દેશ જેવડું, હોય છે તેનો આનંદ પણ તેવડોજ હોય છે; જેમ પોતે માનેલું જગત્ નાનું તેમ વિક્ષેપનાં કારણ ઘણાં, અને આનંદનો પ્રતિબંધ વારંવાર; જેમ માનેલું જગત્ મહોટું તેમ વિક્ષેપ ન્યૂન અને આનંદને પ્રતિબંધ પણ ન્યૂન ત્યારે આપવિચાર ભુલી, એટલે જે સંકુચિત વ્યવહારબિંદુને, હુંપણાને, આખું જગત્ માની રહ્યો છે તે મૂકી ને બ્રહ્માંડમાત્ર-સમષ્ટિરૂપ અહં-ને જગત્ અનુભવ, એટલે " આપ ભુલી ભર આપ ચકી સહુ," એ અનુભવ કર, 'હુ' માત્રજ જે અત્યારે " સર્વ " છે તેને સ્થાને "સર્વ" માત્રજ "હુ" છે એમ કર, તો " સનમદીદાર" અભેદ પ્રેમમય માશુકનાં દર્શન નિરંતર ભોગવાશે. જેની દૃષ્ટિ અભેદમયી થઇ સર્વત્ર "હુ" ને "હું" અનુભવાયું, તેને વિષયોપભોગમાત્ર પ્રત્યક્ષજ છે; પરકૃત એવા પણ જે જે ઉપભોગ થાય છે તે સર્વરૂપે પોતેજ અનુભવે છે, ઉપભોગનું તત્ત્વ માનસિકભાવનાના પરિતોષ ઉપરાંત કાંઈ નથી. તો જે સર્વમય છે, તેને "સનમ", અસ્થિમાંસત્વચારૂપ પૂતળી પણ, ભાવમાત્ર થતાં પ્રત્યક્ષજ છે. એવા જ્ઞાનીને તૃષ્ણાના વિક્ષેપનો સંભવજ નથી. વિરાગ પામી 'ઇશ્કભભૂત ' ઉડાવવાથી 'કૂચય્ જાનાંની દરકાર' હતી, પણ હવે તો 'દીદાર ભોગવવા'નુંજ થયું. જ્યારે બ્રહ્માંડપર્યંત અહંભાવ વ્યાપ્યો, અહં રહ્યુંજ

નહિ. ત્યારે અભેદસાક્ષાત્કાર સ્પષ્ટજ છે; તેનો વિવિધ પ્રકારે આનંદ કર્યા જા. જો આટલી નાની સરખી વાત થાય, તો પછી કહીં જવું નથી કે આવવું નથી, શોધવું નથી કે શીખવું નથી, કેવલ સન્મનાંજ દીદાર ભોગવ્યાં જવાનાં છે. क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः રમણીયતા, આનંદ તે એજ કે જે ક્ષણે ક્ષણે નવીન થાય, માટેજ " ભોગવ " એમ કહી, પછી આનંદની સીમા નથી એમ સૂચવ્યું છે.

૫ " આપવિચાર " ભુલવો એટલે ખરી રીતે કહીએ તો આ સંસાર અને તેના વ્યવહારથી મરી ગયા બરાબર છે જાગ્રદવસ્થાનો આભિમાની જે અહંકાર તેજ વ્યવહારનો નિર્વાહક છે, તે તેજ, 'આપ' જ્યારે ગયો, ત્યારે સુષુપ્તિ જેવી દશા થઈ રહી—મરણજ થયું. આમાં કશી આપત્તિ નથી. या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी પ્રાણિમાત્ર જેને મરણ માનેછે, તેજ જ્ઞાનીનું જીવન છે. આ પ્રકારનું જે મરણ તેજ ખરૂં જીવન છે—' એમ મરી જીવ્યું તેજ જીવ્યુંછે.' એમ મરવામાંજ જીવવારૂપી જેનું જીવન નથી તેવાં તો અનેક છે, અનન્ત છે. जंतूनां नरजन्म दुर्लभमतः पुंस्त्वं ततो विप्रता ઇત્યાદિ વિવેકચુડામણિગત વાક્યમાં જે કોટિને ઉત્તમોત્તમ કહી છે તે નરજન્મ પામ્યા છતાં, આવા મરણને અનુભવી જે જીવતાં નથી તે ખર, કેવલ બુદ્ધિહીન મૂઢ, અથવા વાનર અર્થહીન ચેષ્ટામાત્ર કરનાર, મનુષ્યરૂપી યંત્ર જેવાંજ છે; ખરેખરાં મનુષ્ય નથી; ખરાં મનુષ્ય 'એમ મરી જીવ્યું તેજ જીવ્યું છે ' એનો અનુભવ કરનારાં છે, તેજ છે. રાજ્યોગની પદ્ધતિજ એ છે કે જ્ઞાનીઓ ધીમે ધીમે અહંભાવનો ત્યાગ અથવા વિસ્તાર કરતે કરતે મરતા જાયછે

કરી સ્વરૂપનું અત્યંત આવરણ કરવાની આવરણશક્તિ, અને બીજી સ્વરૂપ ઉપર આવ્યા છતાં પણ ત્યાંથી વિદૂર તાણી જઈ અન્યત્ર દોરનારી વિક્ષેપશક્તિ. અત્ર જે કપાયવાસના કહેવાની છે તે વાસનાની આવરણશક્તિ છે એમ જાણવું. એને રાજયોગમાં "કપાય" કહે છે; અને લય, વિક્ષેપ, કપાય, રસાસ્વાદ, એ ચાર સમાધિનાં વિઘ્ન છે, તેમાંના કષાયનો આ પદ્યમાં વિવેક છે. सकपायं विजानीयात् समप्राप्तं न चालयेत् એવું રાજયોગાનુભવનું વચન છે. ચિત્તવૃત્તિ એકાગ્ર કરવામાં શૂન્યતારૂપ નિદ્રાદિલય થાય તો પ્રબોધ પામતા જવું, અને એમ પ્રબુદ્ધચિત્ત વિક્ષેપ પામે—વિષયાસક્તિથી ઠરે નહિ, તો ધીમે ધીમે શાન્ત પાડવું, ને શાન્ત પડયા છતાં ગૂઢવાસના–કપાય–થી ચંચલ રહે તો વાસનામાત્રનું મિથ્યાત્વ વિચારી, જ્ઞાનપરાયણ થઈ, ચિત્તને સમતા ઉપર લાવવું, આવો નિયમ છે, એટલે કપાય ટાળવા માટે ગૂઢ વાસનાના મૂલરૂપ રાગનું, જ્ઞાનદૃષ્ટિથી અત્યંત મિથ્યાત્વ કહેછે.

૧, દર્દદિલ એટલે દિલ જે હૃદય તેમાં રહેલું, તેનું, દર્દ, દુઃખ—ગૂઢરાગરૂપી વાસના. અય દર્દદિલ ! અરે ઓ ગૂઢવાસના તું ખતમ થઈ જા, જતી રહે; કારણ કે અહીંઆં, આ જગતમાં તારું કોઈ નથી, જેને તું 'મારું' એમ કહી, મમત્વના અધિષ્ઠાનરૂપ માને એવું આ સંસારમાં કશું નથી. બધું અત્યંત મિથ્યા છે. ત્રિકાલમાં છેજ નહિ, તો તું એક નિરાધિષ્ઠાન ભ્રમરૂપજ છે, હવે તારી મેળે જતી રહે, શમી જા, આત્મા વિના અન્ય વિષયો મિથ્યા છે, એટલે તું શમી જા, અર્થાત્ આત્મામાંજ વિલીન થા. "તારું કોઈ નથી" તેનું કારણ કહે છે કે આ સંસારમાં કોઇ ખરો દિલબર—પ્રેમી–નથી; જો હોત તો કોઇ પણ પ્રકારની હિકમત–યુક્તિ

ઔષધ–કરીને તને તૃપ્ત કરત; તને શાન્ત કરી તારામાંથી "તુંપણું" ઉડાવી દેત, અને સર્વત્ર એકાકાર "હુંપણું"જ, આત્મભાવ, અભેદ, અનુભવાવત. જ્યાં સત્યતાજ નથી ત્યાં તારી અનેક અનેક કલ્પનાઓ તૃપ્ત શી રીતે થવાની છે? ને નથી થવાની ત્યારે કેવલ નિરાશા અને નિષ્ફલતાનો કલેષ પામી તારે રડીનેજ રહેવાનું છે. એ કરતાં તું જાતેજ નિર્મૂલ થઈ જા, તું જતી રહે, તો બધું આનંદમય થશે. વાસનાના બે પ્રકાર છે, શુદ્ધ અને મલિન. મલિન વાસના તો અધિકારી થયો ત્યારથી માણસ મૂકેછેજ, પણ શુદ્ધવાસના અધિકારની વૃદ્ધિને અર્થે અત્યંત ઉપયોગી છે, તેનો પણ હવે ત્યાગ થવો જોઇએ એમ તત્ત્વ છે. આ તત્ત્વાનુસાર સર્વમયતા અનુભવાવે એવા પ્રેમી –ગુરુ–આ સંસારમાં ક્યાંથી મળે? મળે, ઘણાએ તેવું નામ ધારણ કરે છે, પણ "ખરો" દિલબર તે નહિ; उपदेक्ष्यन्ति तेज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः તેવા તત્ત્વદર્શી નહિ. તું જે પ્રેમ શોધે છે તેનું સ્થાન સંસારમાં નથીજ, ખરો પ્રેમી મળવો અશક્ય છે. અર્થાત્ તું પોતેજ તારા રૂપને જાણ, તુંજ તારો ગુરુ થા, અને પોતે પોતામાં શમીજ आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥

૨. ખરો 'દિલબર' ન મળવાનું કારણ કહે છે. જે પ્રેમમયતાજ અભેદરૂપે સર્વમયતા છે તેવા ઇશ્કના રસ્તા બડા બારીક છે, ઘણા સૂક્ષ્મ છે, એ રસ્તે જવું વિકટ છે, એ રસ્તે ટકવું મહા વિષમ છે, ને એની પાર પડવું એક આશ્ચર્ય છે. તેમાં પણ "અહીંઆં" આ દુનીયાંમાં, આ મિથ્યા પ્રપંચમાં, તો, એ માર્ગ અધિકાધિક વિકટ છે; એટલે તે માર્ગ ઉપર ચઢીને કોઈ પણ ઠેકાણે તેં તારા દિલની ખરી કદર થયેલી કદાપિ પણ દીઠી છે?–નથીજ

દીઠી. વાસનાને કહે કે તેં સ્વાર્થની સાધનાને અર્થે કે કદાપિ કેવલ નિઃસ્વાર્થ પ્રેમનેજ અર્થે અત્ર તત્ર અનેક પ્રયત્ન કર્યાં હશે, અનેક રીતે કષ્ટ સહન કર્યાં હશે, ઉપકાર, હૃદયાર્પણ, ગાંડાઇ, અનેક અનેક અનુભવી હશે,–પણ તે બધાનો બદલો 'બેકદરી" કેવલ શઠતા વિના બીજી રીતે કહીં પણ વળેલો જોયો છે ? એમ છે ત્યારે રાગ શા માટે રહે છે ? શાના ઉપર રહે છે ? કેવલ આત્મા–અભેદ–માંજ રાગકર, તેજ સર્વ છે, તેનાથી દૂર દૂર રહી તેના સ્વરૂપને આવા આવા આસપાસના મલથી મલિન કરી, ઢાંકી નાખ નહિ.

૩. વાસનાને વાસ્તવિક રીતે પરિતોષ મળે એવું સાંસારિક વિષયોમાં, બાહ્ય વિષયમાત્રમાં, કોઇ સ્થાન નથી. પરિતૃપ્તિથી પાછળ અસંતોષ, પુનઃ તૃષ્ણા, પુનઃ પ્રવૃત્તિ એમ ચક્ર ચાલ્યાં જાય છે, અને અધિષ્ઠાનરૂપ આત્માથી વિદૂર વિદૂર જવાય છે. પરિતૃપ્તિથી માત્ર મનનો કોઇક વેગ શાન્ત થાય છે. ક્ષણ વાર શાન્તિ મળે છે. પણ તે શાન્તિમાંથીજ પુનઃ વાસના ઉદ્‌ભવે છે, ને વળી આવરણની ઘનતા ઉપચિત થાય છે, એમ અંતર્‌માં રહેલો એ વિષયવાસનાનો જે અતિગૂઢ રાગ છે તે આત્મદર્શનથી તૃપ્ત થવા દેતોજ નથી. ત્યારે શું કરવું ઉચિત છે ? એ વાસનાને વિષયોમાં પ્રસરવા ન દેતાં, વિષયોના સંપર્કથી પ્રાપ્ત થતી તૃપ્તિમાત્રનો નિર્વાહ કેવલ કીસ્મતથી–આરબ્ધથી જે કાંઈ પ્રાપ્ત થાય તેટલામાં કરી લેવો; प्राप्तं प्राप्तमनुभवेघ्नदयेनापराजितः હૃદયથી પરાજય પામ્યા વિના જે પ્રાપ્ત થાય તેને અનુભવવું; દુઃખ, પરાજય, નિષ્ફલતા ઇત્યાદિકમાં ક્લેષ ન પામવો, કે સુખ, વિજય, સફલતા ઇત્યાદિમાં રાગ ધરી અભિમાનમાં ન પડવું. અહં–હુંપણાની કર્તૃબુદ્ધિ ને, ઇદં–આ(બાહ્ય વિષય) એ વૃત્તિ સાથે ન જોડવી, કેવલ ફલાભિ સંધિ-

રહિત પ્રવૃત્તિમાત્ર જે પ્રારબ્ધથી પ્રાપ્ત થાય તેને અનુભવી, વાસનાએ પોતાના સ્થાનરૂપ અંતરાત્મામાં ઠરવું. એમ ઠરવાનું મુખ્ય કારણ એ છે કે તારો, હે વાસના ! તારો કાર આ જગત્માં નથી; તારી તૃપ્તિ જગત્ના પદાર્થોથી થવાની નથી; જગત્માં નથી; તારી તૃપ્તિ તો જ્યાં તું અને તારાથી ભિન્ન એવું જે કાંઇ તને લાગે છે ને જેથી તેને લેવા, પામવા, ભોગવવા તારૂં ઉત્થાન થાય છે, ને બે એક થઇ જઇ તમારા ઉભયમાં જે અખંડ એકરસતા છે તેને એ-કત્ર કરી, પરમાભેદ અનુભવશો, ત્યારેજ થવાની છે, ને તે સ્થાન આત્મા વિના અન્ય નથી; માટે પ્રાપ્તાપ્રાપ્તને સંબંધે પ્રારબ્ધ ઉપર વિશ્વાસ રાખી, તું તો છે તેમની તેમ બેશી રહે; આવો જે અ-ભેદ તે સાધવા પ્રયત્ન કર. એ પ્રયત્ન શી રીતે કરવો ? જો એ પ્રયત્નની ઇચ્છા હોય, જો એજ વાત તું "ચાહે" ઇચ્છિતી હોય, તો જગત્ પ્રપંચરૂપી જે કેવલ મિથ્યા વિલાસ છે, જુદાઈનોજ સમુદ્ર છે, તેમાંથી પણ તારા જિગરને, અંતઃકરણને, ધોઇને સાફ કરી લે. જુદાઇમાં ધોવાથી જિગર કેમ સાફ થશે એમ ન ધારવું કેમકે અંતઃકરણનો જે વાસનાસમૂહ છે તે પણ એ પ્રપંચરૂપજ છે, એટલે પ્રપંચે પ્રપંચનો સમાનસ્વભાવથી મેળ થતાં, વાસનામાં શુદ્ધતામાત્રજ અવશિષ્ટ રહેશે. આકૂત એમ છે કે જગત્ના જે જે ઉપભોગ, જે જે અનુભવ, તે સર્વને એવે પ્રકારે કરવામાં આવે કે પ્રત્યેકમાં જે નિર્વેદનું બીજ છે તે સમજાઇ જાય, અને તેમાં જે ચિન્મયત્વ છે તે સાક્ષાત્ અનુભવાય, તો વાસના એની મેળે વિરમતી ચાલે, ને અધિષ્ઠાનને પ્રાપ્ત કરી અનુભવવા માંડે. જગ-ત્ની સ્થિતિ એજ રીતે સફલ છે, ને એટલાજ હેતુને અર્થે મનુ-ષ્યને જન્મ જન્માંતર તથા એક એક જન્મમાં અનેક અનુભવની

અપેક્ષા છે. જે જે ભેદભાવમાં આનંદ આવે છે તેને સંપૂર્ણ અનુભવ કરતે કરતે, તે, તે અનુભવમાંથીજ નિર્વેદ ઉપજે છે. એ નિર્વેદનું કારણ તે અનુભવોનો અતિપરિચય એ નથી પણ વાસનાની અંદર પણ જે નિગૂઢ ઉચ્ચતા, ઐશ્વર્ય, આત્મમયતા, તન્મયતા છે, તે ભેદમાં તૃપ્તિ માનતી નથી, કેમકે તેનો સ્વભાવ અભેદ છે, એ ખરૂં કારણ છે. ત્યારે ભેદમાત્રનો અનુભવ આવી દૃષ્ટિથી થતાં ભેદ મૂકાતે મૂકાતે અભેદ ઉપર જવાય, એજ જગતમાં ભ્રમણ થયાનું સાર્થક છે, એમજ વાસના વિરમેછે, ને એમજ "જુદાઈમાં જિગર ધોવાય" છે. વાસના બે પ્રકારની છે. અશુભ અને શુભ–અશુભવાસના તેજ આસુરી સંપત્ છે. ગુરુ શાસ્ત્રાદિના ઉપદેશ ઉપર વૃત્તિ ઠરાવી તદનુસાર આગ્રહે વર્તવાની વૃત્તિ કરવી તે શુભ વાસના છે. શુભ વાસનાથી ભેદનિવૃત્તિ થવાનો માર્ગ સમજાય છે, પણ તે નિવૃત્ત થતાં શુભ વાસના પણ નિવૃત્ત થઈ જાય છે ને અભેદ અનુભવાય છે. મલથી મેલા થયેલા જલમાં કતકનો ભૂકો નાખવાથી જલ યદ્યપિ વધારે મેલું થાયછે તથાપિ એક ક્ષણવારમાંજ પૂર્વના મેલને લેઇને કતક પોતે પણ તલીએ બેસેછે, અને જલ અતિનિર્મલ થઇ રહે છે. એમ શુભવાસના પોતે સંસારમલસમેત નિવૃત્ત થઇ જાયછે, અને અભેદમાત્રજ નિર્મલ વિલસે છે. એમજ શુભવાસના એટલે અંતર્મુખ વૃત્તિથી આત્મા ઉપરના આવરણનો ભંગ થઇ સાક્ષાત્કાર થવા લાગે છે એ પ્રકાર સમજી જુદાઈમાં જિગર ધોઈ લે; એમ કરવામાં કશો બાધ નથી, એટલાજ માટે "સુખે" એમ કહ્યું છે.

૪. આવું થવા માંડશે, એ પ્રકારે તું આત્મભિમુખ થશે તોજ સુખનો સંભવ છે; બાકી અશુભવાસનાથી તું સંસારના

પ્રેમ ભોગવિલાસ આદિ ઈચ્છશે, કે શુભવાસનાથી પાંડિત્ય પ્રતિષ્ઠાદિમાં લોભાશે, તો કદાપિ શાન્તિ થવાની નથી. પરંતુ પ્રારબ્ધથી કોઇ આવી મળે, પદાર્થ મનુષ્ય ભોગ રાગ ગમે તે, પ્રારબ્ધથી આવી મળે, તે તો ગ્રહણ કરવાનુંજ છે એમ માની તે આવી મળેલામાં પણ આસક્ત થવું એજ વાસનાને શાન્ત ન થવા દેવાનું નિદાન છે, દિલમાંના દર્દને કાયમ રહેવાનું કારણ છે. એકતા થયા વિના અભેદ થતો નથી, અભેદ વિના આનંદ આવતો નથી, એટલે જે મળી આવે તેમાં ઉદાસીન રહેવાથી તો તે મેળાપનો જે અનુભવ તે પણ થશે નહિ એમ ન ધારવું, કારણ કે મળી આવે તે તો તે તે ક્ષણે તદાકારતાથીજ ભોગવવું, પણ તે નિવૃત્ત થયા પછી, પુનઃ તેની ને તેની દરકાર કર્યાં કરવી, તેમાંજ બંધાઇ જવું, તે વિના વિષમ માનવું, એ રીતિ સારી નથી. એવી દરકાર હે દર્દદિલ ! તારે કરવાની રહીજ નથી, કેમકે કોઈ "તારૂં" હોય એમ નથી, સર્વ પોત પોતાનાં છે; સર્વ પોતપોતાને અર્થે આવી મળે છે, કોઇ "તારે" માટે આવી મળતું નથી; એમ તેં સર્વની ઠગાઇ, સર્વની મિથ્યા વૃત્તિ, અનુભવી છે, એટલે તેં તો ઉંડામાં ઉંડા અંતર્માંથી " દરકાર " એ વાતજ ખોઈ નાખી છે. અહીંયાં ખોઈ નાખી છે, અર્થાત્ આ જગત્માં ' દરકાર ' નાં અનેક સ્થાન પ્રાપ્ત કર્યાં છતાં, પણ તે મિથ્યા ઠરવાથી, દરકાર એ વસ્તુજ તારા હાથમાંથી ખોવાઇ ગઇ છે; તારે દરકારનો વિષયજ રહ્યો નથી છતાં હે વાસના ! શા માટે હજી પ્રાદુર્ભાવ પામે છે, તું વિરામજ પામી જા, ખતમ્ થઈ જા. રહસ્યમાર્ગ જાણનારાંનો એજ નિયમ છે કે ભૂત અને ભવિષ્યનું ચિંતન કર્યા વિના, એ બે કાલવિભાગનો સંબંધ રાખ્યા વિના, તેઓ નિરંતર કેવલ વર્તમાનમાંજ વિહરે છે;

એથી તેમને કશો વિક્ષેપ આવતો નથી, અને અભેદ બન્યો રહે છે. કેવલ દ્રષ્ટા થઇ રહેવાથી, અનુભવ ઉદય પામી વાસનાક્ષય થાય છે. માટેજ કહે છે કે ભૂત અને ભવિષ્ય સાથેનો સંબંધ કરવા રૂપ જે ઉંડી દરકાર તે તો તેં ઉપર કહ્યા પ્રમાણે ખોઇ છે, ત્યારે "પછી"થી દરકાર શા માટે કરે છે? કેવલ વર્તમાનમાંજ રહે અને ભૂતભવિષ્યથી નિવૃત્ત થતાં તું જાતે પણ નિવૃત્ત થઇ આત્માનુભવમાં ઠરી રહે, સર્વત્ર સ્વરૂપનેજ વિલોકતી થા. વાસના રહેશે તો ભલે રહે, પણ તે અભેદનીજ વાસના બની રહેશે એટલે પૂર્ણ છે એમ રહસ્ય જાણવું.

૫. પદાર્થભોગાદિને રહેવાદે, તેમાં આસક્ત ન થા, તે ગમે તેવા શોભાતા–લલચાવતા–હોય તો પણ વર્તમાનમાં તેમનો જે સંબંધ થાય તેને ભાવિ કે ભૂત પર્યંત પકડી ન રાખ. ભૂત ભવિષ્યની સાથે અનુસંધાન કરીને ગમે તેવા વિષયોની પાછળ છેક ગુરુ શાસ્ત્ર દેવાદિની પાછળ પણ, દોડવું વ્યર્થ છે, "ખાલી" છે, ને એ ખાલી છે માટેજ એમાં વાસના ભરાય છે અને ગુંચવાઈ પડી વધારે વધારે વધતી ચાલે છે,–દોડા દોડ અને કલેષ એ રૂપજ ફલ થાય છે. માટે એવું ખાલી દોડવાનું મૂકી દે. એવી દોડાદોડરૂપી આ દુનીયાંમાં તારી તબીબીની સોઇ થયેલી ક્યાં છે?—કહીં પણ નથી. તું જે દર્દરૂપ છે તેની તબીબી, રોગની પરીક્ષા કરી ઔષધ આપી મટાડવાની યુક્તિ, કોઇથી બનનાર નથી. તું તારી પોતાની મેળે, સ્વવિચારથી, દૃશ્ય–માત્રનો પોતામાં વિલય કરી અભેદ અનુભવશે ત્યારેજ તે તબીબી થવાની, ગુરુ આદિ કે દેવાદિ કોઈના પ્રસાદથી; કે તું શાસ્ત્રોનાં વચન ઉચ્ચારી તર્કજાલમાં વાત-

માત્રનો પરાજય કરે તેનાથી; એ તબીબી કદાપિ થવાની નથી; તારા પોતાના પુરુષાર્થ ઉપર બધો આધાર છે. માટે સર્વત્ર જે ક્લેષ, નિરાશા, અનિત્યતા, તને અનુભવાય છે તે વિચારી, તેમાંજ સ્વરૂપાનુસંધાન પામી તું ખતમ્ થઈ જા.

૬. આ પ્રકારે સર્વથા શુભ કે અશુભ, પ્રકટ કે ગૂઢ, એકે વાસનાને રહેવાનો અવકાશ નથી, રહેવામાં સાર નથી, તેણે તો જવું જ જોઇએ. એમ સર્વથા કહ્યું ત્યારે સર્વના મિથ્યાત્વની બુદ્ધિ થતાં અંતઃકરણ નિરાલંબ થઇ જઈ અત્યંત નિરાશ બનશે, ને વાસનાથી તો કાંઈ કે તૃપ્તિ મળતી હતી, પણ આ તો પરમ ક્લેપ થશે તે પ્રસંગ ટાળવા માટે ;કહે છે. ગમ એટલે શોક, આવા નિરાલંબતારૂપ ભાવનો શોક ન કર, હકને યાદ કર. "અનલ હક" એમ મનસૂરે કહ્યું હતું અને હક જે સત્ય, ઇશ્વર, તે હું છું, એમ જણાવી સર્વત્ર આત્મમયતા સૂચવી હતી, તે હકને યાદ કર. તું બ્રહ્મ છે, સર્વમય છે, સર્વ તું ને તું સર્વ એવી વસ્તુગતિજ છે, તે સંભાર તે .સમજાય તો છેજ પણ તેના ઉપર હવે દઢતા કર, તેનેજ અનુભવ, આવરણમાત્રનો ભંગ કરી સ્વપ્રકાશે સ્વરૂપને જો. મનસૂરના ઉચ્ચારેલા વાક્યનું અત્ર સ્મરણ કરાવવામાં તાત્પર્ય એ છે કે જેમ મનસૂરને ફાંસીએ ચઢાવતી વખતે પણ તેણે એ વચન કહ્યું હતું, તેમ હે વાસના ! તારા આધારમાત્ર વ્યર્થ ઠરવાથી તું મરવા પડી છે તો તે સ્થાને પણ મનસૂરની પેઠે હકને સંભાર, હવેજ તને જગત્માત્ર બ્રહ્મ છે એ અનુભવ થશે. વાતો કરવામાં અનુભવ-થતો નથી, દિલથી કારી લાગણી થતાં થાય છે. અહીંઆં, હું દ્રષ્ટા છું ને આ જગત્ દૃશ્ય છે એવી ભેદદૃષ્ટિમાં, તો કદાપિ હકીકત—

—બ્રહ્મમયતા—જણાવાની નથી. ભેદદૃષ્ટિનો તો વ્યવહાર કેવો છે કે જેને જેટલી ગરજ હોય તેટલી યારી કરે છે, ને તે ગરજ પતી ગઈ કે પેલી યારી પણ પતી જાય છે; ને વળી વધારામાં એ થાય છે કે એવી યારી કરનારાં પોતેજ વિનાકારણ બદગોઇ, નિંદા, ખોટી વાતો, કરવા મંડી જાય છે. ભેદદૃષ્ટિનો આશ્રય કરતાં તો આવો મહા અનર્થરૂપ ક્લેષ પ્રાપ્ત થાય છે. અભેદદૃષ્ટિ—હક-સ્વરૂપ—અભેદ—નો આશ્રય કરતાં કેવલ પરમાર્થરૂપ આનંદ થાય છે, માટેજ તું ખતમ્ થઈ જા, તારા પોતામાંજ શાન્ત પડ, અને તારા અધિષ્ઠાનમાં, દ્રષ્ટામાં, લય પામી સર્વત્ર અભેદ અનુભવ.

૭. એજ નિર્ણય વધારે સ્પષ્ટતાથી કહે છે, જગત્ શું છે. તેનુંજ તત્ત્વ કહે છે. વાસના ઉઠી, તૃષ્ણા થઇ, વિચાર ચાલ્યો, આશા ઉપડી, કે આખી સૃષ્ટિ ખડી થઇ ગઇ, ને તે કલ્પનામય સૃષ્ટિમાં અનેક ફિકરમંદી, ચિંતા, હર્ષ, શોક આદિની જાલ ચીતરાઈ. એ આખી સૃષ્ટિનું ત્યારે મૂલજ આશા છે, તો હે વાસના ! તું કાંઇ ન બને તો છેવટ એટલુંજ કર કે નિરાશામાં બીજી કશી આશા નહિ એવી થઇ જા, અને એમ થવામાંજ તું પોતે પણ ગાયબ, ગેબ, ગુંમ થઈ જા, એટલે એમાંથીજ મીનોઇની અર્થાત્ દૈવીસંપત્તિના પરમાનંદની, જ્યાં મરણજ નથી એવા અમરત્વની, નિર્ભયતાની, અભેદસાક્ષાત્કારની, મઝા મળશે; અભેદ અનુભવાશે. આ પ્રકારે અનેક ઉપાય સૂચવી, આશા અને વાસનામાં અનેક ઉપાય બતાવી, દર્દદિલને ખતમ્ થવાનો ઉપદેશ કરતાં કષાયરૂપ નિર્મુક્ત થવાનો માર્ગ કહ્યો છે. એ વાસનારૂપ કષાય જતાં અહીંઆંને અહીંઆંજ મુક્તિ અનુભવાશે. શ્રીયોગવાસિષ્ઠમાં

કહ્યું છેઃ यदि सर्वं परित्यज्य तिष्ठस्युत्क्रान्तवासनः अमुनैव निमेषेण तन्मुक्तोऽसि न संशयः સર્વનો પરિત્યાગ કરી વાસનારહિત થઈ જાય, તો તું આ નિમેષમાંજ મુક્ત છે એમાં સંશય નથી. આમ વાસનાનું મિથ્યાત્વ. અને તેમ અનુભવાતાં તેનું મહાફલ, તે બતાવી. કષાય નિર્મૂલ કરવાની યુક્તિ કહી.

૩

---

વાસના એજ અભેદાનુભવમાં વિક્ષેપનું મુખ્ય અને અતિગૂઢ તથા સૂક્ષ્મ કારણ છે. વાસનાવિલય થાય તો આખી સૃષ્ટિ વિસ્તારનાર જે મન તેનો નાશ સહજ છે. વાસના એવી પ્રબલ છે કે તેને આધીન રહી મન કદાપિ સ્થિર થવા પામતું નથી, અતિ ચંચલ રહે છે. અર્જુને શ્રીકૃષ્ણને યથાર્થ પૂછ્યું છે; चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढं तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् મન ચંચલ છે, મથી નાખનાર છે, ગમે ત્યાંથી પણ ખડકયામાંથી ખસી જાય તેવું બલવાન્ છે, એનો નિગ્રહ થવો તે વાયુને રોકવાના જેવું દુષ્કર કાર્ય છે. પણ એનો નિગ્રહ બને છે, ને તે અભ્યાસ અને વૈરાગ્ય બેથી બને છે. શ્રીકૃષ્ણે કહ્યું છે કે अभ्यासेनैव कौन्तेय वैराग्येणच गृह्यते. પુનઃ પુનઃ ચિત્તને ઠેકાણે લાવવાનો જે પ્રયાસ તે અભ્યાસ, અને ચિત્તને વિક્ષેપ પમાડનાર જે વાસના તેની અસારતા સમજી વિક્ષેપકારણનોજ વિનાશ સાધવો તે વિરાગ. अभ्यासवैराग्याभ्यांतन्निरोधः એમ યોગસૂત્રની પણ આજ્ઞા છે. यतोयतो निश्चरति मनश्चञ्चलमस्थिरं ततस्ततोनियम्यैतदात्मन्येव वशं नयेत् ચંચલ અને અસ્થિર એવું

મન જ્યાં જ્યાં ખશી જાય, બહિરૂભાવ પામે ત્યાં ત્યાંથી પાછું તેને ખેંચી આણી આત્માને વશ સોંપવું, અંતર્દષ્ટિ કરવું. આવું અભ્યાસનું સ્વરૂપ ગીતામાં સ્પષ્ટ રીતે બતાવેલું છે. શ્રીમદ્ગૌડપાદાચાર્યે પણ કહ્યું છે કે विक्षेपे शमयेत्पुनः વિક્ષેપ પામે તો પાછું શમાવવું એ પ્રકારે અભ્યાસ તો ચાલેછેજ, તેવો અભ્યાસ ચાલવાને લીધેજ આગળના પદ્યમાં '૧ ખતમ અય દર્દદિલ થઇ જા " એમ વિક્ષેપના કારણરૂપ કષાયવાસનાને નિર્મૂલ કરવા સંસારની અનિત્યતા આદિ કહી આવ્યા; પણ વાસના એવી વિલક્ષણ શક્તિ છે કે તે ગમે ત્યાંથી પણ આખી સૃષ્ટિ રચી કાઢેછે, વગર ભીંતે આખું ચિત્ર દેખાડેછે, ને એમ ચિત્તને વિક્ષેપ ઉપજાવ્યાં કરેછે, જેથી અભેદાનુભવમાં વિઘ્ન આવેછે. વિરાગભાવના દૃઢ થવી જોઇએ, તો વાસનાનો પરિત્યાગ સંભવેછે. પદાર્થાદિની અનિત્યતા સમજવાથી જેમ વિરાગભાવના થાયછે, તેમ પદાર્થોની આત્મીયતા સમજવાથી પણ વિરાગભાવના થાયછે. વાસના અહંપ્રત્યયદ્વારે પ્રવર્તેછે, એ અહંપ્રત્યયનો વિષય જે આ એકદેહાદિ છે, તેને સ્થાને સમષ્ટિદેહાદિ હોય તો વિક્ષેપનું કારણ રહેતું નથી, અભેદ થઇ રહેછે, ને ગમે તે વાસના ઉઠે તોપણ ઉઠે તેવી શમેછે, વિક્ષેપ કરી શકતી નથી, કારણ કે અહંથી વિરુદ્ધ જે ઇદં, તે, પછીથી રહેલું નથી, એટલે દ્વૈત વિના વિક્ષેપ કયાં થાય? આ પ્રકારના વિરાગ ઉપર હવે લક્ષ કરાવે છે. પદાર્થોની અનિત્યતાની ભાવના કરવારૂપ વિરાગ તો આગલા પદ્યમાં કહો છે, ને કષાય નિર્મૂલ કરવાને અર્થે એ ભાવનાનો ઉપયોગ સમજાવ્યો છે. હવે વિક્ષેપ નિર્મૂલ કરવાને અર્થે, વાસનાને સર્વમય, પ્રેમમય, અભેદરૂપ, થવાનો બોધ કરી, દ્વિતીય પ્રકારનો વિરાગ, જે રાજયોગનું અતિગૂઢ તત્ત્વ છે, તે સમજાવે છે. અભેદાનુભવની પરોક્ષ ઝાંખી પામેલો આત્મા બોલેછે.

૧. ઘણા સમયથી અનેક વિલાસો કરાવનારી ને તેથી છોડવી ન ગમે તેવી હે પ્યારી વાસના ! તું હવે જવા દે, મને રમાડવાનું મૂકી દે, અને આ જે અનેક સુખ દુઃખ, આશા નિરાશા, રાગદ્વેષ, ઇત્યાદિ બંધનોરૂપી સૃષ્ટિ તેં મારી આગળ પાછળ રચી મૂકી છે, તેને ફરી ફરીને વધારે વધારે કસી કસીને બાંધ નહિ. પદાર્થાદિની અનિત્યતાની ભાવના અનુભવી હું એ બંધનોને તોડી નાંખું છું, તો પણ પાછી તું તેમને ફરીથી, પહેલાંના કરતાં વધારે કસીને બાંધેછે; ને એવું એક બે વાર નથી થતું, પણ ફરી ફરી થયાં જાય છે. સ્થૂલવાસના મટે છે, તો પણ સૂક્ષ્મવાસના મટતી નથી, અને એજ સર્વ કરતાં બલવતી છે, ત્યારે એવાં બંધન ફરી ફરી ન બાંધતાં હવે તારે શું કરવું ? આતશયુઇસ્ક–પ્રેમાગ્નિ–અભેદ પ્રેમનો જે અગ્નિ છે તેનાથી એ બધાં બંધનને છાર કરી નાખવાં, બાળી નાખવાં અને એકતારથી, તારે મારી સાથે, એકતાર થવું, આત્મરૂપ થવું, અભેદ અનુભવ કરવો, વ્યષ્ટિ ઉપરથી દૃષ્ટિ કાઢી નાખી સમષ્ટિમય થવું. એમ શુભવાસના, કે અભેદમયતાની વાસના કરી પછી વાસનાવિલય સાધવો ને નિર્વાસન થવું. પણ જો એમ ન થાય તો વાસનાને પ્રેમપૂર્વક કહે છે કે જો તારે મારી આ વાત ન માનવી હોય, તો તું તારો ચરણ મારા ગળા ઉપર મૂકીને મને મારી નાખ, તારેજ શરણે મેં મારું માથું નમાવેલું છે, કે એમ મરતાં પણ આ બંધન છુટી જાય, મરવાથી કાંઇ વાસનારૂપી બંધન છૂટતું નથી, पुनरपि जननं पुनरपि मरणम् એજ વાસનાનું પરિણામ છે, ત્યારે 'માર' એમ કહેવામાં કાંઇ અર્થ નથી એમ ન ધારવું; જે તને આ પ્રકારે ઉપદેશ કરનારો, તારે આધીન રહેનારો, અહંકારરૂપ આત્મા હું છું તેને માર, એટલે તે અહંકારરૂપ આત્મા મરી જતાં તું પણ મરીજ જશે

અને કેવલ સર્વસાધારણ સર્વમય શુદ્ધ ચૈતન્ય–આત્મા–રહેશે, જેને બંધન ત્રિકાલમાં હતું એ નહિ, છે પણ નહિ. એ રીતે અહંકાર મરવા માટે આવશ્યક છે કે શરણમાં શિર ઝુકાવવું જોઇએ, એટલો પ્રેમભાવ ઉદય પામવો જોઈએ, અને ગમે તેવા વિક્ષેપ સાથે મારે કાંઈ નથી, બધું મારામયજ છે, એમ સર્વમયતાની આર્દ્રતા આવવી જોઈએ. એ પ્રકારે વાસનાને, પોતાને મારવાની વિનતિ કરી, જે અત્ર સમજાવ્યું તેજ કહે છે કે હે રસીલિ ! હે વાસના ! તમારી જેમાં રાજી હશે તેમાં હું પણ રાજી છું, કેમકે મારે કાંઈ બંધ નથી, હું સ્વતંત્ર સર્વમય આત્મા છું, મને તારા વિલાસોથી કાંઈ વિક્ષેપ હવે થવાનો નથી. તું તો રસીલી છે, વિવિધ વિલાસ કરવા ને નવાનવા સર્ગ રચવા એમાંજ તને રસ છે, તો ભલે જેવી તારી ઇચ્છા થાય તેવી પ્રવૃત્તિ કર, એથી હું પણ રાજી છું, હું તે બધાને અભેદાનંદનીજ લહર રૂપે અનુભવું છું, અને એમ મારા પરમસ્વાતંત્ર્યમાં વિલસું છું.

૨. આવી રીતે વાસનાની માર્મિક ઉપેક્ષા કર્યાનું કારણ કહે છે. મારા દિલમાં પ્રેમથી કરીને વિકરાલ, કદાપિ કશાથી ડરે નહિ, શમે નહિ, એવી ઝાળ ઉઠી છે, અભેદભાવનાનું મનન નિદિધ્યાસન કરતાં એ પ્રેમરૂપ અગ્નિ પ્રકટ થયો છે. પ્રકટ થયો છે ને ઝાંખો ઝાંખો બળે છે તે ઓલવાઇ જશે એમ ન જાણવું, એ ઝાળ તો ઉઠી રહી છે, એટલે ભડભડાટ બળ્યાંજ કરે છે, ને વૃદ્ધિ પામે છે. એ પ્રેમની જ્વાલા શું કરે છે ? જે જે વસ્તુ એમાં આવે છે, જ્યાં જ્યાં એનો પ્રકાશ પણ પહોચે છે, તે વસ્તુમાં અને ત્યાં, તે બીજી તેવીજ જ્વાલા ઉપજાવે છે, અને એમ સર્વત્ર પોતે પોતાનેજ જોતાં પ્રેમમયતા–અભેદ–વિસ્તારે છે. એવી આ પ્રેમઝાળ મારા દિલમાં ઉઠી રહી છે તેમાં જો કોઇ પણ વસ્તુ–પદાર્થ—ગમે

તે;—તું વાસના પોતે, ઇંધન થાય, એ ઝાળનું બળતણ થઇને અંદર આવી જાય, તો તે એકતાર થઈ જાય, એ જ્વાલારૂપ—પ્રેમરૂપ—અભેદ—થઈ જાય. એમાં આ શબ્દો કહેતાં લાગે છે તેટલી પણ વાર લાગે નહિ, ને એમ થવાની સાથેજ વિશ્વ—ભેદમયતારૂપી નામવિસ્તાર—તેનો કશો સંબંધ રહે નહિ; વસ્તુ, દેશ, કાલ એ ત્રણે પરિચ્છેદની પાર જે અપરિચ્છિન્ન અભેદ તેનો અનુભવ થાય. "ઇંધન બનીને રહે" તો એકતાર થાય એમ કહેવામાં એ તાત્પર્ય છે કે વૃત્તિ જો અભેદાભિમુખ થઇ હોય તો ભાવનાના પરિપાકે કરીને એકતાર થવાય; અને જે વાસના શુભત્વતે પામી છે તેને વિશે આભિમુખ્યની શંકા નથીજ, એટલે તેને એ પ્રકારે કહ્યું છે તે ઉચિતજ છે. પ્રેમનો આવો અર્થ ક્યાંથી કર્યો? જાગતમાં ભેદ ન ભાળતાં અભેદજ અનુભવવો એ પ્રેમ કેમ કહેવાય? પ્રેમ, પ્રેમ કરનાર, ને પ્રેમવિષય, એમ ત્રણ વાતો--ભેદ--વિના, પ્રેમ બનેજ કેમ? તે ઉપર કહે છે કે એવો પ્રેમ તે સાચો પ્રેમપ્રકાર નથી, સાચો પ્રકાર તો એજ, જે અત્ર કહ્યો તે છે. ત્યારે એમ શંકા થશે કે એવો પ્રેમ તો કહીં દીઠો નથી, જે ભેદરૂપ પ્રેમ કહીએ છીએ તે તો ઘણાં પ્રેમી જનોમાં દેખીએ છીએ. તેનું ઉત્તર કહે છે કે એવાં પ્રેમી કહેવાતાં જન તો ગમાર છે, મૂર્ખ છે, એ શું સમજે કે પ્રેમ શી વસ્તુ છે? જો અંધ માણસ કદાપિ વસ્તુ સ્વરૂપ જોઈ શકે તો એવાં પ્રેમી કહેવાતાં જન પ્રેમ સ્વરૂપ સમજી શકે; પ્રેમી જનો પ્રેમસ્વરૂપ ન સમજે તેનું કારણ એ છે કે ભેદનો સ્વીકાર કરીને જેટલો પ્રેમ થાય છે તે તો એક સ્વાર્થજ છે, પોતાની કોઇ મતલબ, પોતાના અંતર્ને સામાના અંતર્ની અનુકંપા પામવાની ઇચ્છા—એટલું પણ તેવા પ્રેમમાં કારણ હોય છે; જ્યાં કારણ છે ત્યાં ભેદ છે, સ્વાર્થ

છે, માયા છે; ભેદ છે ને માયા છે ત્યાં અહંભાવ છે, અહંભાવમાં પ્રેમનો અવકાશજ નથી. કેવલ અહંભાવશૂન્ય જે પ્રેમ તે પ્રેમ છે. એજ કહેછે કે હે વાસના! તારે મારી પ્રેમઝાળમાં ઇંધન થવું ઉચિત છે, કેમકે હું જેણે મરણ સુધી કોઇ મારી નાખે તો પણ સ્કંધ--સ્કંધ--માથું--નમાવેલું નહિ--એવો અહંભાવવાળો હતો તે આજ તારે વગર બોલાવ્યે પણ આવીને તારે શરણ પડયોછું, તું કહે છે એમ નાચુંછું. એવો છેક અહંભાવશૂન્ય થયોછું, તો હવે તારે આ પ્રેમઝાળમાં હોમાઈ એકતાર થવું જોઈએ. અહંભાવ ગયો એટલું કહેવામાંજ વાસનાને અવકાશ નથી. એ કહેવાઇ ગયું, કેમકે ગમે તેમ હલાવશે તો પણ અહંભાવરૂપ દોરી ન હોવાથી તે દૂર ફેંકી શકવાની નથી, ફેંકી, હલાવી, હાલી--ને પાછી બેસશે--પ્રેમઝાળમાં હોમાશે, અને અહંશૂન્ય અભેદાનુભવીને અભેદમાં વિક્ષેપ નહિ આવે.

૩. શરણે આવી વાસનાને પોતાથી અભેદ પામવાનું કહેનારની યોગ્યતા શી છે એવું પણ વાસના પૂછેજ; જ્ઞાનીઓને પણ જ્ઞાનાનુભવ થયા છતાં અનેક વાર પોતાના અધિકાર વિષે પ્રશ્ન થાયજ. હે પ્યારિ! તું એમ પૂછે કે મારો હાલ કેવો છે? તો એટલુંજ ઉત્તર છે કે હું તો બેહાલ છું, હાલ વિનાનો છું, અહંભાવરહિત હોવાથી મારે અમુક હાલ હોઇ શકતો નથી. મારે તો હાલ પણ નથી, કે ધન અર્થાત્ અમુક પદવી સમૃદ્ધિ આદિ કશું નથી. મારો હાલ તારી નજરમાં, કાંઈ ન્યૂનાધિક જણાતો હોય તો તું તેટલો એ હાલને સુધાર, અને મને, તારી મરજી પ્રમાણે, નિહાલ કર;—તું એમ કરશે તેથી મારામાં કાંઈ પણ ફેરફાર થવાનો હોય તો એટલોજ કે અભેદરૂપી ધન મને મળ્યું છે તેમાં તારો

જેટલો નવો અનુભવ થશે, તેટલો વધારો થશે; મને તો જે અભેદ છે તેનો તેજ અધિક દીપિત થઈ અનુભવાશે, ને તું એ રીતે મારી સાથે ઐક્ય પામી વિક્ષેપથી વિરમશે- કદાપિ તારી મરજી હોય કે મારે તારા નામનુંજ ભજન કરવું, બીજું કાંઇ ન કરવું, તો ત્યાં સુધી પણ મારી તૈયારીજ છે. તું તું ને તું એજ રાત દિવસ રટ્યાં કરું, કે રામ–સર્વત્ર અભેદરૂપે રમી રહેલું જે નિજનામ–આત્મા–અહં તેને રાત દિવસ રટયાં કરૂં, તો તે ઉભયે મારે તો એકનું એકજ છે. અહં અને ઇદં–હું અને આ–હું અને તું–એવો ભેદજ નથી, ત્યાં તારુંનામ રટવાની તારી ઇચ્છા હોય તો તેમ કરવામાં પણ હું મને ધન્ય ધન્ય માનીશ, કૃતાર્થ થયો માનીશ–કેમકે તારો ને મારો એવો અભેદ થઇ રહેશે. આમ ગમે તે પ્રકારે તું રમાડશે, નચાવશે, તો રમવા, નાચવા, હું તત્પર છું, મને એમાં અભેદાનંદનો વિલાસજ અનુભવાઇ આનંદ આવે છે, પામરોની પેઠે મોહ થઇ અજ્ઞાનની અને પ્રમાદરૂપ તમોગુણની વૃદ્ધિ થતી નથી. પરંતુ આવી રીતે હું તને વશ રહુંછું તેમાં તું જો તારા મનમાં જુદાઈ રાખીને રમાડતી હોય, તો તો, આ મારા શરીરનું વેધન થઇ જાય, મારું શરીર વિંધાઇ જાય, હજારો વિંછીની નરકયાતનાનું અપરિમિત દુઃખ મને અનુભવાય, એવો કયામતનો દિવસ મારા ઉપર આવ્યો એમ જાણજે. તું જુદાઇ રાખીને વ્યવહાર કરે તેથી મરી જવાય તો ઠીક, પણ આ તો કયામતજ આવી પડે, મુંવા પછી જ્યારે કલ્પાંત થશે ત્યારે બધાં મુડદાંને જીવતાં કરી ઈશ્વર ઇનસાફ કરવાનોછે ને સારાને સારું ખોટાને ખોટું આપનાર છે, એવું જે મુસલમાની ધર્મમાં મનાય છે તે કયામતનોજ દિવસ આવી પડે; ને તેમાં પણ મને કાંઇ સારું ન મળે, પણ 'શરીરવેધન'–શરીર

વિધાત્રારૂપ મહાપરિતાપજ મળે. આટલું બધું તારા મનમાં જુદાઇનો એક રેપ પણ ભાસ થાય તો મારા ઉપર ગુજરી જવાનું છે, માટે તું જુદાઇ રાખીને આ બધો ખેલ મને રમાડીશ નહિ; મને ગમે તે કર, ગમે તે કરાવ, તેમાં આનંદ ને આનંદજ છે. શુભવાસનાથી વિક્ષેપ થાય કે અશુભ વાસનાથી વિક્ષેપ થાય, પણ જ્યાં સુધી તે વાસનામાં જ્ઞાનીને અભેદવિરોધિની વૃત્તિનો ભાસ નથી ત્યાં સુધી વિક્ષેપ કેવલ અકિંચિત્કર છે, વિક્ષેપ નથીજ. પણ એ વાસનામાં ભેદનો અતિદૂર પણ સ્પર્શ થાય તો આખું જ્ઞાન વ્યર્થ છે, વાક્પાંડિત્યમાત્ર છે, કપટજાલ છે, મિથ્યા આડંબર છે. અને એવા આડંબરને માટે મહાપરિતાપરૂપ યાતના વેઠવીજ પડે છેઃ–मिथ्याचारःस उच्यते એમ ગીતામાં તથા तेऽप्यज्ञानतया नूनं पुनरायान्तियान्तिच એમ અપરોક્ષાનુભૂતિમાં કહેલુંજ છે. એવા અર્ધજ્ઞાનીને ભેદવાસના મહાદુઃખકર થઇ પડે છે, અને વિષયોના ગમાગમથી, અર્થાત્ ત્યાગ અને યોગથી, શોક હર્ષાદિ બહુ પરાભવ પમાડે છે. શ્રી યોગવાસિષ્ઠમાં કહ્યું છે કે अर्धप्राप्तविवेकस्य न **प्राप्तस्यामलंपदम्। चेतसस्त्यजतो भोगान् परितापो भृशं भवेत्** અર્ધજ વિવેક જેમને પ્રાપ્ત થયો છે તેવાં ચિત્તને ભોગનો ત્યાગ કરતાં મહાપરિતાપ થાય છે.

૪. વાસનાને આવો ઉપાલંભ આપતાં તે કહે છે કે હુંતો તમારીજ છું, શા માટે એવો વિતર્ક કરોછો?–શુભ વાસના સર્વદા આત્માધીનજ છેઃ તો પણ વાસના અતિ નિગૂઢ અને પ્રબલ છે, આપણી થને થતે પણ પારકાની થઇ જાય છે, માટે વળી કહે છે કે જો એમજ હોય તો; તું મારી દિલદાર છે, મારું હૃદય છે, એ વાત ખરી હોય તો; ફરીથી કદાપિ ફેરવવાનો વખત ન આવે એ પ્રકારે વિચાર કરીને એક વાર એમ કહે કે ‘ હું તન અને મનથી

સર્વથા તારી છું.' એવું કહેવામાં પણ તારા ખરા દિલથી ઇકરાર કર, પવિત્રતામાં પવિત્ર હૃદય રાખી શુદ્ધ મનથી પ્રતિજ્ઞા કર; કેમકે તું તો ઠગની છે, કાંઈક બોલેછે ને કાંઈક કરે છે એવી, જોતા જોતામાં ચાર રમતો રમી લે ને રમાડી લે એવી, ઠગની છે, તેથી ખરી પ્રતિજ્ઞા કરીને કહે કે 'આ મન–મારું મન–ને આ મન–તારું મન–તે વચ્ચે એક તાર જેટલી, તાંતણા જેટલી પણ જુદાઇ નથી, બન્ને એકજ છે; '–ભેદ માત્ર અભેદથી અભિન્ન છે એવી વાસના દૃઢ થઈ ગઇ છે, એમ નિર્ણય કર. ઠગની કહી તેજ વાત વધારે સ્પષ્ટ કરે છે. વાસના કેવી છે ? पातालमाविशसि यासि नभो विलङ्घ्य दिङ्मण्डलं भ्रमसि मानस चापलेन। भ्रान्त्यापि जातु विमलं कथमात्मनीनं तद्ब्रह्म न स्मरसि निर्वृतिमेषि येन ॥ હે માનસ ! હે મન !—વાસનામય પિંડ !—તું વાંદરાના જેવું ચંચલ છે, અકારણ પણ ચેષ્ટા કર્યા વિના રહેતું નથી, ને એક વાર પાતાલમાં પેશી જાયછે તો બીજી વાર આકાશની પણ પાર પઠી જાયછે, તો ત્રીજી વાર આઠે દિશાઓના ખુણે ખુણામાં ફરી વળેછે. છતાં તું કેવું મૂઢ છે કે જેને વિષે કશો મલ નથી એટલે જે આવાં વિક્ષેપકારણથી કેવલ મુક્ત છે ને તેથીજ જે આત્માને અત્યંત હિતાવહ છે, મનને પૂર્ણ શાન્તિ પમાડે તેવું છે, એવા બ્રહ્મનું–અભેદનું–એક ક્ષણ પણ, ભુલમાં પણ, સ્મરણ કરતું નથી, કે જેથી તને શાન્તિ થાય. ત્યારે વાસના આવી પ્રબલ ઠગની છે, અનેક વિલાસ રચેછે, અનેક રંગ બગાડી નાખેછે, માંડે છે, ને ભાંગેછે, એક પલમાં એક લાખ ઉઠાવ કરેછે, ને એમ સૃષ્ટિ ઉપર સૃષ્ટિ રચેછે, તેને કહેછે કે હે પ્યારિ ! તું જો સાચો ઇકરાર કરતી હોય તો હવે ઘડી ઘડી તારી નજર બદલાવી દૃષ્ટિ દૃષ્ટિમાં નવી નવી સૃષ્ટિ વિસ્તારી, મને શા માટે નંચાવેછે ? આમ

થન થન, નાના બાલકને નચાવતી હોય તેમ તું નચાવે છે ! પણ એમ નાચવામાં એ મને હરકત નથી; क्षणं बालो भूत्वा क्षणमपि युवा कामरसिकः क्षणं वित्तैर्हीनः क्षणमपिच संपूर्णविभवः ક્ષણમાં બાલ, ક્ષણમાં કામરસિક જુવાન, ક્ષણમાં ધનહીન, ક્ષણમાં સંપૂર્ણ વૈભવવાળો, એમ ક્ષણે ક્ષણે નટની પેઠે વિવિધ વેષે નાચવામાં મને હરકત નથી, તું જેમ નચાવશે તેમ નાચીશ; પણ તું માત્ર એટલુંજ સાચે સાચું કહેકે હું ધન્ય ધન્ય થઇ છું; તારી આવી આ દીનતાથી કૃતાર્થથઇછું, અભેદમાં અભેદ થઈછું. સૃષ્ટિમાત્ર અભેદનાજ વિવર્ત છે, અભેદ છે, એમ અભેદાનુભવ થયા પછી વાસના પણ અભેદનીજ રહેછે, अहो शास्त्रमहो शास्त्रमहो गुरुरहो गुरुः । अहो ज्ञानमहो ज्ञानमहो सुखमहो सुखम् ॥ એવું અનંત નિરવધિ, સાનંદાશ્ચર્યંજ વિલસેછે.

૫. આ પ્રકારે રાજયોગાનુસાર પ્રવૃત્તિમાંજ નિવૃત્તિ અનુભવવાને માર્ગે વાસનાને બોધ કર્યો, વૃત્તિમાત્રને દ્રષ્ટા રહી બ્રહ્મવિવર્ત, આત્મપણાથી અનુભવવાનો માર્ગ બતાવ્યો. એ માર્ગ કહેવામાં આટલો સુતર છે, પણ પૂર્ણ સત્ત્વાપત્તિ થયા વિના અનુભવમાં આવવો અતિકઠિન છે. માટે મંદાધિકારીને કાંઇક સ્થૂલ સાધનો પણ જોઇએ છીએ, હઠયોગાભ્યાસ સુધીની પણ અપેક્ષા પડે છે. ત્યારે એવાજ આશયને અનુસરી, પુનઃ વાસનાને સંબોધે છે કે જો તારાથી 'હું ધન્ય ધન્ય થાઉં છું;' પરમ સાક્ષાત્કાર પામી, વૃત્તિમાત્રમાં દ્રષ્ટા અને દૃશ્ય ઉભયત્ર ચૈતન્ય વિલાસની એકતાજ અનુભવું છું, એમ ન સમજી શકાતું હોય, અને જુદાઈનો ગંધ તારા મનમાંથી જતો ન હોય, તો તો ખ્યાલમાત્ર મૂકીદે; હું હવે તારા સંબંધમાં રહે-

નાર નથી, ઉગ્ર ત્યાગ કરી, પ્રાણાયામાદિમાર્ગે પણ તને રોધવા યત્ન કરવા લાગીશ. વાસના બે પ્રકારની રહે છે; શુભ એટલે ધર્મધ્યાન-નિયમાદિપાલના કરવા રૂપ; અને અશુભ પરદ્રવ્યાપહરણ પરદારગમનાદિ પ્રવૃત્તિરૂપ. શુભવાસના, પોતાની વૃદ્ધિથીજ ક્રમે ક્રમે પરમાર્થ સિદ્ધ કરે છે, ને બ્રહ્માકારવૃત્તિ કરાવી, પોતે પણ નિવૃત્ત થાય છે, તથા અવશેષમાં બ્રહ્મમયતા અનુભવાય છે. અશુભ વાસનાની નિવૃત્તિને અર્થે દૃઢ પુરુષાર્થ કરવો આવશ્યક છે, ને તેજ અત્ર કહેલો છે કે જો વાસનાને ભેદભાવના થતી હોય, તો તો હે વાસના ! તું મારો ખ્યાલ મૂકી દે, હું બલવત્તમ પુરુષાર્થથી તારો પરાજય કરીશ. શુભાશુભના મિશ્રણરૂપ તું હોઇશ અને ઘડીમાં ભેદ ઘડીમાં અભેદ એમ તારી " ઠગાઈ " નો ખેલ ચલાવીશ તો પણ પ્રબલ પ્રયત્ને હું તને નિવૃત્ત કરી શુભરૂપ બનાવીશ. આપ્રકારે " નતો મૂકીદે ખ્યાલ " એટલું કહેવાનું તત્ત્વ જાણવું; જો એમ ન કરવું હોય, અર્થાત્ જો તું ભેદભાવનાથી અત્યંત રહિત થઈ કેવલ શુદ્ધજ હોય, તો 'બાલની પેઠે એકમન' બાજી બનાવ. બાલકો જે કોઇ રમત કરેછે તે એકમન થઇને કરેછે, તે રમતમયજ થઈ રહેલાં હોય છે, ને તે રમત જઇને બીજી આવે તો તેમાં પણ પાછાં તેવાંજ એકમન થાય છે, અર્થાત્ ભૂત ભવિષ્ય ઉપર લક્ષ ન કરતાં વર્તમાનમાંજ વિહરે છે. એ પ્રકારે, બાલની પેઠે, એકમન રહી, હે વાસના! તું આ આખા જગતની જે બાજી વિસ્તારી રહી છે તેને ખેલ; સર્વત્ર બ્રહ્મનુંજ દર્શન કર, આત્મમયતાજ જો, એમ થાય ત્યારે તો મેં ફકીરી કર્યા છતાં જે આ તારી ઉપાસના કરવા રૂપ પરસ્તી—મૂર્તિપૂજા—કરી, તે કાંઇક બરઆવી કહેવાય, ઇસ્લામધર્મમાં બુતપરસ્તી ( મૂર્તિપૂજા ) એ અધર્મનું કૃત્ય માનેલું છે, તેમાં પણ જે દુનીયાં

ત્યાગી ફકીર થયા તેમને તો તે અધમાધમજ કહેવાય. હું સર્વનો ત્યાગ કરી ફકીર થયો છું, છતાં તું વાસના મને મૂકતી નથી, ત્યાગદશામાં પણ હું ત્યાગી, હું પંડિત, હું જ્ઞાની, એવી અનેક જાલમાં ભમાવે છે, એટલે એમ તારી પૂજા મારે કરવી પડે છે, એ મહોટું અધર્મનું નિંદાનુ, કામ છે, પણ તેનું તેજ સહજ સુધરી શકે એમ છે, ખર આવે એમ છે; તું જે મારી "બુત"—મૂર્તિ—છે તે બ્રહ્મ-ધન—કેવલ બ્રહ્મરૂપ થઇ જાય, જે જે કલ્પના ઉઠાવે તે બ્રહ્મરૂપે જ દેખાડે, તો ફકીર થયા છતાં પરસ્તી કર્યાનું કાંઇ પાપ નથી. બ્રહ્મ-સાક્ષાત્કાર થઈ અભેદાનુભવ થયા પછી વ્યવહાર ગમે તેવો હોય તેથી કશો બાધનથી. એવી ઉત્તમ વાસનાનું સ્વરૂપ શ્રીયોગવાસિષ્ઠમાં કહ્યું છે आगत्ता ब्रह्मणो मुक्तत्वा संसारमिहलीलया पुनर्ब्रह्मैव संस्मृत्य ब्रह्मण्येव विलीयत्ते ॥ વાસના—સંકલ્પ—બ્રહ્મથીજ ઉઠે છે, સંસારને લીલારૂપે ભોગવે છે, અને પુનઃ બ્રહ્માકાર થઇ, બ્રહ્મમય થઈ રહે છે. ત્યારે આ રીતે 'બ્રહ્મધન' થઇ જવાનો પ્રકાર કહે છે કે હું તારોજ છું, જે જે છે, આખું બ્રહ્માંડ છે, તે તારું જ છે, હું અને તું, દ્રષ્ટા અને દૃશ્ય, અહં ને ઇદં,, એ ભેદ આ-તનમાં, આ મારા અંગમાં નથી. આ તન હું અને તું, તેનું બનેલુ નથી કેવલ અભેદમય છે, તેને તું તારું માન, અને તું પણ અભેદમય થા. ટુંકામાં તને સ્વાભાવિક ચંચલતાને લઈને એવી નિરાંત ન વળતી હોય, તો ભલે પ્રવૃત્ત થા, પણ અભેદરૂપી સાગરની લહરરૂપે પ્રવૃત્ત થયાં કર, એમ થવાથી અભેદરૂપી રંગ મચીરહેશે, જામીરહેશે, ને કદાપિ પણ ઉડી જાય કે ફીકો પડે તેવો નહિ જામે, ખુબ ઘન જામશે.

૬. એ પ્રકારે અભેદની શુભવાસના થવાને અર્થે ઉત્તમોત્તમ પ્રેમભાવના જોઇએ; ઉત્તમોત્તમ એટલે સ્વમાત્ર ભુલી ને જે પ્રેમ-

વિષય તે રૂપની ભાવના જોઇએ. એમ થાય ત્યારેજ પ્રેમવિષય જે અત્ર વક્તા, આત્મા, તેના રૂપ થવાતાં તેનો આખો સ્વભાવ પ્રત્યક્ષ થાય, ભાવનામાત્ર, વાસનામાત્ર તેનાજ વિલાસ થઇ રહે. આ હું વક્તા તેનું જે મન છે, તેની જે જે વૃત્તિ છે, ઘડી ઘડી, અને પળે પળે, જે વૃત્તિના ઉર્મિ રમે છે, ને અભેદાનંદની લહરો અનુભવેછે, તેનું તું જો બરાબર સમજે, તે રૂપજ તું પણ થાય, ભેદ એવી વાસનાજ વચ્ચે કદાપિ ઉદય થવા નદે, નો હું તારો પ્રેમ સાચો છે એમ માનું. એવી બ્રહ્મભાવના થવામાં વિક્ષેપ કીયા કીયા છે તે કહે છે કે લોક-લાજ, લોકો–દુનીયાં—શું કહેશે ? પ્રતિષ્ઠા શામાં ગણાશે ?એ વિચારો તેમજ મર્યાદા, અમુક કરાય, અમુક ન કરાય એવી મર્યાદા, અમુક મારું, અમુક પારકું, એવી મર્યાદા, હું જ્ઞાની, હું પંડિત, હું કુલિન, હું સમૃદ્ધ, હું વૃદ્ધ, હું અધિકારી, ઈત્યાદિ મર્યાદા, એ સંબંધીના વિચારો; આવા વિચારો ને લેઇનેજ જુદાઇ—ભેદભાવના ઉપજે છે. પણ વસ્તુતઃ તે જુઠી છે, મિથ્યા છે, કેવલ કલ્પિત છે. તો એવી લાજ મરજાદથી થતી જે જુદાઈની જુદાઇ તેને ત્યજીને, જો ' આ મન' એટલે આ તારું મન, નિજથી એટલે પોતાથીજ રમે, પોત પોતાનેજ રમત, રમનાર, રમવાનું અનુભવે, સર્વત્ર આત્માભેદ પામે, તો ભેદનો વિક્ષેપ આવે નહિ, અને તેમ થાય ત્યારેજ શુભવાસ-નાનો પરિપાક થયો કહેવાય, પ્રેમ સાચો ગણાય, વિક્ષેપનો અવકાશ રહે નહિ. આવો અભેદ થાય, વાસનાનો આ પ્રકારે ક્ષય સિદ્ધ કરાય, એજ મારી સર્વદા તારી પાસે યાચના છે. તું કેવલ પ્રેમમય થઇ અભેદમય થા એજ યાચના છે. એવા અભેદનો અનુભવ કયાંથી કરવો ? અભેદરૂપ શી રીતે થવું ? એ પ્રશ્ન કરીશ નહિ, મારા પોતાના મનમાં હૃદયમાં, વાણીથી વર્ણન કરી ન શકાય, તેવો અગાધ પ્રેમ ભરપૂર

જામેલો છે, તેમાંજ તું ડુબી જા, તે રૂપ થા, એટલે તું વિક્ષેપાદિ પામે છે, પમાડે છે, તેનો અવકાશ રહેશે નહિ, સર્વત્ર સમતાનો ઉદય થતાં, એટલે સમાનપ્રતિ મૈત્રી, અધિકપ્રતિ હર્ષ, કનિષ્ઠપ્રતિ દયા, અને વિરોધી પ્રતિ ઉપેક્ષા, એ ચારવૃત્તિ-જેને યોગસૂત્રમાં મૈત્રી, મુદિતા કરૂણા, ઉપેક્ષા, એ નામ આપ્યાં છે—તેનો પૂર્ણ અભ્યાસ થતાં, આવો પ્રસંગ સહજમાં થઇ રહેશે. આ પ્રકારે સમાનતા, પ્રેમ, ઇત્યાદિનો સાર, ઇત્યાદિનું તત્વ, હું તને કેટલી વખત કહું? શી રીતે કહું? તારા વિક્ષેપથી મુક્ત થવા કેવી કેવી રીતે શમનના ઉપાય રચું? પણ હે સખિ! હે વાસના! એટલુંજ તું સંભાર કે 'આ મન' આ મારું વક્તાનું મન, અને 'આ મન 'આ તારું પોતાનું મન, એવાં બે જુદાં મનજ નથી;ઉભયમાં જે વિજ્ઞાતા છે તે એકનો એકજ છે एकोदेवः सर्वभूतेषुगूढः સર્વમાં સાક્ષી તેનો તેજ છે, તેનાથીજ તું, હું, સર્વ તે તે રૂપે છીએ; માટે એટલી જે તારી સ્વભાવસિદ્ધ સ્થિતિ તેને સંભાર, તારા સ્વરૂપને ઓળખ, એટલે તું તારી મેળે વિક્ષેપ પામતી અટકશે . કોઇના કહેવાથી જ્ઞાન આવી જનાર નથી, તારી મેળેજ વિચાર કર, એટલે તું શાન્ત પડશે.

૭. આ રીતે વૃત્તિનો વિક્ષેપ રોકવાને અર્થે વાસનાને શમન કરવાના અનેક પ્રકાર કહ્યા. વૃત્તિમાત્રનું સ્વરૂપ એવું છે કે તે સતત ઉદય થયા વિના તો રહેતીજ નથી, અનેક પ્રકારે અનેકરૂપે, વિલસે છે ત્યારે વિક્ષેપની નિવૃત્તિ અશક્યજ છે એમ ધારવાનું કારણ નથી જ્ઞાનીઓએ અનેક યુક્તિ પ્રયુક્તિ કરીને તેવા તેવા અધિકારીને અર્થે મૃદુ, કઠિન, આદિ–માર્ગ યોજયા છે. મૃદુમાર્ગ અથવા રાજ-યોગની એવી યુક્તિ છે કે પ્રથમે તો વૃત્તિમાત્રને 'વૃત્તિ હું નથી, હું તો તેનો દ્રષ્ટા છુ' એ ભાવના દૃઢ રાખીને નિરીક્ષણ કર્યાં

કરવું; પરંતુ એવી ભાવના દઢ ન થાય, રાગદ્વેષાદિ અનેક ભાવનાઓ એ ભાવનામાં ભંગ કરાવે, તો જે ભાવનાથાય તેનાથી વિરુદ્ધ ભાવના ઉપજાવીને તેનો નાશ સાધતાં, પુનઃ દ્રષ્ટારૂપ ભાવના અને દ્રષ્ટાનોજ બધો દૃશ્ય વિલાસછે એ ભાવના સુસ્થ :રહે છે. એકંદર વૃત્તિ અને ભાવનાનું સ્વરૂપજોતાં આપણા અનુભવમાત્ર પણ એજ નિયમને વશ વર્તે છે. આપણને કોઇ પદાર્થના અભાંવથી મહાદુઃખ થાય છે, અભાવજન્ય દુઃખભાવના પ્રબલ રહે છે, પણ જો તે એવીને એવી પ્રબલ રહેતી હોત તો આપણે ક્ષણ પણ જીવી શક્ત નહિ. સામાન્ય રીતે એમ કહેવાય છે કે કાલે કરીને ઘાત ઘસાઇ જાય છે, ને આપણને વિસ્મરણ થતાં કલેષ જતો રહે છે; પણ એમ કહેવાનું તત્ત્વ શું છે તે જોવું જોઇએ. અભાવજન્ય દુઃખભાવના અભિભૂત થાય છે કે અસ્ત થાય છે, ત્રીજો માર્ગ રહેતો નથી. એ ભાવના કરતાં કોઈ અધિક બલવતી ભાવના ઉપજે, એ દુઃખ કરતાં વિષમ દુઃખ આવી પડે, કે એ દુઃખને ઢાંકી નાખે તેવી કોઇ પ્રવૃત્તિ કે તેવો કોઇ કર્તવ્યનો કે આનંદનો પ્રસંગ આવી પડે, તો અવશ્ય તે તે ભાવનાથી પ્રથમની ભાવનાનો અભિભવ થાય છે. પણ અભિભૂત વાસના કવચિત્ સહકારી મળતાં પુનઃ ઉદ્દ્બોધ પામી ક્ષણવાર કલેષ ચખાડી જાયછે. આવો અનુભવ સાર્વત્રિક છે, કોઈ એનો સ્વીકાર કરવા ના પાડે, પણ એ અનુભવ અજ્ઞાત રીતે થઈ જાય છે, આપણે તે અનુભવને જાણી ઉપજાવીને ઉપયોગમાં લેતાં નથી. જ્ઞાની અને અજ્ઞાનીમાં એજ ફેર છે કે આવો જે અનુભવ તે જ્ઞાનીઓ જ્ઞાનપૂર્વક લે છે, અજ્ઞાની કાલે કરીને પ્રારબ્ધવશાત્ કરે છે; જ્ઞાનીઓ જ્યારે અતિ ઇષ્ટ એવો આ અભિભવ સાધી શકે છે, ત્યારે અજ્ઞાનીઓ તે અભિભવનો સમય આવતા

સુધી એક બે દશ કે શો હજાર જન્મ પર્યંત પણ પીડાયાં કરે છે. એજ પુરુષાર્થનો અવકાશ છે કે આ અભિભવાદિની યોજના જ્ઞાનથી સ્વતઃ કરી લો. જ્ઞાનીઓ તે યોજના એવી સરલ યુક્તિથી અને સહજ રીતે કરે છે કે જેથી ઉદાહરણમાં કહેલી અભાવજન્ય દુઃખભાવનાનો અભિભવ સાધવા કરતાં અસ્તજ સાધી શકાય. દુઃખભાવનારૂપ વૃત્તિનો ઉપરાગ દ્રષ્ટાને લાગવાથી દુઃખાનુભવ થાય છે, પણ તે ઉપરાગ કે તે વૃત્તિ કે તે અનુભવ એ કાંઇ દ્રષ્ટાના ધર્મ નથી, એટલે દ્રષ્ટાના અવિકારિત્વની ભાવનાને પૂર્વભાવનાના સામી અનુભવમાં આણે છે. એથી પણ આગળ જઇ વૃત્તિને ચલાવનાર વિષયમાત્ર મનઃકલ્પિત છે, મનોનાશ થતાં આખા જગત્નો નાશ છે, એવી અનિત્યતાની, મિથ્યાત્વની, ભાવનાને પણ ઉક્ત ભાવનાના સામી અનુભવે છે. છેવટ એથી પણ આગળ વધી દ્રષ્ટા અને ( મિથ્યા એવું પણ જે ) દૃશ્ય તેનો ભેદ નથી, દ્રષ્ટા જ સર્વ વિવર્તી રહ્યો છે, એમ અભેદભાવનામાં ઉક્ત ભાવનાનો અત્યંતાભાવ અનુભવી લેછે. ભાવનામાત્ર ત્યારેજ સફલ થાય છે કે જ્યારે બલવત્તમ હોય, પોતાના ખરા હૃદયની હોય, આખા હૃદયપ્રદેશને આરપાર ભરીને છલકાય તેમ વ્યાપી રહેલી હોય,—પણ તેવી ભાવના વસ્તુસ્થિતિ યથાર્થ જાણ્યા વિના ઉપજતીનથી; માટેજ વેદાન્તમાં જ્ઞાનની શ્રેષ્ઠતા કહી છે, જ્ઞાનનેજ મોક્ષ કહ્યો છે. આ બધો મૃદુમાર્ગ છે. કઠિનમાર્ગમાં પ્રાણાયામ, સાધનક્રમ, ગુરુસેવા, યજ્ઞ જપતપાદિ દેવદર્શનાદિ, અનેક કહેલાં છે. ત્યારે વૃત્તિ અને ભાવનાના સ્વરૂપ તથા ઉપયોગ વિષે આટલો ઉપોદ્ઘાત કરવાનું આ પદ્યની ચાર પંક્તિ સમજાવવામાં શું પ્રયોજન છે તે હવે જુઓ. વાસનાને વિક્ષેપ ટાળવો ઇષ્ટ છે, પણ વાસના વિવિધ પ્રકારે પ્રવર્તી

ભમાવ્યા વિના રહેતી નથી, ત્યારે એવી પ્રવૃત્તિમાંની એક જે અતિ-નિગૂઢ પ્રકારની પ્રવૃત્તિ સમસ્ત વિશ્વને નચાવી રહે છે તેને ઉદ્દેશીને કહે છે કે હે વાસના તારી પ્રીતિ પામવી, તું અમુક કરી આપે, અમુક સાધી આપે, એવી આશારૂપે તું પ્રવર્તે છે ત્યાં તને તૃપ્ત કરવા, તારો પૂર્ણ પ્રેમ પામવા, હું આવીને તારે બારણે પડું, આંસુની ધાર વહાવું, તો તેથી તું તૃપ્ત થશે? મારા ઉપર પ્રસન્ન થશે? આશાની વાસના સામે મારા હૃદયની પૂર્ણ આતુરતાની વાસના આણું, હું તારે માટે રોઉં છું, મરી જઇશ, એવી દીનતા કે આ-ધીનતાની વાસના આણું, તેથી શું આશાની વાસના નિવૃત્ત થશે? ઉત્તર કે ના, નહિ થાય. કેમકે 'ન તોયે તુંને દયા મન' તને હે વાસના! મનમાં જરાએ દયાનથી, કે આવી આધીનતા, દીનતા તેના ઉપર તો પ્રસન્ન થવું જોઈએ, તું તો એમ કર્યા પછી પણ ભમાવેછે, નચાવેછે, જચાવેછે—વિવિધ યાચનાઓ કરાવે છે, પણ આપતી નથી, એટલી બધી કઠિન છે. ત્યારે તને તો એવી દીનતા આદિ પ્રણિપત, કામની નથી, તું મારો દામન મૂકી દે, મારો છેડો પકડયોછે તે મૂકીને ચાલી જા. મારે તારો ખપ નથી, ને હું તને આધીન થવાનો નથી; આશાની ભાવના સામે દીનતાની ભાવના કશા કામની નથી, એનાથી પૂર્વ ભાવનાનો અભિભવ ન થતાં ઉલટી તેની ઉદ્દીપ્તિ થવાની છે; આશાની વાસનાના વિક્ષેપની વિપુલતાજ થવાની છે;—એના સામે તો 'મૂકી દે દામન' એવી અનિત્યતાની ભાવના કે તિરસ્કારની ભાવના, કે ઉપેક્ષાની ભાવના, કરવી જોઈએ; તેના વિના વિજયનો સંભવજ નથી. એવી ઉપેક્ષા કેમ થઇ શકશે? એમ ન ધારવું, કેમકે મને કશી દરકાર નથી, હું તો સર્વની પાર છું, ને મારું આ મન 'હવે શું કરશે! દુઃખી થઈ જશે!' એમ જે

તને લાગેછે તે ખોટું છે, દુઃખી જણાતું એ મન, સર્વદા સુખીને સુખીજ છે. ઉપેક્ષાની ભાવના પણ જ્ઞાનપૂર્વક છે, સર્વની પાર એટલે વૃત્તિ અને ભાવનામાત્રના દ્રષ્ટારૂપે પરમ અવિકૃત હું નિર્લેપ છું એટલે પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતા ઉપભોગ અન્યને દુઃખરૂપે ભાસતા હશે, પરંતુ હું તો અવિકૃત, સર્વદા સુખરૂપ, આનંદઘન છું; તને પણ છેક મારામય કરી લેઉં, તું પણ એક મારોજ વિવર્ત છે એમ અનુભવી લેઉં, ત્યાં સુધીનું મારું સ્વરૂપ અને સામર્થ્ય છે. પણ એટલું બધું, સામર્થ્ય, એટલી બધી ઉપેક્ષાવૃત્તિ, પ્રકટ કરી તારી એકતા કે તારો વિનાશ સાધવા કરતાં, તુંજ એકતાર બની રહે, મારામય થઈરહે ને છેવટે, હું તને આ કહું છું તે જો તારા લક્ષમાં ન ઉતરતું હોય, તો હવે જા, મને ત્યજ, અને મારું શું થશે એની ચિંતા ન કરીશ, તને મારું મન દુઃખ પામતું લાગે તો ભલે તે દુઃખીને નિત્ય દુઃખીજ થવા દે, એમાં તું વચમાં સુખ કરી આપવા આવીશ નહિ. ભાવનાથી ભાવનાનો વિનાશ સાધી પોતે અવિકૃત દ્રષ્ટા રૂપ રહી એકતારમાં રમવું એ રાજયોગનો ગૂઢક્રમ છે, એનેજ અનુસરી વિક્ષેપ વાસનાનુ શમન કરવાનું છે. અનિત્યતા, મિથ્યાત્વ, પ્રતારણા, તિરસ્કાર. ઉપેક્ષા, ઇત્યાદિ ભાવનાથી રાગરૂપ વિક્ષેપભાવનાને પરાસ્ત કરવાને અર્થે અત્ર તિરસ્કારપૂર્વક ઉપેક્ષાથી ભાવનાનો માર્ગ કહ્યોછે. પરંતુ તત્ત્વ તો એજ છે કે 'બની રહે છે એકતાર' દ્રષ્ટાના વિવર્તરૂપેજ વાસનામાત્ર પણ અનુભવવી.

૮ વાસના કેવા કેવા પ્રકારે મનમાં જ્ઞાન ઉપજ્યા સતેપણ પ્રાદુર્ભાવ પામે છે, તે ઉપર લક્ષ કરીને ઉપરનોજ નિશ્ચય વધારે સ્પષ્ટ કરી આપે છે. જ્ઞાન થાય છે, મિથ્યાત્વ સમજાય છે, સ્વરૂપ ઓળખાય છે, અનુભવના પણ ક્ષણિક ઝળકારા થઇને આલ્યા જાય

છે, છતાં મારું શું થશે?–મારાં કુટુંબાદિ શું કરશે?–આ જ્ઞાનાનુભવમાં શો લાભ થશે?–ઇત્યાદિ અનેક કલ્પનાઓ વિક્ષેપ પમાડયાં જ કરે છે. એ કલ્પનાના નિદાનરૂપ વાસનાને કહે છે કે હે સખિ! એવી દયા ખાઇશ નહિ, હું દુઃખીજ રહેવા ઇચ્છું છું એમ સમજીને તું દયા ખાઇશ નહિ, અને દયાથી કરી ને મારા ઉપર મયા માયા–પ્રેમ કરીશ નહિ; કેમકે એ પ્રેમ કેવો છે કે દિલને જરા જરા ચોરી રાખીને કરેલો પ્રેમ છે, આખા દિલથી કરેલો પ્રેમ નથી; ને જે આખા દિલથી કરેલું નથી:તે કદાપિ પણ પરિતૃપ્તિ આપતું નથી. જ્ઞાનાનુભવ પ્રબલ થતે થતે વાસના થોડી થોડી દબાયછે, કોઇ કોઇ વાર નષ્ટવત્ થઇ જઇ અનુભવનો ઉદય થવા દે છે, પણ કેટલો? વીજળીનો ઝબકારો પણ વધારે વાર ટકે છે, પરંતુ એ અનુભવ વધારે વાર ટકતો નથી તુરતજ એક કે બીજી વાસના વચમાં પેદા થઇને વિક્ષેપ ઉપજાવે છે. આવો અપૂર્ણ વાસનાક્ષય કામનો નથી, સંપૂર્ણ થશે તોજ આનંદ આવશે. એવા અપૂર્ણ પ્રેમના અનુભવથી કશી શાન્તિ થતી નથી, કેમકે જે ભૂખ છે તે તો એવા ક્ષણિક અપૂર્ણ અનુભવોની નથી, સતત ઉદય રહે તેવા અભેદની છે, ને તે ભૂખ દિલ ચોરીને જરા જરા પ્રેમ કરવાથી મટવાની નથી, અભેદ વિના બીજી વાતમાં સુખજ નથી. તારી દયાની તો મને ગરજ પણ નથી એ રીતે ક્ષણિક પ્રેમ જોવો એ તો "માયા" જ છે–મિથ્યા છે, કાંઇ અર્થ વિનાની વ્યર્થ વાત છે, એમ જણાવવાનેજ પ્રેમને બદલે "મયા"–માયા–જેને સામાન્ય રીતે લોકો પ્રેમના અર્થમાં વાપરે છે તે શબ્દ 'ન ખાઇશ મયા' ત્યાં વાપરેલોછે. વાસનાનો એવો ક્ષણિક વિલય તે કામનો નથી, અસંતવિલય થઈ અભેદ વિલસે તેની ભૂખ છે, એટલે જે ક્ષણિક પ્રીતિ અને તે ઉપર નિત્ય

વિક્ષેપનો વ્યવહાર છે, કેવલ જુઠો વ્યવહાર છે, તે મયા નથી માયાજ છે,એટલે એનાથી કદાપિ પાર પમાવાનો નથી, અભેદાનંદરૂપી જે સામો પાર તે આ મિથ્યા વિક્ષેપરૂપ નદીમાં તણાવાથી હાથ આવતો નથી, ને એમ જોતાંજ મનને ઘણી મુંઝવણ થાય છે, શું થશે? કેમ થશે? જ્ઞાન કેમ પમાશે? એવી એવી ચિંતાઓ વિક્ષેપ કરે છે. પણ હવે એ બધી ચિંતા, કલ્પના, વાસના, ઇત્યાદિ સર્વનો ઉપસંહાર એ છે કે અત્યંત ઉપેક્ષાની ભાવના સાથે મિથ્યાત્વભાવના અનુભવતાં વાસનામાત્ર શાંત પડી જશે અને દ્રષ્ટાનો સર્વત્ર અભેદ અનુભવાશે. જે ક્ષણિક અનુભવો પણ થાય છે, તેથી એમ તો સમજાય છે કે એવો અભેદ સાક્ષાત્કાર છે, શક્ય છે, અનંત અસીમ આનંદ છે. ત્યારે જેમ જેમ મિથ્યાત્વભાવના દૃઢ થશે, દ્રષ્ટારૂપે જ્ઞાનભાવના વિસ્તાર પામશે, તેમ તેમ ભેદનો અવકાશ ન રહેતાં વિક્ષેપમાત્ર શાંત પડી જશે, અને અભેદસાક્ષાત્કાર થઈ આવશે. માટેજ વાસનાને છેવટ કહે છે કે મારા મનનો આવો જે પ્રેમભાવ છે, આવો ઉત્કટ જ્ઞાનાનુરાગ છે તે તારાથી ઝીલી ન શકાતો હોય તો અત્યંત દૂર થઇ જા, તારા દૂર થઈ જવાથી કદાપિ મને આંસુ આવશે 'મનમાં આંસુ આવશે' બહાર તો નહિ જણાય—એમ ગૂઢ પીડા થશે, તો તે પણ ભલે થતી; એવાં આંસુ દિન અને રાત, ત્રણે કાલમાં ભલે વહેતાં, અર્થાત્ દ્રષ્ટારૂપે રહી વાસનાને વિરોધી ભાવનાથી શાંત પાડતાં જે અભેદાનંદ અનુભવાય છે તેના હર્ષનાં એ અશ્રુ છે, તેથી તે નિરંતર રહે એજ મારી પરમ અભેદાનુભવની ઉર્મિ છે, વાસનાને માટે મારામાં અવકાશજ નથી.

---

## ૪

( આશાવરીમાં પણ ગવાય છે )

આ પ્રકારે અભેદસમુદ્રના ત્રણ ઉર્મિનો આપણે અનુભવ કર્યો. અભેદ એજ તત્ત્વ છે, એને અર્થે વૈરાગ્યોર્મિમાં આપણે વિરાગનું સ્વરૂપ જોયું; છતાં પણ વાસના અતિ બલવતી છે, ગમે તે રીતે સ્વરૂપનો લક્ષ થવા દેતી નથી, માટે નિગૂઢ કષાયરૂપ વાસનાની આવરણશક્તિને વિલોકી તેના જે જે વિષય છે તેનો મિથ્યાત્વભાવનાથી નાશ સાધવાને અર્થે કષાયોર્મિને આપણે જોઇ આવ્યા; કષાયસ્વરૂપ સમજ્યા છતાં, સ્વરૂપનું ભાન થયા છતાં, પણ સ્વરૂપ ઉપરથી વાસ-અન્યત્ર અન્યત્ર તાણી જઈ વિક્ષેપ ઉપજાવે છે, તે વિક્ષેપની શાન્તિ અર્થે આપણે વાસનાની વિક્ષેપશક્તિનું વિલોકન કરી જ્ઞાનમાં તેનો પ્રવિલાપ સાધવાનો મર્મ અનુભવવાનો માર્ગ જોઈ આવ્યા; પરંતુ વૈરાગ્ય થયા છતાં, આવરણભંગ થયા છતાં, વિક્ષેપ શાન્ત થયા છતાં, રસાસ્વાદરૂપ દોષરહેછે. સ્વરૂપલાભનો જે આનંદ થાય છે તેમાંજ મન ઠરી જઇ ' આં મહાસુખ છે ' એવી અભિમાનવૃત્તિ (અસ્મિતા) ધારે છે, ને તેથી પુનઃ પાત થાય છે; એને રાજયોગમાં રસાસ્વાદ કહે છે. એ રસાસ્વાદનું વર્ણન હવે પ્રકૃત છે.

૧. અભેદસાક્ષાત્કાર થયો છે; કષાયવિક્ષેપાદિ દોષ નિવૃત્ત થયા છે; અને અભેદાનુભવનો આનંદ પ્રકટ થવા લાગ્યો છેઃ એ આનંદ માં પડી, આવો આનંદ મનેજ થાય છે, અન્યને થતો હશે કે નહિ એવી વૃત્તિનો ઉદય થવામાંથી આ પદ્યનો ઉદ્ભવ છે. સમાધિના સ્વાદમાં લીન થઇ તેના અભિમાની થવારૂપી સમાધિદોષ—રસાસ્વાદ—એનેજ કહે છે. એનું વર્ણન આ પદ્યમાં હે.વાથી એનું મથાળું 'આસ્વાદોર્મિ' એમ બાંધ્યું છે. જે અભેદાનુભવી છે તેને 'હું અભેદાનુભવી છું.' એ વૃત્તિ ન

થવી જોઇએ એટલુંજ નહિ, પણ જગત્માત્ર અભેદમય છે, સર્વત્ર મુક્તતાજ છે એવો સાક્ષાત્કાર પણ રહેવો જોઇએ. અપરોક્ષાનુભૂતિમાં શ્રીશંકરાચાર્યે કહ્યું છેઃ निर्विकारतया वृत्त्या ब्रह्माकारतया पुनः वृत्तिविस्मरणं सम्यक् समाधिराभिधियते ॥ પ્રથમે વૃત્તિ નિર્વિકાર થવી જોઇએ, પછી બ્રહ્માકાર થવી જોઈએ, ને પછી તેનું પણ સારી રીતે વિસ્મરણ થવું જોઈએ, ત્યારે સમાધિ થાય. કઠોપનિષદ્‌માં પણ अविज्ञातं विजानतां विज्ञातमविजानतां જાણનાર નથી જાણતા, ન જાણનાર જાણે છે, ઇત્યાદિ કહેલું સુપ્રસિદ્ધ છે. ત્યારે ' મને અભેદ થયો છે ' એ વૃત્તિનો આશ્રય કરીને કહે છે કે કોઈ, આ જગત્માં ગુરુ, આચાર્ય સંત, ઇત્યાદિ નામથી પ્રસિદ્ધ થયેલા કોઈ, મને આજ, આ ક્ષણેજ એવું બતાવે તો ઠીક; એવું કે જેથી અભેદનું રાજ્ય આવે, સર્વત્ર અભેદનો અનુભવ થવારૂપી સામ્રાજ્ય પ્રાપ્ત થાય, એવું કોઈ મને બતાવનાર હોય તો આવે. જે અભેદાનંદ મને અનુભવાયો છે તેનો કોઇને અનુભવ હોય તો તે મને બતાવે.

૨. એ અભેદનું સ્વરૂપ કહે છે ને એમ પોતાનું ઓળખાણ આપી પોતાનો અધિકાર જણાવે છે, કે હું નિરંતર અભેદ ' એટલોજ મંત્ર જપું છું, કોઇ કોઇ મંત્રના જપથી જે અનેક સિદ્ધિઓ થાય છે, તે બધી આ અભેદમંત્રના જપથી મને થાય છે, એથી થયેલી પરમ સિદ્ધિનું વર્ણન " જપીને પ્રેમમંત્રોથી, જગાડયું મેં શું આ આજે !" એ પદ્યમાં આગળ કહેવાશે. એ અભેદમંત્રને હું જપું છું, અને મારો ધર્મ, સંપ્રદાય, પંથ બીજો કોઇ નથી, પણ તે એ અભેદજ છે. હું અભેદમાર્ગાનુ–યાયી છું, 'અભેદ' એવો માર્ગ તો કહીં સાંભળ્યો નથી. શિવ, વિષ્ણુ, શક્તિ, આદિના માર્ગ તો સુવિદિત છે, રામાનુજ, સ્વામિ નારાયણ, શંકર, આદિના સંપ્રદાય

પ્રસિદ્ધ છે, કબિર, રામાનંદ દાદુ, ઈત્યાદિના પંથ જાણીતા છે, પણ અભેદ—પંથ તો સાંભળ્યો નથી તે ઉપર કહે છે કે એ બધા માર્ગ સંપ્રદાય પંથ આદિ તે તો ' ભેદ ' થી બન્યા છે, એટલે એવા ભેદમાત્ર આ અભેદને વિષે ગળી ગયા છે, ઓગળી ગયા છે, અભેદમાં સમાઈ ગયા છે, એ સર્વની પાર અને સર્વમાં આ અભેદ છે. પોતાનો મંત્ર, પોતાનો ધર્મ, એ બે બતાવ્યા પછી પોતાનાં વેદશાખા આદિ કહેવાં જોઇએ તે માટે કહે છે કે આવો જે અભેદ તેજ મારો વેદ છે–જે ચાર વેદ પ્રસિદ્ધ છે તેમાંનો કોઇ વેદ મારો વેદ નથી—સર્વ વેદ તથા ઉપનિષદ્‌ના તત્ત્વરૂપ જે અભેદ તે મારો વેદ છે. અભેદમાં વેદ નથીજ, એ ઉપર બૃહદારણ્યક કે अत्र पिता अपिता भवति माता अमाता भवति वेदा अवेदा भवन्ति...અત્રપિતા અપિતા થાય છે, માતા અમાતા થાય છે,...વેદ અવેદ થાય છે. આવો જે અભેદ તે કોઈ મને બતાવે છે ?

૩. અભેદ વસ્તુ કેવી છે ! એના વ્યાવહારિક ઉત્તર જે જે મળી શકે તેનું નિરાકરણ કરી આપે છે, અને પોતાના આનંદનું વર્ણન કરી વિશેષ આનંદ લે છે, કે તમે પ્રેમને અભેદ કહો છો, પુણ્યને અભેદ કહો છો, પમાર્થને અભેદ કહો છો, પણ તે કોઈ અભેદ નથી, એતો નામમાત્રનો વિસ્તાર છે. પ્રેમમાં બે ભિન્ન વ્યક્તિના હૃદયનું ઐક્ય થાય છે એટલે તે અભેદ છે, પુણ્યમાં પોતાના ભેગું પારકાનું ઇષ્ટ કરવાની વૃત્તિ રહે છે એટલે તે અભેદ છે, પરમાર્થ જે મોક્ષ તે અર્થે કરેલું યજ્ઞયાગાદિ કર્માનુષ્ઠાન તેમાં તે તે અનુષ્ઠાનના ફળ સાથે વૃત્તિનું ઐક્ય છે એટલે તે પણ અભેદ છે; અર્થાત્ દેવતા ગુરુ આચાર્યાદિ ઉપર પ્રેમ, દીન દરિદ્રી આદિ

ઉપર ઉપકારદ્વારે પુણ્ય, અને ધર્મ કર્માદિ ફલ રૂપ પરમાર્થ, એવી જે વ્યાવહારિક વ્યવસ્થા છે, તેને તમે ' અભેદ ' ને સ્થાને બતાવી શકશો. તો તે ઠીક છે; પણ એ બધાં ' અભેદ ' નથી, એ તો અભેદનો અર્થ જેમાંથી ભાસે એવાં નામ માત્રનો વિસ્તાર છે, બાકી એ બધાંનો તાત્ત્વિક અર્થ તો ' સ્વાર્થ ' એટલોજ છે, 'ભેદ' એટલોજ છે. પ્રેમમાં હૃદયનું ઐક્ય છતાં પરસ્પરના સ્વાર્થની દૃષ્ટિ નિરંતર વિદ્યમાન રહે છે, તેમાં સહજ વિક્ષેપ પડતાં પણ હૃદયનું ઐક્ય તૂટવાનો પ્રસંગ આવી જાય છે; પુણ્યની પ્રેરણામાં પણ પરલોકપ્રાપ્તિ પ્રતિષ્ઠા ઇત્યાદિ ભાવો સ્વાર્થનાંજ રૂપાન્તર છે; પરમાર્થમાં તો મને મોક્ષ મળે, મને સ્વર્ગ મળે, એ સ્વાર્થબુદ્ધિ પ્રકટ જ છે; બૃહદારણ્યકાદિમાં સ્પષ્ટ કહ્યું છે आत्मनःकामायवै सर्वं प्रियं भवति જે જે કાંઇ પ્રિય લાગે છે, તે આત્માને અર્થે પોતાને અર્થે, પ્રિય લાગે છે, તે તે વસ્તુને અર્થે પ્રિય લાગતું નથી. પ્રેમ પુણ્યાદિ તો ત્યારે કેવલ સ્વાર્થનીજ સરણિ છે, સ્વાર્થની પદ્ધતિ છે, સ્વાર્થનાં જુદાં જુદાં નામમાત્ર છે, અભેદ, નથી; અભેદ તો એક ' વિચાર ' જ છે. એ કોઈ વસ્તુ નથી, દૃશ્ય પદાર્થ નથી, ભાવનામાત્ર છે, ને તે ' અનામી ' છે, એને અમુક નામ આપીને વર્ણવી શકાય એમ નથી, ' અભેદ ' એવું નામ આપવું પણ ઉચિત નથી. ' ભેદ નહિ તે' એવું નામજ આપી શકાય છે, અમુક એવું નામ આપી શકાતું નથી, એટલે એને ' અભેદ ' એવા ભેદનાનિષેધ વાચક નામથી કહીએ છીએ. પણ ભેદનો નિષેધ તે શું ? એ કહી શકાય તેમ નથી. મન અને વાણીની પાર એવો જે આ અભેદ તે આજ ને આજ કોઈ મને બતાવે ?

૪-૫. પ્રેમપુણ્યાદિકને અભેદ કહેનારને હજી વધારે બતાવે છે

કે પ્રેમ ઇત્યાદિ તો, હું અને તું એવા અભેદરૂપી જે મ્હોટો પટ વિસ્તરેલો છે, ચિત્ર કાઢવાનું મ્હોટું લુગડું—હું—તું એવાભેદરૂપી લુગડું—વિસ્તરેલું છે, તેમાં પૂરેલા ચળકતા રંગ છે, ભેદ તો વિદ્યમાનજ છે, હું તું મરી જતાંજ નથી, પણ તેમાં ભાત ભાતના ને ઓછી વધતી ચમકવાળા રંગો પૂરેલા જણાય છે, તેથી ક્ષણવાર વૃત્તિ અત્ર તત્ર ઠરે છે, ને આ અભેદ હશે, એમ માને છે. આખું વિશ્વ, હું અને તું, દ્રષ્ટા અને દૃશ્ય, એમાં સમાઇ રહે છે, ને એ આખા વિશ્વમાં વિવિધ રંગો ચળકી રહે છે, પણ જ્યાં સુધી દ્રષ્ટા પોતેજ દૃશ્ય થતો નથી, પોતેજ દૃશ્ય છે એમ અનુભવતો નથી, ત્યાં સુધી એ બધા ચળકતા રંગ, કોઈ વાર પણ અભેદ થવા દેતા નથી. ઉલટા વૃત્તિને આમ તેમ આકર્ષી ભેદને વધારે છે. એવા રંગનો મને ઘણોએ અનુભવ છે ને તેથીજ હું આ પ્રકારે તેમનું વર્ણન કરી, તેમને અભેદમાંથી બાતલ કરૂં છું. એવા જે અભેદરૂપે ભાસતા રંગ તેની ભૂમિકા તો હું તું એ ' ભેદ '–રૂપજ છે, એટલે તે રંગોને યદ્યપિ દીઠા છે, અનુભવ્યા છે, પણ તે અનુભવ્યા કરતાં ' વેઠયા ' એમ કહેવુંજ ઉચિત છે, વેઠે પકડાયલો માણસ જેમ વેઠનું કામ કરે, તેમ એ રંગોને જે તે પ્રકારે મેં વેઠી લીધા છે; પણ એમાં અભંગ, કદાપિ જેનો ભંગ ન થાય તેવો, અભેદ દીઠો નથી, ભેદપટમાં પૂરેલા રંગ તે અભંગ નથી કેમકે રંગજ છે, ઉડી જાય, ધોવાઇ જાય, ખરી જાય, ભુસાઇ જાય, એવા રંગમાત્રજ છે, અભંગ એકાકાર નિત્ય રંગ નથી, વળી તે રંગની ભૂમિકા પણ ભેદરૂપ છે, તે પણ અભંગ નથી તો એમાં અભંગ અભેદ નજ દેખાય, અને નથી દીઠો. ત્યારે એ પ્રેમપુણ્યાદિ પારનો જે અભંગ અભેદ તે કોઈ મને બતાવશે ? હા, બતાવશે; અનેક

ધર્મો વિદ્યમાન છે, અનેક ગુરૂ વિદ્યમાન છે, અનેક આચાર્યો, સંતો, મહંતો, ઘણાક વિદ્યમાન છે, જે, વ્યવહારની પારની વાત આ અભેદ તેને બતાવી શકશે. માટે તેમને શરણે જા એમ કહેનારને કહે છે કે એમને શરણે જવાથી પણ અભેદ ક્યાં મળવાનો છે ? કેમ નથી મળવાનો તે કહે છે કે એમનો તો વિચારજ કરવા જેવો નથી, કેમકે એ બધા તો પોત પોતાની દુકાનો કહાડીને બેઠેલા છે. અમે ગુરુ છીએ, આચાર્ય છીએ, બીજા શિષ્ય છે, આધીન છે, ઈત્યાદિ અભિમાનથી ભેદભાવનો આશ્રય કરીનેજ પોતાનો નિર્વાહ કરી રહ્યા છે, તો તેમની પાસેથી અભેદની આશા પણ રાખવી વ્યર્થ છે. એટલે જે ' અભેદ ' ના આનંદમાં હું આ ગાઉં છું, તે અભેદનું તાન મારી સાથે કોઈ લેનાર હોય તો આવો. એ અભેદ મને બતાવો.

૬–૭ આવો અભેદ ક્યાંથી પ્રાપ્ત થાય ? ક્યાં મળે ? શી રીતે થાય ? એ આદિ પ્રશ્નો વ્યર્થ છે. એમ ધારવામાં આવે છે કે અનેક શાસ્ત્રોનું અવલોકન કરવાથી, ઘણીક વાદવિવાદસામગ્રી પ્રાપ્ત કરવાથી, વેદાંતાદિની પરિભાષાઓને સમજી સ્મરણમાં રાખવાથી, અભેદજ્ઞાન થાય છે, પણ તેવું કાંઇ નથી; અભેદ જો લાગનાર હોય તો એક ઘડીમાં, એક ક્ષણમાં, એક પલમાં, નિમિષમાત્રમાં, લાગી જાય છે. એ રીતે લાગવામાં પણ એમ નથી કે એવી ક્ષણ આવશે ત્યારે થશે, એ તો અત્યારે, હવણાં ને હવણાં આ પદ્ય કે આ શબ્દ વાચતે વાચતેજ, આજને આજ, પણ લાગી શકે એમ છે. કોઈ પણ સ્થાને, કોઈ પણ પ્રકારે, જેને અભેદનો અનુભવ છે, તેને અભેદ સમજાતાં કે અનુભવાતાં કશી વાર નથી; જેણે હું અને તું

એ એને ભુલી જવા જેવો ' પ્રેમ ' અનુભવ્યો હશે, જોનાર અને જોવાનું એ બંને ભુલી જવાય અને એકાકાર આનંદજ અનુભવાય એવાં કોઈ ભવ્ય દર્શન, સ્મરણ, ગાન, ઇત્યાદિ અનુભવ્યાં હશે, તેને અભેદનું સ્વરૂપ તો સમજાયલુંજ છે, તેને કરવાનું એટલુંજ બાકી છે કે એ આનંદના સ્થૂલ અધિષ્ઠાનને અત્યંત વીસરી જઇ સર્વત્ર તેનો તે આનંદ અનુભવવાનો છે. આમ છે એટલે આજને આજ અભેદ થઇ શકે છે એમ કહેવાના સાધનરૂપે " પ્રેમ—પદારથ " પારખે તેને અભેદનું રાજ્ય મળે છે, પ્રેમને યથાર્થ જાણનાર, સ્થૂલ-થી રહિત એવા ભાવમય પ્રેમને જાણનાર અભેદનું સામ્રાજ્ય સહજે પ્રાપ્ત કરે છે, એમ કહેવું અત્યંત ઉચિતજ છે. આવી જેની સરલ યુક્તિ છે એવો અભેદ કોઇએ અનુભવ્યો હોય તો વિચારી જુઓ મને કહો, અને મારી સાથે એના આનંદમાં આનંદ લેવા આવો. જ્યારે " પ્રેમ પદાર્થ " પારખવામાંથી અભેદ જડે છે, ત્યારે એ પ્રેમનું સ્વરૂપ જાણવું આવશ્યક છે. પ્રીતિ, મૈત્રી, પ્રેમ, સ્નેહ, દયા, રસ, રંગ, ઈત્યાદિ અનેક નામથી તેનો જગતમાં વ્યવહાર થાય છે. પણ એ સર્વમાં સ્થૂલતાને ત્યજીને પ્રેમ અનુભવવાનો પ્રકાર જગત્ જાણતું નથી. અમુક ઉપર પ્રીતિ છે, અમુક મિત્ર છે, અમુકમાં રસ છે, અમુકથી રંગ જામે છે, ઇત્યાદિ સ્થૂલને અવલંબીને જગત્ પ્રેમ-ને સમજે છે, તેવા પ્રેમમાં ' અભેદ 'નો આનંદ અનુભવાતો નથી, સ્થૂલથી વિમુક્ત થઇ જઈ, પ્રેમમાત્રના અભાવે પણ જે પોતાનું અને પ્રેમમાત્રનું ભિન્નત્વ ભુલી કેવલ પ્રેમ એવા ભાવમાં આત્મા વિલીન થઇ જાય છે, પરમ પ્રમોદની શાન્તિ અનુભવે છે, તેવો એ પ્રેમ નથી. માટેજ એ બધાં જે નામ છે તે તો સ્થૂલવિશિષ્ટ પ્રેમનાં છે, તેને જો તમે જોયાં હોય, ને અમે ' તેથી પ્રેમ અનુભવ્યો છે,

અમને અભેદ તો કાંઇ જણાતો નથી ' એમ કહેવા તમે તત્પર થતાં હો, તો તે તમારું કહેવું મિથ્યા છે. તમે જે પ્રેમ દીઠો છે તે સ્થૂલની એક વેઠમાત્ર કરી છે, સ્થૂલને બંધાઇ રહીને તેની વિદ્યમાનતોમાં રાજી થયાં છો, તેના અભાવે રડયાં છો, તેની ખુશીમાં ખુશી થયાં છો, તેના નચાવ્યામાં નાચ્યાં છો; એ તો સ્થૂલની વેઠ તમે કરી છે, અભેદનો માર્ગ બતાવનાર પ્રેમ અનુભવ્યો નથી. માટે એવાં પ્રેમાદિ તે અભેદનું અંગ નથી અભેદના અંગરૂપ પ્રેમનાં અનુભવી હોય તે આવો, તે અને હું, અભેદના આનંદમાં મોદ અનુભવીશું.

૮—૧૦. પ્રેમના સ્વરૂપને હજી વધારે સ્પષ્ટ કરી આપી અભેદના સ્વરૂપને વિસ્તારથી સમજાવે છે, સ્થૂલથી રહિત એવું ભેદભાનરહિત જે પ્રેમસ્વરૂપ, અને તેના અનુભવથી સમજાતો જે અભેદ, તે તો સર્વત્ર છે, એવો અભેદ પામવાની શક્તિ સર્વમાં રહેલી છે, સ્થૂલની સાથે સંબંધ કરીને લોકો તે અભેદમાં વિક્ષેપ ઉપજાવી ભેદજન્ય દુઃખપરંપરામાં કૂટાય છે. માટેજ કહે છે કે હુંમાં, તુંમાં, સર્વમાં; દ્રષ્ટા અને દૃશ્ય, સર્વમાં; એ અભેદનો અભેદજ વિલસે છે, અભેદસાગરના વિવિધ તરંગમાત્રજ દ્રષ્ટા દૃશ્ય ભાસે છે, એમ અભેદજ સર્વત્ર છે. એમ નહિ કે હું અને તું એ પ્રત્યયના વિષય, જેને એકલાનેજ લોક ચૈતન્યમય ધારે છે, તેટલાંજ અભેદનાં સ્થાન છે; પણ દૃષ્ટિએ ન પડી શકે એવા એક પરમાણુ કે રજ સર્વત્ર, અભેદનો અભેદજ છે. અભેદથીજ સર્વ છે, સર્વને તે અભેદ અનુભવવાનું સામર્થ્ય છે, ને સર્વે અભેદનાજ વિવર્ત છે. આવા અભેદના સ્થાનરૂપ કોઇ બે વ્યક્તિનો પ્રેમ થયો હોય, ને એવા પ્રેમનો પણ અનુભવ હોય, તો એ પ્રેમ અભેદના અધિકારરૂપે

માની શકાય, નહિ તો નહિ. માટેજ પુનઃ પ્રેમના આવા સ્થૂલવ્યતિરિક્ત, કેવલ ભાવમય, સ્વરૂપને જણાવવા કહે છે કે હું જે દ્રષ્ટા તે તું જે દશ્ય તેમાં છું, અને તું જે દશ્ય તે હું જે દષ્ટા તેમાં છે, એવો અભેદ અનુભવાય નહિ, હું એટલુંજ જાણવામાં તું અને દશ્યમાત્રનો અનુભવ આવી જાય નહિ, તું એટલું કહેવામાં હું અને દષ્ટામાત્રનો અનુભવ આવી જાય નહિ, તો કેવલ એક હું ને એક તું એટલાને વળગી રહેલો સ્થૂલ પ્રેમ તે તો 'જુઠો નેહ' છે, પ્રેમનું નામ માત્ર છે, અભેદનો અધિકાર આપી શકે તેવો પ્રેમ નથી આવું પ્રેમરહસ્ય છતાં, 'હુંમાં,' તુંમાં એમ કહેવાને લીધે કોઇને આધાર અને આધેયના ભાવની કલ્પના થઈ પ્રેમરહસ્યમાં પણ ભેદનો કોઇક અંશે સ્વીકાર થયો એમ લાગી આવે તે ટાળવા, અને પ્રેમમાં ભેદનો ગંધ પણ નથી એમ પુનઃ પુનઃ દઢ કરાવવા કહે છે કે 'હુંમાં' અને 'તુંમાં' એમ કહ્યું, પણ એમજ વસ્તુગતિ છે એવું ન જાણવું, વસ્તુગતિ તો એજ છે કે હું તેજ તું, અને તું તેજ હું–દષ્ટા તેજ દશ્ય, અને દશ્ય તેજ દષ્ટા; અર્થાત્ હું જે દષ્ટા તેજ સર્વ, અને સર્વ જે દશ્ય તેજ હું–દષ્ટા; એવી અભેદની ઉંડી ગુંજ–ઉંડી આંટી છે. એનો યથાર્થ અનુભવ શાન્ત વિચારદ્વારે થશે તોજ પ્રેમનું તત્ત્વ સમજાશે, વસ્તુમાત્રનું તત્ત્વ સમજાશે, અભેદનો માર્ગ જડશે, અભેદ અનુભવાશે. એવા અનુભવને લીધેજ હું આવું કહેવા સમર્થ થાઉં છું, મારા આનંદના તાનમાં આવું ગાઈ બતાવી, ને એ આનંદને અધિક અનુભવું છું, એમાં જેના હૃદયને રસ લાગે તે આવો. આવા અભેદનો અને તે અભેદના માર્ગરૂપ પ્રેમનો હજી અતિસરલ માર્ગ કહું છું કે જે પ્રેમ કરનાર, દષ્ટા, ને પ્રેમવિષય જે પ્રેમસ્થાન તું દશ્ય, તેની આસક્તિમાં, તેના પ્રેમમાં, હું પણુંજ ભુલી જાઉં,

'હું પ્રેમ અનુભવું છું', 'હું અમુકના પ્રેમનું પાત્ર છું' એ વૃત્તિજ વીસરી જાઉં, અને 'તું' જે પ્રેમપાત્ર, દૃશ્ય, તે રૂપજ થઇ રહું, તો પણ પ્રેમ કૃતાર્થ છે; પ્રેમમાંથી જે અભેદ જાણવો છે તે હાથ આવવાનો માર્ગ થતાં પ્રેમની કૃતાર્થતા છે. આવો અનુભવ સ્થૂલ પ્રેમમાં ભટકનાર પામશે તો પણ વારંવાર અભેદ સુલભ છે, માટે તેના ઉપર લક્ષ કરાવીને, તેમને પણ અભેદનું ભાન કરાવી, પોતાના અભેદાનંદમાં આનંદ લેવા નિમંત્રણ કર્યું છે.

૧૧. ત્યારે હવે ઉપસંહાર કરે છે કે પ્રેમ, અભેદ, ઇત્યાદિ નામ દેઇ તેનું તત્ત્વ સમજાવી અભેદનો માર્ગ કરી આપવાનો, અભેદનો આનંદ ગાવાનો, આ પ્રકાર યુક્ત છે; પણ જગતમાં તો મન, વાણી, અને કર્મ, એ ત્રણ થકી અનેકાનેક ખેલ પ્રવર્તે છે, પ્રેમનું નામ દે છે, મનમાં અપ્રેમ રાખે છે, અને કર્મ કૃતઘ્નીનું કરે છે, એવા વાણી, મન, કર્મથી ત્રણ જુદા જુદા ખેલ, એક પ્રેમને નામેજ કરનારાં અનેક વિદ્યમાન છે; વેદાંતનું નામ દેઈ મન વાણી કર્મથી જુદા જુદા પ્રકાર દર્શાવનારાં પણ તેવાં અનેક છે, તો પ્રેમના નામમાત્રથી અભેદનો માર્ગ શોધવામાં તેવાંથી ભ્રમિત થવાનું કારણ નથી; મનકર્મવાણી ત્રણની એકતા રાખી, સ્થૂલનો ત્યાગ કરી, ભાવનામાત્રમાં પ્રેમને અનુભવનારજ પ્રેમી છે, એ સિદ્ધાંત લક્ષમાં રાખી એવા "ખેલ" જે અનંત છે તેમાં ભ્રમણા પામવાનું કાંઈ કારણ નથી. તે 'ખેલ' ને ઓળખી કાઢી તેમની ઉપેક્ષા રાખવાનું ચિન્હ બતાવે છે કે એવા પ્રેમખેલને પ્રેમ કહીને આપવામાં આવે તેથી સહૃદયોને, પ્રેમીઓને, તેમાં પ્રેમનો સ્વાદ આવતો નથી; વિષ જે સોમલ તે પણ ધોળો છે, શાકર પણ ધોળી છે, પણ શાકરનું

નામ દેઇને સોમલ પાવાથી તેમાં શાકરનો સ્વાદ આવતો નથીજ. ખેલમાત્રને પ્રેમ કહો, પણ તે પ્રેમ નથી, ને તે નથી એનું પ્રમાણ અભેદાનંદીઓ તેમાં રસ દેખતા નથી એટલુંજ છે, બીજું કાંઈ નથી. જ્યાં અભેદાનંદી આનંદ દેખે ત્યાંજ પ્રેમ છે, અન્યત્ર પ્રેમ નથી. એવાં અભેદાનંદી જે હોય, અને જગતના ખરા પ્રેમનું સ્વરૂપ બતાવનારાં હોય, તે આ આનંદમાં આવો, અને મારા અભેદના સામ્રાજ્યમાં આનંદ ઝીલો,

૧૨ એમનેજ છેવટે નિમંત્રણ કરે છે, અને અભેદનું વર્ણન કરતાં હારી ગયેલાં મનવાણીને બંધ કરી અભેદાનંદીઓના અનુભવનેજ પૂછે છે કે તમે એ અભેદ કેવો છે તે જાણોછો એટલે મારા કહેવાનું તત્ત્વ સમજી તમે આવો, મને ભેટો, જે પરમ સત્ય છે, सत्यमेव जयते नानृतं सत्येन पन्था विततो देवयानः ઇત્યાદિ શ્રુતિછે. તેમાં જે સત્યને સર્વાધાર, સર્વમય, અભેદ કહ્યું તે સત્યરૂપ તમે છો, તમેજ સાચાં છો, અભેદાનંદી છો; જે પ્રેમને નામે પ્રતારણા કરેછે તે નહિ; તે તો બેવફા છે, મિથ્યા છે, માટે, તમે આવો, મને ભેટો, હુવણાંને હવણાં આવીને ભેટો. સુખ કે આનંદ એકલા અનુભવવા કરતાં પોતાના હૃદય જેવા હૃદયવાળાની સાથે અનુભવતાં અનંતગુણ વૃદ્ધિ પામે છે, માટે અભેદાનંદમાં ઝીલવા તમે અભેદાનંદીઓ આવો તમેજ સાચાં છો, સત્યરૂપ છો, હું તમારો છું, તમારો દાસનો દાસ છું, તમે પોતેજ છું, તમે કશો ભેદ જાણશો નહિ. આવા આનંદ વિનાના જે "પ્રેમ" કહેવાતા હોય તે તો એક વ્યર્થ, ખાલી, અવાજ છે, એમાં કશું તત્ત્વ નથી. એક નામમાત્રજ છે. 'અવાજ' એવો કાવ્યમાધુરીની ભાષાને અનનુકૂલ, કઠોર, શબ્દ

વાપરવામાં પણ આ નામમાત્રતાનું અધિક મિથ્યાત્વ જણાવવાનોજ ધ્વનિ છે. એવા અભેદમય પ્રેમનાં ઉપાસક હોય તે આવો, ભેટો, અભેદાનંદમાં અભેદાનંદ અનુભવો, અનુભવાવો, અને સર્વમયતામાં વિલસો —

---

# ૫

( કાફીની ધૂનમાં ગવાય છે. )

વૈરાગ્ય, કષાય, વિક્ષેપ, રસાસ્વાદ, એવી વૃત્તિઓના વિલાસોનું વર્ણન કરી સર્વમયતારૂપ પ્રેમ અને પરમ ઉપેક્ષાની વૃત્તિમાંજ વૈરાગ્ય બતાવ્યો. અનિત્યતાની ભાવનાથી કષાયભાવનાનો પરાજય કહેતાં પણ પરમવૈરાગ્યરૂપ આનંદનો માર્ગ બતાવ્યો. વિક્ષેપનાં કારણોનો પરાજય વિવિધ વિરોધિભાવનાઓના પરિશીલનથી સમજાવી તેને અવસાને પણ અવશિષ્ટ એવી સ્વરૂપસ્થિતિનો અભેદાનંદ કહ્યો, અને છેવટ એ અભેદાનંદનો આનંદ માણવામાં પણ અભેદનું સ્વરૂપ અધિક સ્પષ્ટ કરી આપ્યું. જે આવા પ્રેમને સમજનાર, અભેદોપાસક છે, તેને લય, એટલે સમાધિસમયે વૃત્તિનું નિદ્રાદિમાં વિલીન થઇ જવું, તે દોષનો સંભવજ નથી, અર્થાત્ તેનો વિચાર કરવામાં આવ્યો નથી. આ પ્રકારે સમાધિ અર્થાત્ સતત અભંગ અભેદાનુભવ તેનાં વિઘ્નાદિનો વિચાર કરતાં અભેદના સાક્ષાત્કાર પર્યંત અવાયું છે, વિઘ્નોને શમાવવાના પ્રકાર જણાયા છે, પણ હજી રસાસ્વાદની ભાવના રહીછે, તે ટાળી અવર્ણ્ય, મૌન, એકરસ, અભેદ કેમ અનુભવાય, એ અર્થે સાધનના વિચારદ્વારે અભેદપ્રેમનું અધિક વર્ણન કરેછે.

૧. અસ્મિતામાં પડી રસાસ્વાદનો આનંદ કહેનારને કહે છે કે 'પ્રેમ' એ વાત જે સમજવામાં આવી છે તે યથાર્થ છે. એ પ્રેમનો પ્યાલો પીધાં કરવો, એને પીતાં કોણ ધરાયું છે? કોને દ્રવ થયો છે? તૃપ્તિ થઇ છે? કે એમ કહેવાને સમર્થ થાય. જે મેં પ્રેમ અનુભવ્યો, મેં અભેદ પ્રાપ્ત કર્યો. કહેનાર તો પ્રેમને પરિમિત બનાવી દે છે, પરિછિન્ન કરે છે, કેમકે કહેનાર કહેવાનું ને સાંભળનાર એવા પરિચ્છેદ અથવા ભેદ વિના પ્રેમ કહેવાનું બને તેમ નથી. અભેદ અનુભવનારે તો તે કહેવાય એમ છેજ નહિ; યાજ્ઞવલ્કયને બ્રહ્મસ્વરૂપ ત્રણ વાર પુનઃ પુનઃ પૂછાતાં છતાં પણ તેમણે મૌનજ ધારણ કરી રાખ્યું, અને મૌનદ્વારે બ્રહ્માભેદનો ઉપદેશ કર્યો, તેવું આ અભેદનું પણ સમજવાનું છે. માટે પ્રેમનો પ્યાલો નિરંતર પીધાં કરવો, એનાથી કોઇ ધરાયું નથી, એના વિષે કહેવામાં આનંદ નથી, એનો અનુભવ વિક્ષેપાદિરહિત થયાં જાય એજ આનંદ છે.

૨. આધિ, માનસિક વ્યથા, રાગદ્વેપ, ક્રોધ, મોહ, આદિ જે જે અહંવૃત્તિથી ઉપજે છે તે સર્વ આધિમાં સમાવવાનો ઉદ્દેશ છે. વ્યાધિમાં શરીરની બાહ્યવેદના કે શરીરે હું સુંદર છું ઇત્યાદિ સુખબુદ્ધિ જે પણ અહંવૃત્તિનું દેહ સાથે તાદાત્મ્ય થવાથી ઉપજે છે તેનો સમાસ કરવાનો ઉદ્દેશ છે. અને સ્વવ્યતિરિક્ત એવાં જે જે બાહ્ય પદાર્થસંભવાદિ સાથે અહંવૃત્તિનું તાદાત્મ્ય થતાં તે તે પદાર્થોદિ રાગદ્વેષનાં કારણ થઈ આવે છે તે સર્વનો ઉપાધિમાં સમાસ કર્યો છે. આધિ, વ્યાધિ, ને ઉપાધિ એ ત્રણેનું કારણ અહંભાવ ને અભિમાન. એના વિના બીજું જણાતું નથી, એમ આવી રીતે એ ત્રણેનો અર્થ કરવામાંથી સ્પષ્ટ થયુંજ, તો 'હું અભેદ પામ્યોછું, એવો અભેદ પામ્યાં હો તે આવો' એમ કહેનારતનામાં તેજ અભિ-

માનવૃત્તિનો આવિર્ભાવ છે, અને તેજ આધિ વ્યાધિ ઉપાધિ ત્રણેનો મહાદાવાનલરૂપ અગ્નિ તેને ઉપજાવનાર, સળગાવનાર છે, દુઃખ ક્લેશાદિનું નિદાન છે, તો તેનો શા માટે આશ્રય કરવો? એ અગ્નિ તો સળગી રહેલોજ છે, ચાલતોજ છે. એમાંથી મુક્ત થઇને અભેદ પ્રાપ્ત કર્યોછે, તો પુનઃ અભિમાન ધારણ કરી, એના એ અગ્નિમાં ઘી હોમવાનું પ્રયોજન નથી. એ અગ્નિનું અતિ સૂક્ષ્મ કારણ જે અભિમાન તેને પણ 'નેહને નીરે' પ્રેમરૂપી જલથી, બુઝાવી નાંખવો. ઓલવી નાંખવો અભેદવૃત્તિમાં અહંવૃત્તિનું પ્રવિલાપન કરવું, 'હું માં તુંમાંસર્વમાં' ઇત્યાદિકથી તે 'હું તે સર્વ ને સર્વ તું' ઇત્યાદિ પર્યંતમાં જે પ્રકાર બતાવ્યો છે તે રીતે અનુભવ કરવો; અને એમ પ્રેમનો પ્યાલો પીધાં જવો, અભેદના વિવર્ત રૂપે સર્વને સમજી અભેદાનંદમાં વિક્ષેપ થવા ન દેવો. એવા આનંદનો અવધિ નથી, એથી કોણ ધરાયું છે?

૩. એ નિરવધિ આનંદનો પ્રકાર એવો છે કે જેમ પીવાશે તેમ અધિકાધિક દીપતો ચાલશે, એનું પાન તો નિત્ય, ક્ષણે ક્ષણે પીવું; કયાં સુધી પીવું? કે પીતે પીતે પડી જવાય, એનો નશો એવો આવી જાય કે ભાન ભુલીને પડી જવાય, વૃત્તિમાત્રનો વિલય થઇ જાય, वृत्तिविस्मरणं सम्यक् એ અનુભવ થાય, ત્યાં સુધી પીવું. એ વૃત્તિવિસ્મરણ થયે સતે પણ વળી ઊઠાય, ત્યાં સમાધિમાંથી વ્યુત્થાન થાય, તો ઉઠીને પણ પાછું એનું એ પ્રેમપાન પીવા માંડવું, ને વળી વૃત્તિવિસ્મરણ સાધવું. એ પ્રકારે પીતે પીતેજ પરમપદ જે અવિક્ષિપ્ત અભેદાનંદ તે પામી શકાય છે. અનવધિ આનંદ અનુભવાય છે. એ આનંદથી કોઇ ધરાયું નથી, એનુંજ પાન

કર્યાંજ કરવું, અહંવૃત્તિમાં પડી વિક્ષેપમાં જવું નહિ पीत्वा पीत्वा पुनः पीत्वा यावत्पतति भूतले । उत्थाय च पुनः पीत्वा पुनर्जन्म न विद्यते આ શ્લોક વામમાર્ગને અનુસરનાર મદ્યમાંસાદિ પંચમકારની ઉપાસના કરનારા પોતાના મદ્યપાનના સૂત્રરૂપે વારંવાર ઉચ્ચારેછે, પણ તેનો અર્થ ભૌતિક મદ્ય પીવા પરત્વે નથી, કેવલ ભાવગમ્ય જે અભેદમદ્યનું પાન છે તે પીવા ઉપર છે એમ જણાવવાને એનોજ અનુવાદ કરીને આ કડી લખીછે. વેદાન્તશાસ્ત્રના પ્રેમ, અભેદ આદિ શબ્દોના સ્થૂલ અર્થ કરવાથી અનાચારમાત્ર ઉદ્ભવે છે. પ્રેમ જ્યાં સુધી કોઇ સ્થૂલ શરીરને અવલંબીને પ્રેમ કહેવાય છે, અભેદ જ્યાં કોઈ વ્યક્તિઓને લક્ષમાં રાખીને મનાયછે, ત્યાં સુધી સ્વચ્છંદિતા, અનાચાર, અનીતિ, એ વિના બીજું કશું ઉદ્ભવતું નથી, પ્રેમાદિ નામો પોતાના સ્વાર્થનાંજ નામાંતર છે એમ સ્પષ્ટ જણાઈ આવેછે; પણ જે પ્રેમ કોઈ પણ સ્થૂલના ઉપર દૃષ્ટિ કરતો નથી, કેવલ ભાવગમ્યજ છે, ભાવમાંજ પુષ્ટ થાય છે, ને ભાવમાંજ પરિપક્વ થાય છે, તે અભેદનો માર્ગ કરી આપે છે, ને પરમપદે લઇ જાય છે. ખરી વાત છે કે બે સ્થૂલના સંસર્ગથી પ્રથમે પ્રેમનું સ્વરૂપ આપણને જડેછે, પણ એ પ્રેમ જો સ્થૂલના અભાવે પણ ભાવમાત્રમાં પુષ્ટ ન થઇ શકે, સ્થૂલતા ધીમે ધીમે વીસરી જઇ શુદ્ધ થતો ન જાય, એના દિવ્ય સ્વરૂપમાં જે સ્થૂલ સંબંધરૂપ કચરો ભળેલો હોય તેને ધોઇ નાખતો ન જાય, તો તે પ્રેમ નથી, એ એક સ્વાર્થ છે, મોહ છે, ભ્રાન્તિ છે. જ્યારે પ્રેમ કેવલ ભાવમય થઇ રહે ત્યારેજ તે એક વ્યક્તિથી બીજી ઉપર, બીજીથી ત્રીજી ઉપર, અને એમ સર્વત્ર સમાન થઈ શકે, અને આર્દ્રતામય, દયામય, સર્વમય, હૃદયરસમાં વિલીન થઇ સ્વભાનને ભુલી, અભેદ અનુભવીશકે. પ્રેમ-

-માંથી સ્થૂલતા કાઢવી, વેદાંતવચનોના સ્થૂલ અર્થને મૂકી ભાવરૂપ અર્થ અનુભવવો, એજ આંટી છે, ને એમાંથીજ અભેદનો માર્ગ છે.

૪. પ્રેમમાંથી એવી સ્થૂલતાનો કચરો કાઢવાના ઉદ્દેશથીજ, સ્થૂલ મદ્યને મૂકી ભાવમાત્રરૂપી મદ્યપાન કરાવવાના ઉદ્દેશથીજ, કહે છે કે આ જગત્માં જન્મ્યા, જીવ્યા, જન્મ પામી ગમે તે પ્રકારે પુષ્ટ થઇ વ્યવહાર કરી નિર્વાહ કરવા લાગ્યા, તેમાં 'સુખ' કીયે ઠેકાણે દીઠું? જે સ્થૂલ વાતનો આશ્રય કર્યો, જ્યાં જ્યાં સુખ માન્યું, તે તે વાત તો કેવલ અનિત્ય, મિથ્યા નીકળી અને સુખ આવ્યું નહિ. એવાં સુખોનો આશ્રય કરતાં તો 'દેહ સીજવાનો'જ વખત આવ્યો, શરીરને જાણે હલકા પણ બુજે નહિ તેવા અગ્નિમાં દાટીને સીજવવા માંડયું હોય તેવા દુઃખનીજ પ્રાપ્તિ થઇ એ પ્રકારે દેહને શા માટે સીજવોછો? એ રીતે થાયછે તેનું કારણ એટલુંજ છે કે નેહ—પ્રેમ—નથી, પ્રેમને તમે સમજતાં નથી માટે તે પ્રેમ વિના દેહ સીજાય છે. તમે કહેશો કે અમે તો અનેક સ્થાને પ્રેમ કરીએ છીએ, અમને પ્રેમ મળતો નથી, પણ એજ ખોટો પ્રેમ છે, એ તો દેહમાત્રનો પ્રેમ છે, સ્થૂલ કચરાવાળો પ્રેમ છે, એનાથી કદાપિ પણ પીડા અટકતી નથી, જે કેવલ ભાવમય પ્રેમ છે તે અનુભવશો તો આનંદ વિના બીજો સંભવજ નથી. એવા પ્રેમ વિના દેહને શા માટે દુઃખ પમાડો છો? અહંભાવથી અભેદાદિ વાતો કરવા છતાં સ્થૂલનો સ્પર્શ કરી અભેદપ્રેમને શા માટે વિકારી કરી નાખોછો? મૌન રહી એ પ્યાલો પીધાં જાઓ, એનાથી કોઇ ધરાતું નથી, જેણે જેણે એ પીધો તે શમી જ ગયાં છે.

૫-૬. પ્રેમમાંથી સ્થૂલતા દૂર થયા છતાં સૂક્ષ્મવિકારો પણ

દૂર કરાવવા માટે વધારે વિચાર બતાવે છે. પ્રેમમાં સ્થૂલતા કદાપિ ન રહે, શરીરસંબંધ છૂટે, પણ સૂક્ષ્મવૃત્તિઓ અહંમમત્વ તે સહજમાં છૂટે નહિ, ને તેથી પ્રેમસાક્ષાત્કાર ન થાય અને 'હું' અભેદ પામ્યો ' એમ કહેવાની વૃત્તિ થઈ આવે, તે ઉપર કહે છે કે મારું અને તારું એવી સૂક્ષ્મ અહંમમત્વની વાસનાને મૂકી દેઈ ને પ્રેમભાવનામાત્રમાંજ વિલીન થઇ હું પણ પ્રેમ, મારું પણ પ્રેમ એવી ભાવનાથી પ્રેમમાત્રજ ગાયાં કરવો, એમ કરવાથીજ સૂક્ષ્મ વિકાર પણ નીકળી જશે, કેવલ પ્રેમમયતા અનુભવાશે. એવો પ્રેમભાવ અનુભવી, એ પ્રેમતાને ચઢી, ને પ્રેમરસ નિરંતર ઝીલ્યાં કરો. એની સીમા નથી, એનાથી તૃપ્તિ નથી. એવી રીતે સ્થૂલ સૂક્ષ્મ ઉભયથી વિરહિત જે પવિત્ર પ્રેમ તેનો પ્યાલો નિરંતર પીધાં કરો. એવા પવિત્ર પ્રેમમાં કશા નિયમો હોતા નથી, એ પ્રેમ અમુક રીતે થાય, અમુક તેનો વિષય કહેવાય, અમુક તેની મર્યાદા કહેવાય, અમુક તેને પ્રતિકૂલ અનુકૂલ કહેવાય, એવા કશા નિયમ એમાં હોતા નથી. નિયમો હોવા એ તો ભેદનોજ પરિણામ છે, પુનઃ પ્રેમને મલિન કરવાનો માર્ગ છે, સ્થૂલ સૂક્ષ્મ મલ પ્રેમમાં પુનઃ નાખવા સરખું છે. જ્યાં એવા નિયમ છે ત્યાં નિઃસંશય ભેદ પણ છે, ને જ્યાં ભેદ છે ત્યાં તો ભેદ માનનારા 'ભમાયા' છે, ભ્રાન્તિમાં પડયા છે; દ્વૈતભાવ ધારણ કરી સુખ દુઃખ, રાગદ્વેષાદિ અનેક કષ્ટપરંપરામાં તણાયા છે. એવા નિયમ, એવા ભેદ, એ કશું આ પ્રેમમાં સમજવું નહિ, 'હું આ પ્રેમનો અનુભવનાર છું ' એમ પણ જાણવું નહિ, અને એ પ્રકારે પવિત્ર પ્રેમના નશાથી ભેદમાત્રનો અત્યંત વિલય કરિ લેવો, ભેદમાત્ર ટાળી નાખવા. એમ થતાંજ આનંદ પરંપરાનો નિઃસીમ અનુભવ ઉદય થઈ, મુંગો રસ ભોગવાશે.

૭–૮. રસાસ્વાદરૂપ વૃત્તિનું શમન કરવા, તેની વિરોધી વૃત્તિ જે સુપરિશુદ્ધ પવિત્ર પ્રેમભાવના તે ઉઠાવી, અને આસ્વાદને વૃત્તિ-વિસ્મરણરૂપે મૌન આનંદમાં ઉતાર્યો, ત્યારે પુનઃ કયાંથી આ પવિત્ર પ્રેમનું પાન કરવું ? શાનાથી કરવું ? પ્રેમ પાન શું ? એ આદિ વિક્ષેપપ્રશ્નોનો સંભવજ નથી, ને તેટલાજ માટે કહે છે કે આવી રીતે વૃત્તિવિલય થતાં ખરેખર આ પ્રાણીએ, મેં, આ કહેનારે, સદાય, આજને માટે નહિ પણ ત્રિકાલને માટે સર્વદા, એ પ્રેમપાન પીધું, મને એનો સાક્ષાત્કાર થયો; હવે કહી શકાવવાનુંજ નથી, કહેવાનો સંભવ કે અવકાશ નથી. ખરી વાત છે કે પાનથી ધરાવાતું નથી, એને તો નિત્ય પીધાંજ કરવું? 'મેં પીધું?' એમ કહેવામાં અહંભાવનો ગંધ પણ છે નહિ એમ બતાવવા અધિક સ્પષ્ટતા કરે છે કે એ જે પીનાર છે તે પણ હું છું, પાનાર છે તે પણ હું છું, ને પીવાનું જે કાંઈ છે તે પણ હું છું, એમ કર્તા કારણ કાર્ય એવી ત્રિપુટીમાત્ર હું–આત્માજ–છું–ને એમ હું, હુંમાં કે સર્વમાં 'ડુબ્યો' છું; હું વિદ્યમાન સતે અવિદ્યમાન છું, અવિદ્યમાન સતે વિદ્યમાન છું, ઉભયની મધ્યે છું, એમ પ્રેમરસના મૌન આનંદમાં જે છું તે છું; એ પાનથી ધરાવાતું નથી કે કોણ છું, કેમ છું, તે હું કહી શકું; પીધાં જાઓ, એટલુંજ કહેવું પૂર્ણ છે.

---

૬.

( ખમાચયની ધૂનમાં પણ આ ગજલ સારી લાગે છે )

આટલે સુધી અવિક્ષિપ્ત, અતિશુદ્ધ, પવિત્ર, પ્રેમનું સ્વરૂપ કહ્યું; તેનો અનુભવ કહ્યો; હવે પ્રેમ એજ નિશ્ચય છે, એજ સમાદ

વ્યષ્ટિ સમષ્ટિનું ઉપાદાન તેમ નિમિત્ત છે, તેના વિના કશું નથી. એમ બતાવવા પ્રેમનાં જુદાં જુદાં સ્વરૂપ વર્ણવવાનો ઉપક્રમ કરે છે. પ્રેમ એજ સિદ્ધાન્ત છે. તેથી આ પદ્યને સિદ્ધાન્તોર્મિ, સિદ્ધા-ન્તની વૃત્તિ થતાં જે ઉર્મિ ઉઠી, તે નામ આપેલું છે. સમગ્ર ઉપ-દેશનો જે સિદ્ધાન્ત છે તેનું તત્ત્વ આ પદ્યમાં કહી, પ્રેમ–બ્રહ્મ–અ-ભેદ–એજ સર્વ છે, એ વિના અન્ય નથી; એવું અનુભવાવવાનો અત્ર ઉદ્દેશ છે.

૧. જામયૂઇશ્ક એટલે ઇશ્કનો જામ, ઇશ્ક અર્થાત્ જેને સુ-ફીઓ ઇશ્કહકીકી કહે છે તે. રાજયોગના મૂલભૂત, અદ્વૈતના સાર-ભૂત, પ્રેમ, તેનો એક જામ, પ્યાલો; આ સમગ્ર બ્રહ્માંડને કલ્પ્યું છે; એ પ્રેમના પ્યાલામાં કહીં કહીં, કીયે કીયે સ્થાને, અને કીયા કીયા પરમાણુમાં, કેવી કેવી અવર્ણ્ય ખુબી ભરી છે ! જે પ્રેમના પ્યાલાને સાધનરૂપે હવણાંજ કહી આવ્યા, તેનું પાન પુનઃ પુનઃ કરવાથી આવી ખુબીનું ભાન થયું છે, એમ પણ જામયૂઇશ્કની કલ્પનાથી આરંભ કરવામાં આકૂત છે. વિશ્વની જે જે ખુબી છે તે ઝીંદગી–જીવન–એમાં રહેલી છે, તેમ ખુદાઇ–ઐશ્વર્ય–એમાં રહેલી છે. વસ્તુપદાર્થાદિ, છે એ પ્રત્યયના જે જે વિષય, તે સર્વને અદ્વૈતમાં 'જીવ' કહે છે, ને જે જે અસ્તિત્વ છે તે બધું ઝીંદગીજ છે; એના પ્રકાર, એના વ્યવહાર, એ સર્વનું વિલોકન કરવું બને તેમ નથી. એના વિલોકનથીજ પદાર્થવિજ્ઞાન, રસાયન, ભૂસ્તર, ભૂતળ, ખગોળ, આદિ અનેક શાસ્ત્રો ભરેલાં છે. એમજ ખુદાઇ–ઐશ્વર્ય–; અર્થાત્ આવી ઝીંદગીમાં સ્થૂલથી રહિત સામાન્ય જીવનવ્યવહારમાં જે યોગ ક્ષેમ ખાનપાન પ્રાપ્તિ ઉપાર્જન રક્ષણ આદિ પશુવત્ અહાર

નિદ્રા ભય મૈથુનાદિ વ્યવહાર જણાય છે તે પારના ઐશ્વર્યમય જે વ્યવહાર, જેના ઉપર ઇતિહાસ, કાવ્ય, નાટક, કથા, તત્ત્વજ્ઞાન, નીતિ, શાસ્ત્ર, ધર્મ આદિનો વિસ્તાર છે તે; એવી ખુદાઇ પણ એ ઝીંદગી ભેગીજ, છતાં ઝીંદગીની પાર, સર્વત્ર ભરેલી છે. દૈવી અને આસુરી, ઉત્તમ અને અધમ, સ્થૂલ અને સૂક્ષ્મ, એવા જે જે પ્રકાર વિશ્વમાં છે, જેનાથીજ વિશ્વ ભરેલું છે, તે પ્રેમના પ્યાલાના એક કણમાં કેવા કેવા, ને ક્યાં ક્યાં ભરેલા છે. ઝીંદગી અને ખુદાઇના આવા પ્રકારમાત્રને એક ' ખુબી ' એ શબ્દથી જણાવવાનો ઉદ્દેશ છે; એવી ખુબી પ્રેમના પ્યાલામાં ' ભરી ' છે, એટલુંજ નથી, પણ ' તર ' ભરી છે, ખુબીમાં ખુબી અને તેમાં ખુબી એમ 'તર' ભરેલી છે. અર્થાત્ વિશ્વના જે બે વિભાગ–જીવન અને ઐશ્વર્ય–મનુષ્ય અને દેવ–ઉત્તમ અને અધમ–દૈવી અને આસુરી–તે સર્વે પ્રેમના પ્યાલાના કણે કણમાં તર ભર્યા છે; પ્રેમનાજ બધા વિવર્ત છે.

૨–૯. આ વાત જો ખરી હોય તો તે ઉપર મહાત્માઓ, જ્ઞાનીઓ, પંડીતો, ફિલસુફો, શોધકો, સર્વની સાક્ષી પૂરાવે છે. વેદને ભણી જાણનારા વૈદિકો, ઇંજીલ એટલે બાઇબલને સમજનારા પાદરીઓ, અને કુરાનને ભણનારા કુરાનીઓ, તેમને કહેછે કે એ સર્વને તમે ભણ્યા છો પણ એમાંથી તમે શો નિશ્ચય કર્યો છે? ઇશ્ક એટલે પ્રેમ–જે સ્થૂલ રહિત પવિત્ર પ્રેમ–તે વિના અન્ય કોઇ સ્થાને, અન્ય કોઇ ભાવમાં, અન્ય કોઇ વિચારમાં ખુદાઇ ઠરી છે? અર્થાત્ કહીં પણ ઠરી નથી; ઇશ્ક એજ ખુદાઇ છે. વેદ, બાઇબલ, કુરાન આદિને ' પોથાં ' કહ્યાં છે, ને તે ભણીને નહિ પણ ' ઉથામી ' ને એમ કહ્યું છે એમાં તાત્પર્ય એ છે કે એ સર્વને સમજનારા જો તે તે ધર્મગ્રંથોથી કહેલાં કર્મ ઉપાસના આદિ-

માંજ ભમ્યા હોય તો તેમની સાક્ષી નકામી છે; જો તેમને એમ સમજાયું હોય કે વેદકુરાનબાઇબલ આદિનાં વચનોમાં કાંઇ નથી, એતો પોથાંજ છે, અને તત્ત્વની શોધમાં માત્ર ઉથામી જવાનાં છે, તત્ત્વ સુધી લેઇ જનાર એક સહાયરૂપ હોઈ છેવટ ઉથામી મૂકવા જેવાં છે, તોજ તેમની સાક્ષી ઉપયોગની છે. વેદીઆઓએ જો વેદાંત જાણ્યો હોય; બાઇબલ જાણનારાએ જો કેબાલા આદિમાં કહેલો કે તેમનાજ સંત લોકોએ બતાવેલો રાજયોગ અનુભવ્યો હોય, કુરાન પઢનારા જો ઓલીઆઓ એ બતાવેલી હકીકતને સમજતા હોય; તો તેમને નિશ્ચય થયો હોવો જોઈએ કે હૃદયનિષ્ઠ પુરુષ તેજ સર્વમય પ્રેમરૂપ બ્રહ્મ છે; મનોવિક્ષેપરૂપ ક્રાઇસ્ટના પ્રેમમય સ્વાર્પણમાંજ સર્વમયતાનો અનુભવ છે; અને હકરૂપી માશુકનું સર્વાંશે સર્વત્ર વસ્લ પામવામાંજ કૃતાર્થતા છે; આર્ય, ક્રીશ્ચીઅન અને મહંમદીઅન, એટલાજ નહિ પણ સર્વ ધર્મના રહસ્ય જાણનાર એજ વાતની સાક્ષી પૂરી શકશે કે ઇશ્ક એજ ખુદાઈ છે, પણ ધર્મગ્રંથોની સાક્ષી કરતાં અર્વાચીન પદાર્થવિજ્ઞાનવાદીઓની સાક્ષી, આ સમયના અધિકારીઓને વધારે પ્રતીતિકારક લાગતી હોય તો તેમને પૂછીએ કે તમે ' બઇશ્ક ' એટલે ઇશ્કના વિના ઝીંદગી ' કહીં ' બતાવો છો ? એક જીવનીજ ઉત્પત્તિ શી રીતે સમજો છો ? જીવની સાથેજ જે ખુદાઈ—ઐશ્વર્ય—અનેક ભવ્યતા, સૌંદર્ય, જ્ઞાન આદિ ભાવના, વિચાર, તેની સાથે રહે છે તેની પણ ઉત્પત્તિ શી રીતે માનો છો ? પદાર્થવિજ્ઞાનવાદીઓ તેનું જે ઉત્તર આપી શકે તેજ કહેછે કે ઝીંદગી તો પરમાણુઓના સંઘાતમાંથી ઉત્પન્ન થતી એક શક્તિમાત્ર છે, જ્ઞાનવિચારાદિ તો બ્હારના સંબંધોને લેઈ નાડીઓમાં

જે ફેરફારો થાય તેનું જ એક નામ છે. આવું ઉત્તર તે વાદીઓ આપે તો તે ઉપર સિદ્ધાન્તી કહે છે કે જડ એવાં પરમાણુ અને જડ એવી નાડીઓ તે આ રીતે જીવ અને જ્ઞાન દર્શાવી શકે છે એમ તમે કહેતા હોતો અમે એમજ માનીએ છીએ કે જેને તમે જડ કહો છો તેમાં પણ ક્યાં ક્યાં ઇશ્કની 'હવા' વ્યાપી ગઈ છે ! પરમાણુ એ પરમાણુમાં ઇશ્કજ ભરેલો છે, તમે જેને 'ઇથર' કહો છો અને જેને સર્વ વ્યાપી માનો છો; તેવી રીતે ઇશ્કની હવા સર્વવ્યાપી છે. એમ ન હોય તો જે જડનું સ્વરૂપજ તમે 'જીવરહિત' એમ માનો છો તેમાંથી 'જીવ' પેદા કેમ થાય ? જે નાડીઓને જડ કહોછો તેના ગમે તેટલા ફેરફાર તે જ્ઞાન કેમ કહેવાય ? માટે તમે પણ ઇશ્કનેજ સ્વીકારો, ઇશ્કનીજ સાક્ષી પૂરો; એ વિના અન્ય માર્ગ નથી, આ પ્રકારે જે ઉપર ધર્મ, તેમ વિજ્ઞાન સર્વની સાક્ષી છે એવા જાનમયુઇશ્કમાં ક્યાં ક્યાં, શી શી, ખુબી ભરી છે !

૪-૭. ઝીંદગી અને ખુદાઈ ઉભયે ઇશ્કજ છે. એ વિષયે જે સાક્ષી આપી તેનો અધિક અનુભવ કહે છે; શબ્દ પ્રમાણ મૂકી પ્રત્યક્ષપ્રમાણથી સિદ્ધતા કરી આપે છે. જે જે ઝીંદગી છે, જે જે જીવનમાં ઐશ્વર્યનો અનુભવ છે, તે બધાં, આશકોને, ઇશ્કહકીકીમાં ગુમ થઈ ગયેલા અનુભવી ભક્તોને, ઠરી રહેવાનાં સ્થાન છે. સામાન્ય સનમ એટલે માશુક, દારાઆદિ અને તેની જે મીઠી નિગાહ—નજર તે જુઓ; કે નૂરયૂખુદા ઈશ્વરના નૂરરૂપે જે જે ભાવ, કલ્પનાવસ્તુ આદિ મનાય છે તેને જુઓ; કે દમયૂઆદમ એટલે આદમ જે મનુષ્ય તેનો જે દમ—પ્રાણ—જીવ—તેનેજ જુઓ; તો એ પ્રેમ, એ નૂર, કે એ દમ, સર્વમાં, ખરા આશકને, સ્થૂલની

પારના ભાવને અનુભવનાર આશકને, જે પરપ્રેમરૂપી મય છે, જે મયયુઇસ્ક છે, શુદ્ધ પ્રેમનો મદ્ય છે, તે પી અને મસ્ત બની રહેવાનાં, કેવલ એકતાનમાં ઠરી રહેવાનાં, પરમ અભેદ અનુભવવાનાંજ, સ્થાન સમજાય છે. એવાં કેટલાં કેટલાં સ્થાન છે કે જ્યાં આશકો એમ ઠરી રહે છે ? એવાં અનંત છે, આશકને તો જ્યાં દૃષ્ટિ કરે ત્યાં પોતાની માશુકનાં દીદાર પ્રત્યક્ષ છે; સર્વાનુભવી સર્વમય અભેદજ્ઞાનીને ઝીંદગી ખુદાઈ સર્વે, પ્રેમ અને નૂરમાંતી ખુદાઇ અને દમમાંતી ઝીંદગી તે સર્વે, પોતાના પરપ્રેમનાજ વિવર્ત છે, જેનું સાક્ષાત્ અનુભવથી પોતામાંજ પ્રવિલાપન થતાં, અભેદાનુભવમાં ઠરી રહેવાય છે. વ્યવહારના અનુભવમાત્ર અભેદસાક્ષાત્કારના ક્રમનાંજ પગથીઆં છે એ વારંવાર કહેલું છે; અને ગીતાના દશમા અધ્યાયમાં જેમ અનેક વિભૂતિ ઉપાસનાને અર્થે કહી છે તેમ અત્ર પ્રેમમાર્ગના ઉપદેશને અર્થે આ ત્રણ પ્રેમસ્થાન કહ્યાં છે. જો કેવલ પરમાણુ કે નાડીમાંથીજ ઝીંદગી કે ખુદાઈ નીકળતી હોત તો જડ જડને જોઇને આવો અનુભવ કદાપિ પામત નહિ, એટલુંજ નથી પણ તમે જેને પ્રત્યક્ષ અનુભવમાં કાન્તિ, ભવ્યતા, સુખ ઉર્મિઓ, ભાવનાઓ, ઇત્યાદિ નામ આપો છો, કોઈ સૌંદર્ય કે ભવ્યતાને જોઇ અહો ! કરી ગુમ થઈ જાઓ છો, કોઇ પરમ સુખના પ્રસંગમાં વિલીન થઈ ભાનને ભુલી જાઓ છો, પ્રેમ રાગ દ્વેષ મોહ આદિ અને શુભાશુભ ઉર્મિમાં ઉછળી તમારી પોતાની પાર ગમે ત્યાં નીકળી જાઓ છો, અને મહાન્ ભાવનાઓનો આશ્રય કરી સ્વર્ગ, મોક્ષ, નીતિ આદિ અનેક કલ્યાણકારી સંસ્થાઓમાં તમારું શ્રેય શોધો છો અને વ્યવહારના કલેષથી દૂર થવાનો માર્ગ શોધો છો, તે બધાં શું જડના સંઘાતથી અને જડના પરિવર્તથી ઉપજે છે ? એ બધાં તો અનાદિ

અને અનંત જે પ્રેમજ સર્વ છે તે પ્રેમના પ્યાલા ઉપર જે લહરીઓ આવે છે તે છે; પ્રેમના વિવર્ત છે; પ્રેમ ન હોત તો એમાંનું કશું હોત નહિ. હજી આગળ વધો અને જે પ્રત્યક્ષપ્રમાણથી પ્રત્યેક વાત્તની સાબીતી કરી જોવાનું અર્વાચીન જડવાદીઓ અભિમાન રાખે તે પ્રત્યક્ષપ્રમાણથી પણ તપાસ કરો, અને કહો કે ઝીંદગી અને ખુદાઈ ક્યાં છે ? તમે મુડદાંને અને જીવતાં પ્રાણીઓને અનેક રીતે કાપો છો, અને તપાસો છો; અનેક પદાર્થોને, મનુષ્યના શરીરના રસોને, તાવી જુઓછો: અનેક રસાયનિક પદાર્થોને જડમાંથી ઓગાળી ને વાયુરૂપ બનાવી જુઓછો; અમુક ફલ ઉપજાવવા માટે, એક ઇશારો પણ પકડાઇ જાય તેવા સૂક્ષ્મ કાંટાથી તોલી તોલીને મિશ્રણો કરી જુઓ છો; પણ એ કાપવામાંથી, તાવવામાંથી, ઓગાળવામાંથી કે તોલીને કરેલા મિશ્રણમાંથી, ખુબ બારીકાઇથી કરેલાં એ સર્વમાંથી, તમને કોઇ વાર કોઇ સ્થલે જડ એવા પરમાણમાંથી જીવ કે જ્ઞાન જડયાં ? અર્થાત્ તમે જીવ કે જ્ઞાન, જડ એવા પરમાણુની કોઇ યોજનાથી ઉપજાવી શકયા ? નથીજ ઉપજાવી શકયા, નથીજ સમજાવી શકયા, તો અમે સિદ્ધાન્તીઓ કહીએ છીએ તેજ ખરૂં છે કે જડ એવું જે મુરદા—મુડદું—જીવહીન પદાર્થ—તે ઇશ્કને પરહરીને, ઇશ્કના વિના, કહીં પણ કોઈ પણ કાલે, ઉઠનાર નથી, ઉભું થનાર નથી, ચલનવલન અને જ્ઞાનવિચારાદિ કરી શકનાર નથી. ઇશ્કજ સર્વ છે, જડ એવો જે વિચાર કલ્પ્યો છે તેજ ખોટો છે. જડ નથીજ, બધું ઇશ્ક છે, સર્વત્ર પ્રેમનું અદ્વૈત છે, બ્રહ્મમયતા છે. મુડદાં ઇશ્કથી ઉઠે છે એમ માન્યું તેનાં કોઇ પ્રત્યક્ષપ્રમાણ છે ? એમ પૂછનારને કહે છે કે હા, છે. ઇસ્લામધર્મમાં એવી આખ્યાયિકા છે કે મસીહ–ઇસુક્રાઇસ્ટ–તેનામાં એવી શક્તિ હતી કે મુરદાને તે 'અલ્લા-

હના હુયમથી ઉઠ' એટલુંજ કહે તેની સાથે તે ઉઠીને ઉભું થતું હતું. એ આખ્યાયિકાનો ભાવ મનમાં રાખી કહે છે કે મારા સનમ એટલે મારા માશુકરૂપી જે મસીહ છે તે જો વાંસરી વાય, વાંસળી વગાડે તો તેની ધૂન સાંભળીને, મરદાં થઇ રહેલા, આજ જેને તમે ભ્રમથી મરદાં થઈ રહેલા માનોછો, તે મસીહ એટલે ક્રાઇસ્ટ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને મીરાં આદિ જે જે મહાત્માઓ છે તે તુરત ઉઠે એમાં સંશય નથી. કહીં કહીં ઉઠે કીયા કીયા દેશના એવા મહાત્માઓ કયાં કયાં ઉઠે તે ગણુતરી કરવી પણ અશકય છે. આમ કહેવામાં તાત્પર્ય એ છે કે પ્રેમ અથવા અભેદરૂપી જે સનમ છે તે જો પોતાનો ધ્વનિ ઉચ્ચારે, અને અભેદજ સત્ય છે એમ કહે તો, ક્રાઈસ્ટ, રામ, કૃષ્ણ, બુદ્ધ, આદિ સર્વે પુરુષો, તેમ મીરાં આદિ સર્વે સ્ત્રીઓ, અને દેશ દેશનાં જ્ઞાન અનુભવનાર સ્ત્રી પુરૂષો તુરતજ એ વાતની સાક્ષી પૂરે, અને તમે જેમને આજ કાલ તમારા જેવાં પામર માણસો રૂપેજ સમજો છો તે (તમારો ભ્રમ દૂર થતાં) તમે તેમને બધાં માણસોની પેઠે મરી ગયેલાં મુરદાં માનેલાં તે, પુનઃ જીવતાં થાય, અભેદમાં તે એકાકાર હોઈ જીવતાંજ છે એમ અનુભવ આવે. એ અનુભવ કરાવનાર, આવી સાક્ષી અપાવનાર, આવાં પ્રમાણુ બતાવનાર ઇશ્કના જામમાં શી શી ખુબી છે!

૮-૧૦. આ પ્રકારે સર્વ પ્રેમ છે એવો નિશ્ચય કરાવતાં ભિન્ન ભિન્ન ધર્મના, વિરોધીપક્ષના, જુદા જુદા સંપ્રદાયના, જ્ઞાની અને મહાત્માઓનાં નામ ભેગાં કરવામાં હેતુ એ છે કે આ સિદ્ધાન્તની દઢતા જેને થઇ હોય તેવા રાજયોગીની એ દઢતાનું પ્રથમ લક્ષણુ ચિત્તમાંથી રાગદ્વેષ માત્ર નીકળી જવારૂપી તે સહજે ધ્યાનમાં આવે. મારું અને પારકું એ ભેદબુદ્ધિ છે ત્યાં સુધી સિદ્ધાન્તની વાત તે

ज्ञात માત્રજ છે; નહિ કે વ્યાવહારિક મર્યાદા માત્ર તોડી નાખી સ્વચ્છંદી થવું એજ અભેદ અનુભવ્યાનું લક્ષણ છે; શરીરથી તેમ કરતા પૂર્વે મનથી તેમ થવાની આવશ્યકતા છે, ને મનથી તેમ થશે તો તેજ સંપૂર્ણ છે એમ કહેવાનું તાત્પર્ય છે. કેમકે શરીર છે ત્યાં સુધી વ્યવહાર છૂટવાનો નથી એટલે એક વ્યવહારથી બીજા વ્યવહારમાં શરીર ને બદલો કરાવવા ઉપર આગ્રહ વ્યર્થ છે; કેવલ માનસિક એકતા અને રાગદ્વેષ પરિક્ષય સૂચવવાનોજ મુખ્ય ઉદ્દેશ અને આગ્રહ છે. એને અનુસરીનેજ કહે છે કે વેદીઆ, કુરાની, પાદરી, જે હજી વેદ કુરાન ઈંજિલ ઈત્યાદીને 'પોથાં' સમજ્યા ન હોય અને તેથી પોત પોતાના ધર્મનું કે પોતપોતાની જાતનું મમત્વ કરી અહંકારમાં અથડાતા હોય. તે આવો અને ટુંકામાં ટુંકો, સરલમાં સરલ, ઉપદેશ સાંભળો, જેને શોધોછો તેને પ્રાપ્ત કરવાનો સહજ માર્ગ જુઓ; તે એજ છે કે સનમ જે માશુક તેના અધરથકી જામ પીઓ, અર્થાત્ માશુકના મોઢામાં મદ્ય ભરી તેના અધરથી તેને પાછો તમારા મોઢામાં રેડાવો. આવી ઉલટી ભાષાથી આ ઉપદેશ આપવામાં ધ્વનિ એવો છે કે જે વેદીઆ કુરાની પાદરી આદિ, તથા અનેક વામમાર્ગી, અર્વાચીન સુધરેલાઓ વગેરે, જે હજી સ્થૂલ અર્થને ત્યજી શક્યા નથી, તેમના સ્થૂલ અર્થનો આવી સ્થૂલ વાણીથી ઉપહાસ કરી તેમના મનમાં જે ધાર્મિકતા આદિનો આગ્રહ છે તેને આ રીતે કમકમાટ વછૂટે એવાં વચન કહી તેમને આ વચનમાંથી પણ રહસ્ય ઉપર જવાની વૃત્તિ કરાવવી. રહસ્ય એ છે કે સનમ એટલે માશુક જે અત્ર જ્ઞાન, અદ્વૈતજ્ઞાન, પરપ્રેમ તેના મોઢામાં અનુભવરૂપી મદ્યને ભરી તે તમારા મોઢામાં રેડાવો, પ્રેમના વિવ-

તદ્રૂપે દૃશ્ય માત્રને વિલોપી તમારા પોતામાં, દ્રષ્ટામાં, ઉતારી લો, અને એમ અભેદસાક્ષાત્કાર પામતાં વેદાદિબંધન માત્રને મિથ્યા અનુભવો. યોગાભ્યાસીઓને પણ ખેચરી આદિ મુદ્રાની સાથે ધ્યાન-યોગમાં લીન થતાં સનમ જે એ ખેચરીમુદ્રા તેના મુખમાંથી ઝરતો અમૃતરૂપી મદ્ય પીવામાં આવે છે એ સુવિદિત હોવુંજ જોઇએ; ને તે મદ્યના એકાગ્ર આનંદની અને ગંભીર શીલતાની માધુરી પ્રત્યક્ષ હોવી જોઇએ. આ પ્રકારે રાજયોગના અનુભવમાં કે હઠયોગના અ-ભ્યાસમાં "લો જામ સનમને અધર ભરી કહીં કહીં" એજ રહસ્ય છે, ધર્મ કર્મને લોક વ્યવહાર આદિ બંધનોમાં આનંદ કે મોક્ષ નથી. આ જામ કહીં કહીં, જ્યારે જ્યારે ઇચ્છા થાય, જ્યાં જ્યાં વૃત્તિ ઉઠે, ત્યારે ત્યારે ને ત્યાં ત્યાં અનુભવવો એજ પરમાનુભવ છે. આવો અનુભવ દૃઢ કરાવવા, રાગદ્વેષના પરિક્ષયથી એ અનુભવનો ઉદય છે એમ હજી આગળ સમજાવવા, તથા 'સનમને અધર ભરી' જામ પીઓ એવી ઉપહાસમિશ્ર સ્થૂલ કલ્પનાના ઉપદેશથી થતી વટાળ આદિ સ્થૂલ શંકાનો પણ ઉપહાસ કરી માનસિક અ-ભેદ સૂચવવા, કહે છે કે ઇશ્કની જે ખુમારી છે તે તો કેવલ દીવાની છે, જેમ ગાંડા માણસને કોઇ પ્રકારના ભેદનો વિવેક નથી તેવી એવા ઇશ્કને પીનારની દશા છે, તો પછી તેમાં નાત, જાતિ, કુળ, ઇત્યાદિનું ભાન રહેજ નહિ; એ સર્વને તો ક્યાં ક્યાં પરાં કર્યાં છે? ક્યાં મૂકી દીધાં છે! એમનું તો ઇશ્કમાં ઠેકાણું પણ નથી, એટલે તેવા બાહ્ય ભેદમાં બંધાઇ માનસિક રાગદ્વેષની વૃદ્ધિ થવા ન દેવી, અને 'સનમને અધર'-થી પાન કર્યાં જવું, તો સાક્ષાત્કાર સહજ સિદ્ધ છે. એ પ્રકારે જ્યારે સનમને અધરેથી નિરંતર પાન કરાશે ત્યારેજ વિવિધ અનુભવ થશે. એમાંના કેટલાક વ્યાવહારિક, પણ

પરમાર્ગ અનુભવાવનારા, અનુભવો કહે છે કે કવિઓની જે જે દિવ્ય કલ્પનાઓ આપણને સ્થૂલમાંથી પાર તારી જઇ, આત્માનંદનો સાક્ષાત્કાર કરાવે છે, કે અભેદની ફીલસુફી દીવાનાના જેવી મસ્તીમાં, અભેદાનંદની એકતાનતામાં, આપણને આપણાપણું ભુલાવી એકરૂપ કરે છે, તે સર્વ, હે સાકી ! હે આ જામ પાનાર સનમ ! તારાજ પ્યાલામાંથી કહીં કહીં ઝરી છે; જ્યાં જ્યાં કાવ્યના દિવ્ય ઉદ્‌ગાર, કે અભેદજ્ઞાનના પરમસાક્ષાત્કાર થયા છે, જે જે દેશમાં, જે જે કાલમાં એમ થયું છે, ત્યાં ત્યાં ને તે તે પ્રસંગમાં કેવલ આ જામય ઇશ્કના પીવામાંથીજ એમ થયું છે એ નિશ્ચય છે. જેને એ સાક્ષાત્કાર પ્રાપ્ત કરવો હોય તેણે એ રાજયોગને સમજી તેને અનુસરવું જોઇએ.

૧૧–૧૨. એજ માર્ગ વધારે સપષ્ટ કરે છે. માશુકને કહે છે, પોતાના હૃદયના એ શુદ્ધ પ્રેમની ભાવનાનેજ વિસ્તારે છે; કે હે માશુક ! તું એ ઇશ્કનો જામ મને પૂરેપૂરો, અને સર્વદા પાયાંજ કર, આખો ને આખો, પ્રત્યેક ક્ષણે, મારા મોમાં ઠાલવ; લબ એટલે હોઠ આગળથી સાગર એટલે પ્યાલાને જરા પણ, કહીંએ, દૂર કર્યા વિના, પૂરે પૂરો ઠાલવ્યાંજ કર. એ પ્રકારે ક્ષણ માત્ર, નિમિષ માત્ર, સ્વરૂપાનુસંધાનના આનંદમાંજ જાય એવો પ્રેમસાક્ષાત્કાર, પ્રેમનિશ્ચય, થવો જોઇએ, અને જ્યાં જ્યાં દૃષ્ટિ પડે ત્યાં ત્યાં પ્રેમ વિવર્તનો અનુભવ થાય તેટલી ઉત્કટતા એ નિશ્ચયમાં આવવી જોઇએ. વામમાર્ગીઓ જે પાત્રો મદ્યપ્રાશનમાં વાપરે છે તેને સાગર કહે છે, અને ભૈરવીને પાન કરાવી સાગરમાંથી પાન કરે છે, તે કેવલ શુષ્ક, સ્થૂલ, અને અધમ પાન છે એમ જણાવવા હે સનમ !

તું 'સાગર'–ને હોઠથી દૂર ન કરતાં, પાન કરાવ એ પ્રકારે ઉક્તિ યોગ્ય છે. રાજયોગમાં તેનું જે તાત્પર્ય છે તેજ વાસ્તવિક અર્થ છે. એવા યોગના પરિપાકની દશા કહે છે હે સનમ! જો આ પ્રકારે તું નિરંતર જામ પાયાં કરે; અને હું તે માટે તારી કદમબોશી કરતો રહું, તારા કદમ–ચરણ–ને બોશા–ચુંબન–લીધાં કરું, અને એમ તારે ચરણે હું પડયો હોઉં તે સ્થિતિમાંજ મારો જાન જાય એજ ઉમેદ આશકોના મનમાં કહીં કહીં, સર્વત્ર સર્વદા, ભરેલી છે. પ્રેમનુંજ સર્વત્ર અનુસંધાન થાય, અભેદજ સર્વત્ર અનુભવાય, એ સ્થિતિમાં મરણ થાય, તો પણ તે પરમાનંદ છે; મરણ થતા સુધીનું ભય પણ એ અનુભવ શોધનારે કેવલ ત્યજવું જોઇએ. તે કેવલ નિર્ભય થવો જોઇએ, તોજ તેને આ અનુભવ થાય છે, ને એ અનુભવથી નિર્ભયતા વૃદ્ધિ પામે છે; अभयं वै जनक प्रासोऽसि એમ ઉપનિષદ્ કહે છે; આવી દશા એક ક્ષણ વાર પણ થાય તો તેનું માહાત્મ્ય પણ કેટલું મ્હોટું છે તે શ્રીકૃષ્ણ કહે છે. एषा ब्राह्मी स्थिति पार्थ नैनां प्राप्य विमुह्यति । स्थित्वास्यामन्तकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति । ખરેખર એક વાર એને સાક્ષાત્કાર થયો તો પછી કદાપિ વિમોહ થતો નથી, એને ચૂકાતી નથી. માટે એવા ઇશ્કના પાનની, ને એ કદમબોશીમાં જાન જવાની ઉમેદ આશકો રાખે છે, અને એમ જામયૂઇશ્કની ખુબીને વખાણતા અધિક અનુભવ લેતા જાય છે.

૧૩–૧૪. આ પ્રકારે જામયૂઇશ્કમાં જે મઝા છે, મીનોઈ, દિવ્ય—દૈવી—આ સ્થૂલવ્યવહારની પાર અને તેને પણ સ્વમય કરી લે તેવી દિવ્ય મઝા છે, તેને જે જાણતાં નથી, તે ભલે ઇશ્કબાજને નિંદો; ડરીને નિંદો. નિંદો એમ કહેવામાં 'નિંદા કરો,' તેમ 'નિંદા

કરાવો ' એવા ઉભયે અર્થ રાખવાનો ઉદ્દેશ છે, અને તે ' ડરીને ભલે નિંદો ' એમ કહેવામાંથી સ્પષ્ટ થાય છે. કોઇ પણ વાતની નિંદા કરનાર કાંઇ ડર ખાઇને નિંદા કરતાં નથી. એટલે નિંદો એનો અર્થ ' નિંદાવો ' એમ લેવાની આવશ્યકતા થાય છે. પોતે ઇશ્કના પૂર્ણ સ્વરૂપને સમજ્યા વિના સ્થૂલમાં ભમનારાં મંદાધિકારી તેવા સ્થૂલ વ્યવહારને ઇશ્કનું નામ આપી નિંદા કરાવે છે; તેવાં પામર અનેક પ્રકારના ડર ખાય છે, સ્થૂલની પાર ઇશ્ક ક્યાં છે ? સ્થૂલનો ત્યાગ થતાં શું રહેશે ? વ્યવહારમાં ન રહીએ તો લોકમાં આબરૂ નહિ રહે, ઇત્યાદિ અનેકાનેક ભય તેમના મનમાં હોય છે; એટલુંજ નથી પણ ' લોકલાજ ' ને અનુસરી તે પોતાના ખરા ઇશ્કને પણ ભ્રષ્ટ કરી નાખે છે. આવા ડરથી કરીને જે ઇશ્કના વ્યવહાર કરવા જાય છે તે તો ઇશ્કને ખોટે રૂપે દર્શાવી જગતમાં નિંદાને પાત્ર કરી મૂકે છે. આમ જે અધિકારીઓને સર્વસ્વનો ભોગ આપવા જેટલો ત્યાગ નથી તે ઇશ્કના યોગને અનુભવાર નથી એવું કહેવાનું તાત્પર્ય છે. આવો ત્યાગ કરી જે ખરાં ઇશ્કગ્રસ્ત છે અને દિવ્ય આનંદમાં સ્વરૂપાનુસંધાન પામી રહ્યાં છે તેમની નિંદા દુનીયાં ભલે કરે, ડરી ડરીને કરે, એટલે કે એવો ઇશ્ક તે કેમ થાય ? એ તો ચહી ગયેલાંનું કામ છે, એ આદિ નિંદા દુનીયાં ડાહ્યા લોક ભલે કરે, પણ તેથી જરાએ ડરવાનું કારણ નથી. લોકવાસનાનો અત્યંત ત્યાગ કર્યા વિના પૂર્ણ અનુભવ કદાપિ આવતો નથી; लोकवासनया जन्तोः शास्त्रवासनयापि च ॥ देहवासनया ज्ञानं यथावन्नैव जायते ॥ સો. મા. ॥ આ પ્રકારે સર્વમય, સર્વરૂપ, અભેદાનંદનો જે જામપૂઇશ્ક તેમાં હું ભાતમાત્રને ખોઇને ડુબ્યોછું; અક્કલ, ડહાપણ, બુદ્ધિ, એ

આદિ જે જે વાતો દોઢડાહ્યા લોકો કરે છે, અને જ્ઞાની, મસ્ત, ઇશ્કબાજ તેમને એ તો ભાન વિનાનાં છે, એવું આળ ચઢાવેછે. તે આળ માથે લેઇ જ્ઞાન માત્ર ભુલી, અને હું જામેયૂઇશ્ક જે આ અભેદમયતા તેમાં એ ભાન, એ લોક, એ આળ, અને તું પોતે, એ સર્વને શોધતો શોધતો ડુબી ગયોછું: મને પોતાનેજ વીસરી ગયોછું. હે માશુક ! સનમ ! પ્રેમ વિવર્તમય દૃશ્યવિશ્વ ! તું એ જામ પી લે, જેમાં હું દ્રષ્ટા ડુબ્યોછું તે પ્યાલો તું પી; અને અહીં—આ વિશ્વમાં—તહીં હવે પછીના મરણ પછીના વિશ્વમાં;—એક દીલબરી કરી લે; આપણી એકતા, આપણો અભેદ સિદ્ધ અનુભવ; હું–તું, અહીં તહીં, આ–પેલું, એવા દ્વંદ્વમાત્રનો એક અભેદપાનમાં વિલય સાધી, અધિષ્ઠાનમાંજ પરમશાન્તિ અનુભવ; પોતે પોતાનેજ અનુભવવાનું છે, અન્યની શોધમાત્ર મિથ્યા છે. પ્રેમજીવનમાં કહ્યુંજ હતું, " છે તું અન્ય કોઇની શોધમાં; તો તો ધૂળ પડી તુજ બોધમાં, નિજરૂપથી બીજું શોધમાં, સર્વે એજ છે વિસર્યો અહીં " એ નિશ્ચયનેજ પ્રકારાન્તરે સમજાવી, અભેદાનંદના અનુભવ સુધી આણ્યો છે; અને એ અભેદના અનુભવનો માર્ગ પ્રેમ છે, સુપરિશુદ્ધ ભાવનામય પ્રેમ છે તે છે, એમ અનુભવ કહ્યો છે.

---

## ૭

પ્રેમ અને તેના ઉત્તમાનુભવથી ઉદ્ભવતો અભેદસાક્ષાત્કાર એનું સર્વ પ્રકારે સમર્થન કરી, આસ્વાદોર્મિ અને સાધનોર્મિ તથા સિદ્ધાન્તોર્મિમાં તે અનુભવનો સ્પષ્ટ માર્ગ સમજી હવે જે અનુભવનો ઉદય થવા માંડયો છે, તેનું વર્ણન પ્રકૃત છે. 'મંત્ર અભેદ જપું

અમો ' એ સ્થાને સૂચવેલો પ્રેમમંત્ર એજ સર્વનો નિર્વાહ કરી આપનાર છે, એનું અવલંબન કરનારને અનેક વિક્ષેપ આવે છે, અનેક ભય પ્રાપ્ત થાય છે, આમાં શો લાભ હશે? શું, સુખ હશે? એવા નિરવધિ વિતર્કોની જાલ ગુંચવે છે, અને છેવટ સ્થૂલતા એટલી દૃઢતાથી ચોટી પડે છે કે સ્થૂલનો ત્યાગ કરી પ્રેમાનુભવ પામવાની ચાંત એક કલ્પનામાત્રજ, દુઃખરૂપ, લાગે છે. પ્રાકૃત જનોને આમ થાય છે, પણ અભેદપર્યવસાયી એવું જે પ્રેમસ્વરૂપ આગળનાં પદ્યોમાં સમજાવ્યું તેનો અનુભવ કરનારને સર્વત્ર આનંદ અને સ્વરૂપાનુસંધાનનો પરમ વિલાસજ સમજાય છે આવો આનંદ ઉદય થવા માંડતાં કેવું લાગે છે તેનું વર્ણન છે; કેમકે એ આનંદ પૂર્ણ અનુભવતાં તો મૌન વિના અન્ય ગતિજ નથી.

૧–૨. માંત્રિક લોકો કોઇ અમુક ઉપાસના કરવા બેસે છે, તેમાંથી ફલ થવાને સમયે તેમને અમુક પ્રત્યક્ષોનો અનુભવ થઈ આવે છે, અને તેમના અંતઃકરણની દૃઢતાના પ્રમાણમાં તેમને તે તે પ્રત્યક્ષથી ભય, આનંદ, તૃપ્તિ ઇત્યાદિ ઉદ્ભવે છે. માંત્રિકોના આ સંપ્રદાયને અનુસરી પ્રેમમંત્રનો જપ કરતાં જે પ્રત્યક્ષ અનુભવાય છે તેનું વર્ણન આરંભ્યું છે. ' મંત્ર અભેદ જપું અમો ' એ સ્થાને સૂચવેલો 'અભેદ'–મંત્રનો જપ, પ્રેમપાન કરી, જામયૂઇસ્કના નશામાં મસ્ત રહી, પરમ એકાગ્રતાથી, લક્ષ ઉપર દૃઢ નિશ્ચય બાંધી, કર્યા કર્યો છે. એમાંથી આજ આટલે સમયે, આટલા આટલા અનુભવ થતે થતે, મેં આ શું જગાડ્યું; શું પ્રત્યક્ષ મને થવા માંડ્યું! સર્વત્ર પ્રેમવિવર્તનો અપરોક્ષાનુભવ થતાં સ્વરૂપાનુસંધાન સમજાઈ ગયું! સમુદ્રમાં ઓગળી જ-

વાયું ! એ જે જગાડ્યું તે શું છે એ કહે છે. એ જે અનુભવ થયો તે છે તો જૂનો, પ્રાચીન, અનાદિ, અનંત, તેનો તેજ છે; પણ મને આજ પર્યંત ભેદવાસનાના સંસ્કારથી તે સમજાતો ન હતો, માટે નવા જેવો લાગે છે; એ અનુભવ શી રીતે કહી શકાય ! અભેદમંત્રના સ્મરણથી—એટલાજ નામસ્મરણથી—મને શો અનુભવ આવી ગયો ! માંત્રિકસંપ્રદાયાનુસાર રચના યોજવામાં મર્મ એ છે કે માંત્રિકો જે જે સિદ્ધિને અર્થે અમુક સત્ત્વોની સાધના આદરે છે, તે તે સિદ્ધિમાત્ર આ અનુભવથી જે સમજાયું છે તેમાં ભરપૂર છે, પ્રત્યેક સંકલ્પે સંકલ્પે સિદ્ધિજ છે; વળી એમ જણાવવાનું પણ આકૂત છે કે માંત્રિકો, જેવી દૃઢતા અને જેવા નિશ્ચયથી પ્રયોગ કરે છે તેવી દૃઢતા અને તેવા નિશ્ચયથી બ્રહ્મભાવના બંધાય તો અપરોક્ષ સ્વસિદ્ધજ છે. એ સાક્ષાત્કાર આપનાર કોણ, શું, છે તે કહે છે, જે જે રસ કહેવાય છે, ખાવાના, ઉપભોગના, કાવ્યના, તત્ત્વના, તે સર્વે એમાં ભરપુર છે એવું એ રસીલું છે; વિવિધ પ્રકારની અદાથી, અવર્ણ્ય, અતર્ક્ય વિલાસોથી તે સર્વત્ર નૃત્ય કરી રહ્યું છે; તાલ અને લયયુક્ત જે નાચ તે નૃત્ય કહેવાય છે તેને અનુસરી સમજવાનું છે કે એના નૃત્યમાં સર્વ તાલ લય, જામી રહેલાં છે, કશું બેતાલ નથી, બેસુર નથી, સર્વત્ર જે છે તે જે જોઈએ તેવુંજ છતાં નૃત્યતુલ્ય એકાગ્ર આનંદમય છે; એવા નૃત્યમાં પણ વિવિધ રંગે ચઢીને એ નાચી રહ્યું છે; એના એક બે પ્રકાર કહી શકાય; જ્યાં જ્યાં દૃષ્ટિ પડે છે ત્યાં ત્યાં એનો એ રસ, એનું એ નૃત્ય છતાં, વિવિધ રંગ વાળો રસ, વિવિધ રંગવાળું નૃત્ય જણાયાંજ જાય છે, અનેક આનંદ આપે છે ને સ્વરૂપ સ્વરૂપનું અનુસંધાન પામતુંજ ચાલે છે, રાચે છે. આ અનુભવ આપનાર

કોણ છે ? આ અનુભવાય છે તે શું છે ? તે નર, નારી, કે નાન્યતરે એક નથી એમ જણાવવાજ 'જગાડ્યું' એમ નાન્યતરથી તેનો પ્રયોગ છે.

૩-૫. હું અને તું એ પ્રત્યયોને આધીને એવો જે ભેદમય વ્યવહાર તેને અભેદમય અનુભવવો એ એક સ્વપ્ન અથવા ભ્રાન્તિ જેવુંજ, વ્યાવહારિકોને, લાગે; એથીજ કહે છે હું જે આનંદના પ્રત્યક્ષનો ઉલ્લાસ અનુભવું છું તે બકવાદ, ભ્રાન્તિમાત્ર છે, કે કોઇ સ્વપ્ન છે, કે યથાર્થ અપરોક્ષ પામવાથી ભાન-ભેદનું ભાન-ભુલી જઇને ઉન્મત્તની પેઠે બોલું છું ? આ બધી કલ્પના ખોટી છે, કેમકે જે અનાદિથી વિદ્યમાન સત્ છે તેજ હું છું એવો સ્મૃતિ અને પ્રત્યક્ષજન્ય અપરોક્ષાનુભવ થઇ આવે છે. 'એજ સુરત' અર્થાત્ જે અનાદિથી અનુભૂત છે, સર્વમય, સર્વરૂપ, સર્વસાક્ષી, છે તે સુરત, દૃષ્ટિ, તેની મને સ્પષ્ટ સ્મૃતિ છે, એટલે સ્વપ્નાદિકલ્પના ખોટી છે. અહો ! યથાર્થ અનુભવ સતે પણ સ્પષ્ટ ઓળખી શકાતું નથી કે એ શું છે ! અવર્ણ્ય બ્રહ્મસાક્ષાત્કારનું એજ સ્વરૂપ છે. 'સુરત' શબ્દથી કરીને દૃષ્ટિસૃષ્ટિવાદનું સૂચન છે, અને સુરતને નૂરતમાં ઠરાવવાથી જે એકતાનો આનંદ અનુભવાય છે તે રાજયોગાભ્યાસનો ઇશારો છે; એ અભ્યાસથીજ આ મંત્રનો જપ સફલ થતાં અભેદસાક્ષાત્કારનો અવર્ણ્ય આનંદ આવ્યો છે. જ્યારે આ અનુભવની સ્મૃતિ છે ને તેથી તે સત્ય છે એમ માન્યું, ત્યારે એ સ્મૃતિ, પ્રથમે થયેલા કોઇ અનુભવથી ઉપજેલી હોવી જોઇએ, તો તે અનુભવ ક્યારે થયેલો ? એ અનુભવને બતાવે છે કે આ અપરોક્ષ મેં પહેલાં,

પૂર્વે, અનાદિ કાલમાં, અસ્તિત્વમાત્રમાં, દીઠેલું છે, અનુભવેલું છે; વચમાંજ આવરણ વિક્ષેપના બલથી તેની વિસ્મૃતિ થઇ હતી; અભેદમંત્રના જપથી સ્મરણ આવ્યું, અને એ અનુભવનું અનુસંધાન બની ગયું. ત્યારે એવા પુરાણા સુખમાં, એકના એક અનુભવમાં, આનંદ આવેજ નહિ એવી શંકા ઉપર કહે છે; પ્રથમથી, અનાદિ કાલથી એ અનુભવાય છે, છતાં એ નિત્યે નવું ને નવુંજ છે, એના પ્રકાર, એના વિવર્ત, તે કોઇ બે પણ એક એકને સરખા હોતા નથી, કોઇ એક ક્ષણે બે વાત, બે પ્રકૃતિ, સમાન, હોતી નથી, કોઈ સ્થાને સમાનતા જણાવી નથી, વસ્તુ, કાલ દેશ ત્રણ પરિચ્છેદથી અનંતાનંત, અતર્ક્ય, વિવર્તપ્રકાર ઘટે છે, પણ તેમાં અપરોક્ષ અભેદતત્ત્વ તેનું તેજ રમ્યાં કરે છે. એ તો એનું એજ છે, નામરૂપે કરીને વિવિધ પ્રકારે વિલસે છે, સ્વરૂપાનુસંધાન પર્યંત જંતુમાત્રને પહોચાડવાના ક્રમમાં અનેક શિક્ષણોની યોજના કરે છે, એટલે તેના વિલાસોમાં પ્રાચીનતા સાથે નવીનતાનો પરિપૂર્ણ આનંદ અનુભવાય છે; છતાં ભેદ નથી. ત્યારે આવી દશા તે ભ્રાન્તિ, ઉન્માદ, કાંઇ નથી તો શું છે? જાગ્રત્ છે, સુષુપ્તિ છે, કોઇ પ્રકારની મદથી થતી તંદ્રા છે, સ્વપ્ન છે, શું છે? એ દશા એમાંનું કાંઇ પણ નથી, એ તો 'આ' એટલે વ્યક્તિ વ્યક્તિના હૃદયમાં અહંપ્રત્યયરૂપે વિલસતું જે ચેતન તેનું તેજ પોતે પોતાને સર્વત્ર અનુભવે છે તેની દશા છે; જાગ્રત્ સતે સુષુપ્તિ સતે જાગ્રત્ છે; કેમકે ભેદમાં અભેદનો અનુભવ છે, નાનાત્વમાં અનાનાત્વનો સાક્ષાત્કાર છે, સ્વરૂપનાજ બધા પ્રકાર છે, છતાં કહી શકાતું નથી કે અભેદમંત્રના જપથી જે સર્વત્ર જગાડ્યું છે તે કોણ, કેવું, કે શું છે! 'શકે' એમ કહીને

એક વિકલ્પમાત્રજ કરી શકાય છે કે આનું આ ચેતનજ એ સર્વ છે; ઉત્પ્રેક્ષાનો અવકાશ એથી છે કે કહેવાથી એ અનુભવ અનનુભવ થઇ જાય છે, ન કહેવામાં કહેવાય છે.

૬–૮. માંત્રિકો આ પ્રકારે જપ કરીને જે સત્ત્વનું ઉત્થાપન કરે છે તે ક્વચિત્ એવાં ભયંકર હોય છે કે ઘણાએ મંડલ તોડીને નાશી જાય છે, અને વિનાશ પામે છે, અભેદમંત્રના જપથી જે ચયું છે તે અનુભવરૂપી સત્ત્વ કોઇ એવા પ્રકારમાંનું તો નથી? નથીજ, ઉપાસના કે વામપ્રયોગ, ઇત્યાદિ સ્વાર્થ અને સ્થૂલવ્યક્તિભાવથી પ્રવર્તતા પ્રકારમાત્રમાંનો આ પ્રકાર નથી; આ તો મનુષ્યમાં કે વ્યક્તિમાત્રમાં રહેલી જે પ્રત્યક્ષદૈવીસંપત્ તેની પરાકાષ્ઠા છે, તેનો પરમ પ્રકર્ષ છે, છતાં અવર્ણ્ય છે. માંત્રિકો જેમ ડરે છે કે બીહે છે તેમ હું આ અનુભવનાથી ડરતો કે બીહીતો નથી, એના જે જે રંગ થાય છે, જે જે પ્રકારે એ વિલસે છે, તે સર્વ રંગ, સર્વ વિલાસ, મારા પોતાનાજ છે એમ અપરોક્ષ આનંદમાં હું રાચું છું, એટલે ભય કે ડર કાંઈ હોવાનો સંભવ નથી; એ દશા તો પરમ અભયનીજ છે. પ્રેમમંત્રના જપથી ઘણાંકને સ્થૂલતા વળગે છે, ઘણાંકને વિપત્તિ નડે છે, ઘણાંકને લોક પીડે છે, એ બધાં ભૂત મારાથી અતિ વિદૂર છે, કેમકે હું તો સર્વવ્યક્તિનિષ્ઠ પ્રેમની પારના અભેદપ્રેમના મંત્રનો ઉપાસક છું; મારાં અંગે અંગ આનંદથી પરિપૂર્ણ, પરિતૃપ્ત છે, ભેદ ઉપજાવનાર ઇચ્છાને અવકાશજ નથી. તારા રંગમાં હું રાચી રહ્યો છું એમ આ અનુભવરૂપી સત્ત્વને કહ્યું, તો તે રંગના અને રાચવાના કેટલાક પ્રકાર કહે છે. આદિસૃષ્ટિ સમયે શબ્દરૂપ વિવર્ત થાય ત્યાંથી માંડીને તે પ્રલયાન્ત કાલ-

મેઘની ગર્જનાપર્યંતની ગમે તેવી ભયાનક બૂમ તું પાડે તો તે બૂમ પણ હું છું; હર્ષજન્ય આર્દ્રતાથી તે શોકવિયોગાદિજન્ય અશ્રુપાત પર્યંતનાં અશ્રુ તું પાડે તો ત્યાં અશ્રુમાત્ર હું છું; અર્થાત् स्वाद्यस्वादकसंत्यक्तं स्वाद्यस्वादकमध्यगं । स्वादनं केवलं ध्यायन्नित्यमात्ममयोभव ॥ સ્વાદ્ય જે સ્વાદનો પદાર્થ તેને ત્યજવો, સ્વાદક જે સ્વાદનો અનુભવનાર તેને ત્યજવો, અને સ્વાદ્ય અને સ્વાદકની વચ્ચે જે સ્વાદમાત્ર રહે છે તે ઉપરજ સ્થિર થવું, કેમકે એજ આત્મા છે, એ અનુસારે બૂમ, આંસુ, રમત, સર્વત્ર, પ્રેમ, શોક, રાગ, દ્વેષ, આદિ વિચારમાત્રમાં વિચારક અને વિચાર્ય ઉભયેનો સંબંધ કરાવનાર, એની પ્રવૃત્તિ કરનાર, એનું અસ્તિત્વજ સ્થાપનાર, જે મધ્યવર્તી શુદ્ધ વિચારમાત્ર સર્વત્ર એકરૂપ એકાકાર છે, તે યદ્યપિ મારાથી ભિન્ન એવું જે તું તેનો છે એમ મનાય છે તથાપિ તેજ હું છું; જ્યાં જ્યાં તું છે ત્યાં ત્યાં હું છું, સર્વત્ર અભેદ છે. આપ્રકારે સર્વત્ર હુંને હુંજ છું, તું એવું કાંઇજ નથી. એનો વધારે ખુલાસો કરે છે કે તું 'જા' એમ હું જો કહું, તો એમ કહેવામા હું પોતેજ જાઉં છું, તું તો કાંઇ જતું નથી. જેનાથી વિચારમાત્રનું સિદ્ધ થવાપણું છે, પ્રમાણમાત્રનું જે પ્રમાણ છે, અહંપ્રત્યયમાત્રનું જે અધિષ્ઠાન છે તે ચૈતન્ય આ 'તું' છે, એને 'જા' કહેવું, એ નથી એમ કહેવું, એ તો વદતોવ્યાઘાત છે. એને નથી કહેવામાં આપણે પોતે જે એમ કહેનારા છીએ તેજ નથી એવી પ્રત્યક્ષવિરુદ્ધ વાત સ્વીકારવાનો પ્રસંગ આવે છે. મૈત્રેયીએ યાજ્ઞવલ્ક્યને જનકની સભામાં અનેક પ્રશ્ન પૂછ્યા છે. પૃથ્વી શામાંથી થઇ, જલ શામાંથી થયું......આકાશ શામાંથી થયું; અને યાજ્ઞવલ્કયે સર્વનું

નિદાન બ્રહ્મ કહ્યા પછી પણ તેણે બ્રહ્મ શામાંથી થયું ? એમ પૂછ્યું છે, ત્યાં યાજ્ઞવલ્કયે કહ્યું છે કે આ પ્રશ્ન અતિપ્રશ્ન છે, ને અતિપ્રશ્ન કરનારનું માથું કપાઇ પડે છે; તેનો મર્મ એજ છે કે જે સર્વને જાણનાર તેને કોણ જાણે; विज्ञातारमरे केन विजानीयात्; તું જા કહેવામાં હુંનેજ જવું પડે. આમ સર્વત્ર અસ્તિમાત્ર આ પ્રેમમંત્રથી ઉત્થાપેલા સત્સ્વરૂપ છે, ભરપૂર છે, માટે તું–તું–તું–એવા અનુભવમાત્ર હુંનાજ પ્રકાર છે, હું તેજ તું છે, દ્રષ્ટા દૃશ્યનો અભેદ છે. આટલું બધું સમજાય છે, છતાં તું કોણ છે ? એ વાત સ્પષ્ટ થતી નથી, મનવાણીની પાર તું રમે છે, તેને તેનાથી ગ્રહવાનો યત્ન વ્યર્થ છે; કેવલ સ્વાનુભવમાંજ તારો અનુભવ છે.

૯–૧૦. અંગે અંગે તું છાઇ રહ્યું છે, સર્વદા સર્વ પ્રકારના રસથી પરિપૂર્ણ છે, જ્યાં જ્યાં જ્યારે જ્યારે તને જોઇએ ત્યાં ત્યાં ને ત્યારે મનને રઢ લાગે છે એવી અવર્ણ્ય ખુબીવાળું તું છે, જે જે સુખ વિશ્વમાં કહેવાય છે તે સુખમાત્રનો સાર કાઢીએ તો તે સારથી તું ભરપૂર છે. સર્વદા સર્વત્ર સર્વને પ્રિયતા એવું ભાન જ્યાં જ્યાં થાય છે તે તું છે, એમ ત્રણે કાલમાં તું સત્ ચિત્ આનંદ છે; આ પ્રકારે સર્વનો ઉપસંહાર કરી સ્પષ્ટતા કરે છે કે તું, આપણે જુદાં થયાં ત્યારનું હૃદયમાં લાગેલું છે; તિર્છી એટલે વાંકી અને રસીલી નામ અવર્ણ્ય ખુબીથી ભરપૂર એવી નિધા નજર, દૃષ્ટિ, તે મારા ઉપર નાંખીને તું જુદા થતી વેળે હૃદયને વળગેલું છે. અભેદમયતામાં ભેદનો વિકલ્પ ઉઠતાંજ સૃષ્ટિમાત્ર ખડી થઇ ગએલી છે; તથાપિ પણ ભેદમયતામાં ગમે ત્યાં જુઓ તો એ અભેદની વાંકી, રસીલી, નિધાનો અનુભવ થયા વિના રહેશે

નહિ; વ્યક્તિમાત્રના હૃદયમાં એ નિધા સર્વદા વિદ્યમાન છે, હૃદયરસના પ્રેમાદિ ભાવોમાંજ એનો પ્રત્યક્ષ અનુભવ છે, ભેદમાંથી અભેદનો માર્ગ બતાવનાર એ દીવો છે. એને નીતીવાળા અંતઃકરણની સાક્ષી કહે છે, ધાર્મિક ભક્તજનો પરમેશ્વરનોપ્રકાશ કહે છે. તત્ત્વજ્ઞ જ્ઞાનીઓ આત્મસ્વરૂપ કહે છે, જડવાદીઓ પ્રત્યક્ષ સતે અપ્રત્યક્ષ માની હાડકાં ને ચામડાં ચુંથવામાંથી તેને હાથ કરવા મથે છે. જ્યારે આ હૃદયરસનો આશ્રય થાય અને જે જુદાઈ, ભેદમયતાનો વિસ્તાર છે તે જુદાઇ, મટી જાય, ત્યારે અભેદમંત્રે ઉપજાવેલા પ્રત્યક્ષનું પરિપૂર્ણ સ્વરૂપ સમજાઈ યથાર્થ અપરોક્ષ ઉપજે. એ હૃદયે લાગેલું તિર્છી નિધાવાળું શું છે તે કહે છે કે હે હર ! ભેદમાત્રને હરિ લેનાર સર્વમય અભેદરૂપ અવર્ણ્યબ્રહ્મ ! તારું જે નામ તેજ એ છે; એ નામ અનામી છે, નામ એમ કહેવામાં જ તે જતું રહે છે, પરિચ્છિન્ન થાય છે, નામરહિત મૌનમાત્ર તેજ તું છે; તારું પૂર્ણ ઓળખાણ પડે છે, अहं ब्रह्मास्मिનો સાક્ષાદનુભવ આવે છે, કહી શકાતો નથી, માટેજ આ શું જગાડયું છે, એમ કહીને તે બતાવાય છે.

---

(૮)

---

આસ્વાદોર્મિથી તે અનુભવોર્મિ પર્યંત અભેદાનુભવના વિવિધ પ્રકારોનું વર્ણન છે; તે પૂર્વનાં પદ્યોમાં અનુભવ ઉપર આવવાના સાધનોના પ્રકારોનું વર્ણન છે; હવે સ્વરૂપોર્મિથી અભાનોર્મિ પર્યંત એ અનુભવમાં સ્થિરતા કેમ આવે તેનું કાંઇક સૂચન કરતાં સિદ્ધ દશાના અનેક પ્રકારનો આનંદ વર્ણવવાનો ઉપક્રમ છે, તેમાં પ્રથમે

સ્વરૂપોર્મિ એટલે સ્વરૂપ જે હૃદય લાગ્યું છે તેજ સર્વે એ ઉર્મિનો અનુભવ આ પદ્યમાં પ્રકૃત છે.

૧. માહયૂનૂર એટલે નૂર જેને હુસ્ન એટલે કાન્તિ, સૌંદર્ય, મૃદુતા, ભવ્યતા, મધુરતા ઇત્યાદિ ઉન્નત ભાવોના એકત્રિત, અવર્ણ્ય, પ્રકાશ અથવા તેજરૂપે કહેવામાં આવે છે, જેને સુફીઓ ઇશ્વરજ માને છે, તે નૂરનો માહ એટલે ચંદ્રમા, એ નુરનો રાશિ, ઢગલો, એકત્રિત ભંડાર, છતાં ચંદ્ર જેવો શીતલ આલ્હાદક સમૂહ, તેને તે માણુસ કહાં—ક્યાં દેખે ? જે માણુસ, ઇશ્કમાં એટલે એવા હુસ્નની યારી કરવાના ઇશ્કમાં, એ નૂરનો સાક્ષાત્કાર પામવાના ઇશ્કમાં, જે માણુસ પોતાનો જાન, પોતાનો જીવ, દે કે નદે, આપે કે ન પણ આપે એવી શંકાની સ્થિતિમાં છે, એ માહયૂનૂરનો સાક્ષાત્કાર થાય તો ઠીકજ છે બાકી તે પામવા માટે હું કાંઈ મારો જાન આપી દઉં, મારું સર્વસ્વ કુરબાન કરી એનેજ ઇચ્છું એવો મારા મનને કોઇ દૃઢનિશ્ચય નથી, આવો જે માણુસ છે તે એ કાન્તિચંદ્રનું દર્શન પણ પામી શકનાર નથી: अज्ञश्चाश्रद्दधानश्चसंशयात्मा विनश्यति । અજ્ઞાની, અશ્રદ્ધાવાન્ અને સંશયાત્મા, તેમનો વિનાશ થાય છે એમ ગીતામાં કહેલું છે. જેને આ માહયૂનૂરનું જ્ઞાન નથી, તેના ઉપર શ્રદ્ધા નથી, અને તેને વિષે પોતાના મનમાં સંશય છે, તે માણુસને કદાપિ તેનો સાક્ષાત્કાર થનાર નથી. દૃઢ શ્રદ્ધા અને વિશ્વાસથી, પોતાનો જીવ જતા સુધીના વિશ્વાસથી, પ્રેમ આણી જે જ્ઞાનીઓ એના ઉપર દૃષ્ટિ કરે છે તે ખરેખર નૂરના ચંદ્રને નિરંતર દેખે છે, અનુભવે છે, રાજયોગના અભ્યાસીઓ એ વાતની સહજે સાક્ષી પૂરશે. એ નૂરને ઓળખવા માટે ઘણાક ત્યાગી, સન્યાસી, ફકીર

થયા છે, ઓળખ્યાનો દાવો કરે છે; પણ ફકીરી ધાર્યા છતાં એ જ્યાં સુધી પોતાના પ્રેમની પ્રતિજ્ઞા તે લોકો પોતાનું માથું પોતાને હાથે કાપીને કરી આપતા નથી, કરી આપવી કે નહિ તેના સંશ-યમાં છે, ત્યાં સુધી તેમને માહયનૂરનાં દીદાર સર્વદા વિદૂર છે; તેમ-ની ફકીરી વ્યર્થ છે. લોકવાસના, શાસ્ત્રવાસના, દેહવાસના એ આદિ વાસનાઓ ફકીરને પણ મૂકતી નથી; વાસનાનું મૂલ અજ્ઞાન અને તજ્જન્ય અભિમાન છે, જ્યાં સુધી માણુસ પોતે પોતાનું માથું કાપીને ઇશ્કહકીકી ઉપરના પોતાના પ્રેમની પ્રતિજ્ઞા કરી બતાવતું નથી, પોતાના મનમાં રહેલા અભિમાનને કાપી નાખી વાસનાને નિર્મૂલ કરી નાખતું નથી, ત્યાં સુધી તેને માહયનૂરનાં દર્શન થતાં નથી, તો તેનો સાક્ષાત્કાર તો ક્યાંથીજ થાય ? યોગમાત્રનું પ્રથમ-દ્વાર પ્રેમ, વિશ્વાસ, સાહસ અને સ્વાર્પણ, એ વિના અન્ય નથી. સત્યને જાણ્યું હોય, તેનો અનુભવ લેવાની ઇચ્છા હોય, તો એ ચારે વાત ધારણ કરી, પોતાનું માથું પોતાને હાથે કાપી આપો; લોકોના પ્રવાહમાં તણાઈ સત્ય અમુક તે, એમ થવું કઠિન છે, એ તો વાતો કરવાની છે, વ્યવહાર જુદો છે, એવી ઉક્તિઓનો આશ્રય કરવો હોય તો સત્યની ઝાંખીની પણ આશા ન કરવી.

૨—૪. અમે મ્હોટાં ધાર્મિક છીએ, દાન દયાદિ ધર્મો પા-ળીએ છીએ, ગુરુસંપ્રદાયાદિ સાચવીએ છીએ, અમેજ સત્ય સમજ્યાં છીએ એવું તમે સહજે કેહેશો; પણ એ સર્વને તમે જે પ્રકારે સમજો છો, જેવા આગ્રહ અને અભિમાનમાં ઉતારી લોછો, તમારી વ્યાવહારિક રીતભાતના સમાધાનના રસ્તારૂપે ગણો છો, તે પ્રકારે તો તે બધાં કેવલ વ્યર્થ છે. હિંદુ કે આર્ય એ નામધારી લોકમાત્ર દેવાલય, મંદિર, આદિને સેવે છે; મુસલમાનમાત્ર મક્કે હજ કરવા

જઈ કાબાનાં દર્શન પામવામાં કૃતાર્થતા માને છે; ક્રીશ્રીઅનો ક્રૂસ–ક્રોસ–અને તે ઉપર મારવામાં આવેલા ક્રાઈસ્ટની ભક્તિ કરે છે; ઝરથોસ્તીમાત્ર આગ્નને ઉપાસે છે; અને તે તે ધર્મવાળા પોતપોતાના ધર્મનાં લિંગ તસ્બી—માલા—ભભૂત, છાપાં, તિલક, આદિ અનેક ધારણ કરે છે; પણ એ બધાંએ ' દારયૂસનમ ' એટલે માહયૂનૂરરૂપી જે માશુક તેના દાર એટલે દ્વાર, તેના મકાનમાં પેસવાનો દરવાજો, તેની એક નિશાની સરખી પણ આપી શકનાર નથી, એવું અમને અમારા દિલમાં યકીન—આકીન—નિશ્ચય થયું છે. કારણ એમ છે કે બાહ્ય વાતમાત્રને વળગી ભેદનો આશ્રય કરી, તમે ધાર્મિક કહેવાતા નથી, વ્યવહાર અને પરમાર્થ બે સાચવવામાં ઉભયનો વિરોધ મટાડવાના હથીઆરરૂપે ધર્મને વાપરવાથી તમે કદાપિ તરવાના નથી; માહયૂનૂરના ઇશ્કમાં જો માથું કાપીને અતિજ્ઞા કરવા સુધીની હીંમત કરશો તોજ એ સર્વ ધર્મોમાંથી પણ તમને સત્ય મળશે. યોગાભ્યાસને માર્ગે વિચરનારે ધર્મ—મત આદિને લેઇને ઉપજતા ભેદથી થતો દ્વેષમાત્ર અતિવિદૂર કરી सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज એ વચનનો આશ્રય કરવો જોઇએ; અસીમ સમતા, પ્રેમ, દયા, તેનો વિપુલ ભાવ રાખવો જોઇએ. એ પ્રકારના ખરા ઇશ્કમાં જેણે પોતાના જાનને ફના કર્યો છે, ખરા ઇશ્કનો અનુભવ કરી જીવભાવમાંથી જીવત્વજ કાઢી નાંખ્યુંછે- અર્થાત્ ચૈતન્યને અંતઃકરણનો જે ઉપાધિ લાગવાથી જીવત્વ બન્યું છે તે ઉપાધિજ અત્યંત નિર્મૂલ કરી નાખી ચૈતન્યમાં પ્રવિલાપન કરી લીધો છે–તેવા આશકો–જ્યાં જ્યાં દૃષ્ટિ કરે ત્યાં ત્યાં સ્વરૂપાનુસંધાન અનુભવનારા આશકો, માશુક વિના અન્ય ન દેખનારા આશકો, પુરાણ, વેદ, કે કુરાન આદિ ધર્મગ્રંથોમાં કહેલા માર્ગ, અથવા યોગ સમાધિ આદિમાં બતા-

વેલા પ્રકાર, તેમને એક વ્યાધિરૂપજ માને છે, પોતાના અવિક્ષિપ્ત પરમાનુભવના આનંદમાં વિક્ષેપરૂપ માને છે, તેથી તે સર્વ ઉપર તે ધ્યાન આપે છે કે નથી પણ આપતા; તેમને લહર આવે તે પ્રમાણે અધિકારી જોઈ તેના અધિકાર પ્રમાણે, તે બધાનું પ્રતિપાદન કરે છે અથવા તે બધાં મિથ્યા છે એમ પણ કહે છે. વેદાદિથી કે ચિત્તવૃત્તિનિરોધરૂપ યોગાદિથી જે સિદ્ધ કરવાનું તે તેમને તો થઇજ ગયેલું છે, નિર્વિકલ્પ સમાધિમાં વિહરે છે, તેમને તે બધાંની અપેક્ષા નથી; અધિકારિભેદાનુસાર તે આશકો એ બધાંમાં ધ્યાન આપે છે કે નથી પણ આપતા. ધ્યાન ન આપવાનું કારણ કહે છે કે એ ધર્મગ્રંથો, એ યોગાદિપ્રક્રિયાઓ ઇશ્ક નથી, એ તો ભુલાં ભમવાનાં ભુલભુલામણાં છે. અમુક યજ્ઞયાગાદિ, કર્મક્રિયાદિ, કરવાં, કે આસનપ્રાણાયામાદિ પીડા કરવી, એથી દેહને એક પ્રકારની કસરત થવા જેટલો લાભ કે આયાસ છે, એથી પરમ પ્રેમ જે અભેદસાક્ષાત્કાર તે થવાનો નથી; કેવલ શાસ્ત્ર વાસનારૂપ જે અભિમાન તેનીજ વૃદ્ધિ થવાની છે, ને સાક્ષાત્કાર તો એ બધાંની પાર, એ સર્વના ત્યાગની પણ પાર છે; તે ઇશ્ક એ ધર્મગ્રંથોના વિસ્તારમાં કે યોગપ્રક્રિયામાં નથી, કેમકે જો એમની એટલે એમનેજ સત્ય માનનારની છાતીને ચીરીને તમે તપાસો તો તે છાતીમાં રહેલી નાડીએ નાડી, કે તેમાં ભરેલું રુધિરનું ટીપે ટીપું, ઇશ્કનો કટાક્ષ મારતું દેખાશે નહિ; તેમાં તો વિવિધ અધિકારીઓને ઉદ્દેશી અનેક અનેક ભુલામણાં બતાવેલાં છે, તત્ત્વનું તત્ત્વ જે અભેદ, ઇશ્ક, પ્રેમ, તે ઉપનિષદોમાં, રાજયોગના ક્રમમાં, યત્કિંચિત્ સૂચનથી જણાવેલું છે, પણ વેદયોગાદિના આડંબરમાં તો નાડીએ નાડી કે ખુને ખુન ઇશ્કની સાન આપતું નથીજ, માટે રાજયોગાભ્યાસની ઉત્સુકતા રાખનારને ઉચિત છે કે તેણે કર્મ, ઉપાસના, યોગ, ક્રમ,

સાધન, સર્વથી પાર જઇ અભેદભાવનાના શુદ્ધ પ્રેમમાં માથું ઉતારી આપવા સુધીનું સાહસ અને ધૈર્ય રાખવું. એથીજ સત્ય અને સત્યનો અનુભવ ઉભયે જણાશે.

૫-૬. માલ એટલે જે કાંઇ દ્રવ્ય સમૃદ્ધિ ઈત્યાદિ પદાર્થમાત્ર—મમત્વના વિષયમાત્ર—તે, તેમજ પોતાના જીવ સુધાંત, એ બે વાતના જેમણે હાથ ધોઇ નાખ્યા છે, એ બન્ને જતાં રહે તો પરવા નથી એવા જે કૃતસંકલ્પ છે, માહયૂનૂરરૂપી માશુકનાં પ્રતિક્ષણ દીદાર લીધાંજ કરવાં અને એમ કરવામાં માલ અને જાન ખરબાદ થઇ જાય તો પણ પરવા નથી એવા જે કૃતસંકલ્પ છે, તે દીદયસનમ એટલે માશુકનાં દીદાર—દર્શન—તેમાંજ મસ્ત બની રહેલા છે, તેમને એ વિના અન્ય કશું જણાતુંજ નથી. તેમની આંખો માશુકને જુવે છે, તેમના કાન માશુકને સાંભળે છે, તેમનું મન માશુકને વિચારે છે, તેમના વ્યાપારમાત્ર માશુકમય છે, ને તેથી તે મસ્ત છે, દેખાવમાત્ર, પદાર્થમાત્ર, જીવમાત્ર, વિવિધ પ્રકૃતિઓ ને તેની પવૃત્તિમાત્ર, તે માશુકનાજ વિલાસ છે. આત્મા સ્વરૂપાનુસંધાન પામે તેનો ક્રમ છે, બધે આત્મા તેનો તેજ છે, એમ સર્વત્ર અભેદ અનુભવતાં તે મસ્ત થયા છે. એવા મસ્ત આશકોને નસીબની પણ ફ્રશી પરવા નથી. મેળાપ થવો, પોતાને ઇષ્ટ એવી વાત મળતી આવવી એ તો નશીબને આધીન છે એમ કહેવાય છે, પણ આ આશક તો કહે છે કે હે નસીબ ! જે માશુકનું મને સર્વ પ્રકારે સર્વદા આવું દર્શન થયાં કરે છે, જેને માટે મેં માલને જાનથી હાથ ધોયા છે, તેની સાથે વસ્લ એટલે મુલાકાત કરાવવાનું યહસાન—એસાન—ઉપકાર—તું કર કે ન કર તેથી મને કાંઈજ ગમ-ખેદ-નથી; કેમકે તુંજ મારે મન મિથ્યા છે, તુંજ નથી, તું તો દ્વૈતને આધારે જીવે

છે પણ મારે તો દ્વૈતજ નથી, માશુક અને હું જુદાં નથી, સર્વદા મળેલાંજ છીએ, હું તે રૂપજ છું ને મારા હું પણાના જે જે વ્યાપાર છે તે બધા માશુકના વ્યાપાર રૂપેજ હું અનુભવું છું, પછી તારાથી જે કાંઈ થનાર તેની મને અપેક્ષા ક્યાં ? પ્રેમનું બલ એવું છે કે ઇષ્ટાર્થને તે સિદ્ધ કર્યા વિના રહેતું નથી, એમાં પ્રારબ્ધનો અવકાશજ નથી. એ તો કેવલ સ્વતંત્ર પુરુષાર્થ છે, પોતાના વિચારથીજ સિદ્ધ થાય તેમ છે. એ તત્ત્વ અભ્યાસીઓએ સારી રીતે મનન કરી સંગૃહવા જેવું છે. એમ કર્યા વિના માહયનૂરની ઝાંખી અશકય છે. સનમ સાથે વસ્લ ન થાય તેથી મને ગમ નથી એમ કહેવામાં એવું પણ તાત્પર્ય છે કે કેવલ ભાવમયતામાંજ અભેદપ્રેમની પર્યાપ્તિ છે, વસ્લશબ્દથી સુચિત શરીર સંબંધ તો તેને અધમતામાં પાડી દ્વૈત ઉપજાવી ભેદમાં અને રાગદ્વેષમાં તાણી જનારો છે, માટેજ તેવી મુલાકાતની ઇચ્છા નથી. માશુકને પોતાને પણ આવો આશક કહે છે કે હે સનમ્ ! તારી દૃષ્ટિ જ્યાં જ્યાં ઠરેલી દેખીશ ત્યાં ત્યાં મને ખુશી આવશે, કેમકે તારી નિગાહ છે, તારી કૃપાદૃષ્ટિ છે, તે અભેદના ચૂર્ણ જેવી છે, જાદુવાળી કોઇ ભુકી કશાના ઉપર નાખતાં તે પદાર્થનું રૂપ બદલાઈ જાય, તેમ તારી દૃષ્ટિ એક અભેદના જાદુનું ચૂર્ણ છે, જયાં તે ચૂર્ણ પડયું કે તે વસ્તુ અભેદમાં વિલીન થઇ ગઈ; માટેજ જયાં પણ તારી દૃષ્ટિ પડે ત્યાં મને અભેદનો આનંદ છે. અરે એટલે સુધી તારી દૃષ્ટિમાં મને આનંદ છે કે અમે જે તારા રફીક–દોસ્ત–આશક–તેમના ઉપર એ દૃષ્ટિ ન નાખતાં તું એ દૃષ્ટિ કદાપિ આપણા જે રકીબ—દુશ્મન—નિંદા કરનાર—વિરોધી–છે તેમના ઉપરજ નાખે; રકીબો સાથેજ રમે અને રફીકોને તો ઝબાન પણ આપે કે ન આપે; શત્રુઓ સાથે રમે

અને આશકોને એક શબ્દ સરખો બોલી લક્ષમાં પણ લે નહિ; તો એ જ્યાં તારી દૃષ્ટિ હશે ત્યાં મને આનંદ આવશે. તારા આનંદમાં મારો આનંદ છે; કેમકે હું તો તુંજ છું, વળી તારી દૃષ્ટિ ગમે તેને પણ ઓગાળી અભેદમાં વિલીન કરે તેવું ચૂર્ણ છે; એટલે વિરોધ મૂકી અવિરોધી થશે ને જે અભેદ મારામાં છે તેને અનુભવશે. જ્ઞાનસત્તાથી વિલક્ષણ એવી અજ્ઞાન આદિ શક્તિનો જે આરોપ થાય છે તે પણ કૃતસંકલ્પ આશકોના પ્રેમની દૃષ્ટિમાં અભેદની લહરરૂપે અનુભવાઈ વિક્ષેપ ઉપજાવી શકતો નથી. એવા આશકોના પ્રેમરૂપી માશૂકની દૃષ્ટિ ખરેખર અભેદચૂર્ણ છે. જગતમાત્રમાં માણસ જે જે અનુભવ પામે છે તે બધા અનુભવનો અર્થ તે પોતાના આત્માના સ્વરૂપાનુસારજ કરે છે, જેવું જેનું આત્મસ્વરૂપ તેવોજ તેનો અનુભવ, અને તેટલોજ તેને આનંદ. એમ જોતાં મનુષ્યમાત્ર પોતે પોતાનેજ જુએ છે; ભેદભાવવાળા ભેદને જુએ છે, અભેદભાવવાળા અભેદને જુએ છે; મૂર્ત્યાદિમાં, કાષ્ઠપાષાણુવાળા કાષ્ઠપાષાણ જુએ છે, દૈવતવાળા દૈવત જુએ છે. ત્યારે જે આશકો કેવલ અભેદજ છે તે સર્વત્ર અભેદજ જુએ છે; મિત્ર શત્રુ ઉદાસીન એવા સર્વ સ્થાનમાં તેમને એકનો એક સર્વમય અભેદજ સ્વરૂપાનુસંધાને પહોચવા વિવિધ રૂપરંગ વિચારાદિના પાંજરામાં રમતો જણાય છે. આશકો ગમે તે પાંજરામાં, ગમે તે કોડીમાં, પૂરેલી, છુપાયેલી પણ પોતાની માશુકને ઓળખી સ્વરૂપાનુસંધાનમાં મગ્ન થાય છે; એમ અભેદને લીધે કદાપિ રાગદ્વેષનું સ્વપ્ન પણ પામતા નથી; એટલે તેમનું માશુકને—આત્મા—પ્રેમને—જે કહેવું છે કે તારી દૃષ્ટિ જ્યાં પડે ત્યાં અમને આનંદ છે, મિત્ર શત્રુ સર્વત્ર આનંદ છે, તે વાસ્તવિક છે. એજ રાગદ્વેષ ટાળવાનો અતિ સરલ રાજમાર્ગ છે. દૃષ્ટિમાં-

જ સર્વસ્વ છે, જેવી દૃષ્ટિ હશે તેવી સૃષ્ટિ થશે, એ વાત યોગાભ્યાસીએ સારી પેઠે લક્ષમાં રાખવા જેવી છે.

૭-૯. ઇશ્કની પ્રતિજ્ઞા પોતાનું માથું ઉતારી આપીને કરી શકે એવા સાહસ અને નિશ્ચયવાળા જે પરમ વિશ્વાસુ આશકો છે તે પ્રેમદૃષ્ટિથીજ સૃષ્ટિમાત્રને વિલોકે છે, તેમને તેવી દૃષ્ટિ હોવાથી સૃષ્ટિ અન્યથા લાગતી નથી. પરંતુ આવી દૃષ્ટિ સાધનદશામાં સર્વક્ષણે કાયમ રહેતી નથી; અનેક વિરોધિભાવનો પણ ભાસ થઈ આવે છે; છતાં પ્રેમસંસ્કાર હૃદયમાંથી કદાપિ જતો નથી, ને પાછો આવા વિરોધાભાસમાંથી પણ અધિકાધિક પુષ્ટ થતો ચાલે છે, અનુભવે અનુભવે પોતાના આત્મભાવની તૃપ્તિ ન 'થતાં તેથી આગળ વધી પ્રેમના ઉન્નતોન્નત સ્વરૂપને શોધતાં, સ્વરૂપાનુસંધાન પામે છે. દેશ, કાલ, સ્થિતિ, પ્રસંગ, આદિ અનેક કારણો જેને લેઈ મનુષ્ય પોતાના ધાર્યા પ્રમાણે વર્તી શકતું નથી, પોતાની પ્રકૃતિમાંજ રહેલા પ્રેમાંશની પ્રેરણાને અનુસરી શકતું નથી; જે દેશ કાલાદિને અદૃષ્ટ, પ્રકૃતિ, વ્યવહાર એવાં નામ આપી સમાધાન માનવામાં આવે છે; તે સર્વ નિયંત્રણાની પાર જવાને માણસ પ્રત્યેક અનુભવમાંથી, નિરાશા, દુઃખ, વિપત્તિ આદી નિઃયંત્રણાનાં પરિણામોમાંથી પણ, પોતાના આત્મબલને પુષ્ટ કરતું ચાલે, છે. પ્રેમભાવને વિસ્તારતું ચાલે છે, પુરુષાર્થને સિદ્ધ કરતું ચાલે છે, ને એમ સ્વરૂપાનુસંધાનમાં નિયંત્રણામાત્રનો અસ્ત સાધી લે છે. છેવટ, ગમે તેવા વિરોધ એ નિયંત્રણાને લીધે જણાય પણ બધાએ વ્યાપાર જે આત્મા પોતામાં છે, જે નિયંત્રણા પોતાને છે, તેના ને તેનાજ છે, એમ અનુભવતાં રાગ દ્વેષજ રહેતો નથી. એજ આત્મબલની ખુબી છે. ત્યારે આવો અ-

નુભવ શા પ્રકારે થાય છે એ જણાવવાને આ ત્રણ કડીનો ઉદ્ભવ છે. આત્મબલ, પ્રેમ, ઇશ્ક, જે મનુષ્યનો ખરો સ્વભાવ છે તેજ માશુક છે, સનમ્ છે, નૂર છે, હુસ્ન છે; એનું સર્વત્ર ઐક્ય અનુભવવું એ તેની મુલાકાત છે, તેનો આનંદ છે; એની મુલાકાતમાં વિક્ષેપ પડવો એ એનાથી જુદાઇ છે. લોક, વ્યવહાર, અદૃષ્ટ, પ્રકૃતિ, આદિ અનેક યંત્રણાથી ભેદ અને વિક્ષેપ ઉપજે છે, એટલે એવા વિક્ષેપને લીધે જ્યારે જ્યારે આ માશુકનાથી જુદાઇ થાય છે, ત્યારે ત્યારે તે જુદાઇમાં હૃદયને જે આહ ! લાગે છે, જે ક્લેશ લાગે છે, તે શું કહેવાય ! કહેવાય એમજ નથી. હે માશુક ! તારા જેવી સંગદિલ—પથરાના હૃદયવાળી—તેને એ દુઃખ કહેવાથી લાભ પણ શો ? તું સર્વદા પાસે રહેતી નથી; જુદાઇ થવા દે છે, અને વિક્ષેપમાં રીબાવે છે એજ તારી સંગદિલી છે; ને તેવા સંગદિલ આગળ દુઃખ શું કરવા રડવું ! બાકી એ જુદાઇના પ્રસંગોમાં હું કેવો થઇ જાઉં છું ?–સર્વ પ્રકારે તંગ થાઉં છું; પૈસાની તંગી, સ્નેહની તંગી, વિશ્વાસની તંગી, આધારનીતંગી, વાત કરવાની તંગી, હરેક રીતની તંગીમાં કેવલ તંગ થઇ જાઉં છું; બધે એટલે જ્યાં સ્નેહની આશા રખાય ત્યાં પણ દુસ્મની થઈ રહે છે, કોઇને મારી વાત ગમતી નથી, કોઇ મને મળતું નથી, મદદ કરતું નથી, કેમકે તારી યારીમાં મેં બીજાની ખુશામદ કરી નથી, દુનીયાં જે રીતે એક એકનાં આંસુ લુવેછે, અને એક એકની વાહવા કરેછે તે રીતિ શીખ્યો નથી; આવા પ્રકારની બેહાલ સ્થિતિ જુદાઈને સમયે ભાસે છે. આવી જુદાઈની પલ તું શા માટે લાવે છે? મારા મનમાં દ્વૈતશંકા શું કરવા ઉઠવા દે છે? વાસ્તવિક રીતે આમ જુદાઇથી વિક્ષેપ ઉપજવાનું કારણ, જે નિયંત્રણા માણસને બાંધે છે તે છે.

અને તે નિયંત્રણાનું નિદાન અભેદાનુભવ ઉપર બુદ્ધિ જે શંકા લે છે કે અભેદ નથી, ભેદજ છે, ભેદથીજ બધો નિર્વાહ છે, તે શંકા છે; યોગાભ્યાસીનો મહાશત્રુ આ શંકા છે, વ્યવહારમાત્ર, જેમ શંકાથી બગડે છે તેમ પરમાર્થ પણ શંકાથી અત્યંત વણસે છે. આવી શંકા આપણી વચ્ચે પડે છે તો અય માશુક! તું બેઇમાન છે! આવે ને જતી રહે છે; સાક્ષાત્કાર થાય છે ને મટી જાય છે; એમ બેઈમાન છે! નાના, એમ નથી, તું ગમે તો જુદાઈ પાડે, ગમે તો ન આવે, પણ એક વાર તારો અનુભવ થયા પછી તું તારું દિલ તે આપ કે ન આપ એ સરખુંજ છે; આશકના મનમાંથી અનુભવનો વાસ ટળવાનો નથી, ગમે તેવી યંત્રણાજાલમાં પણ તેને તું જણાવાનીજ છે, લોઢાની બેડીમાં પણ બેડીને તોડી નાખ-ખનાર મહામણિ જડેલા જણાય છે, વિપત્તિના અંધકારમાં આનંદની વીજળી ચમકે છે; અને નાનાત્વની જાલમાં પણ એકતાનો તાર દૃષ્ટિએ પડે છે. એ બધું તને માથું આપી પ્રતિજ્ઞા કરેલા ઇશ્કનું ફલ છે. તારાથી જુદાઈ ક્યાં થાય છે? એમ ન માનવું. કેમકે 'કોઇ કાલ,' અનાદિ કાલથી આ આપણી જુદાઇ ચાલી આવે છે, અને એ જુદાઈ ને લીધેજ ખૂબ ખૂબ ખ્વાબ જોવામાં આવે છે, વિવિધ ખૂબીવાળાં સ્વપ્ન અનુભવાય છે, અનેક અનેક વ્યાવહારિક અનુભવ થાય છે; એનું કારણ આરોપિત અથવા અધ્યસ્ત જે અજ્ઞાન અથવા માયા તેજ છે; પણ એ જુદાઈ ગમે તેટલી અનાદિ ભલે હોય, તારા ઇશ્કમાં સરથી પયમાન' આપ્યા પછી હવે તે જુદાઇનો ડર નથી; એ જુદાઈના સ્વપ્નામાં પડેલા મને તું આવીને ઇશ્કની સામી પ્રતિજ્ઞા કરી, ઇશ્કનો જામ ભરીને પાઇ, ઉઠાડ કે ન ઉઠાડ તે સરખુંજ છે, હું જાગી ચૂકેલોજ છે,

તારા પ્રેમની મને ખાત્રી છે, તારો અભેદ મને લાગ્યો છે, સ્વરૂપા-નુસંધાન થયું છે; જુદાઇ જેવા જણાતા અનુભવ તો એ સ્વરૂપાનુ-સંધાનના ક્રમનાંજ પગથીયાં છે, તે ઉપરની ચઢ ઉતર કરવામાં મને હવે પડવાનો ડર નથી, કેમકે તારા ઇશ્કનું દોરડું મારા હાથમાં છે. અનુભવો—વ્યવહારના અનુભવો—અદૃષ્ટ, પ્રકૃતિ, આદિએ કરાવેલાં યંત્રણામય બંધન, સંકોચમય અનુભવો, તેમાં માશુકનાં દર્શન થયાં ? ના, ન થયાં; કેમકે બધે, એકે એક અનુભવમાં ફરી ફરીને હું થાકયો, જે જે યંત્રણા મારા ઉપર આવી પડી તેમાં દબાઇ જઇને હેઠો બેશી ગયો, યંત્રણા અદૃષ્ટ આદિના પ્રવાહમાં બાયલો થઇ હાર ખાઈ દબાઇ ગયો, ને તેવા કૃપણતાના ભાવને લીધે તને દીઠી નહિ; પણ એમ અનુભવોના ફટકા ખાતે ખાતે જ્યારે જ્યારે મેં ગે મહાવિટંબનાઓથી ડરતા કે મહાસુખ આદિમાં ફુલતા મારા દિલને–હૃદયને–ચાકકર્યું, ચીરી નાખ્યું, મારા દિલને તેમ મારાથી ભિન્ન એવા ભાસમાત્રના દિલને ચીરી નાખ્યું; અદૃષ્ટ, યંત્રણા આ-દિની સામે થઈ પુરુષાર્થનો પ્રબલ આશ્રય કર્યો, માથું ઉતારી આ-પીને પ્રેમપ્રતિજ્ઞા કરી, પરિચ્છેદની પાર નીકળી ગયો, ત્યારે ત્યારે સર્વત્ર, સર્વ અનુભવમાં, સર્વ યંત્રણામાં, સર્વસુખમાં સર્વ વ્યક્તિમાં, મેં સનમને અને સનમનેજ દીઠી; સર્વત્ર સ્વરૂપાનુસંધાનજ પ્રાપ્ત કર્યું; હવે તું મને ભેટે છે એવું ભાન થાઓ કે ન થાઓ તે એકનું એક છે; ભાવ કે અભાવનો ભેદજ રહ્યો નથી. યોગાનુભવી સાધકોને અનુભવમાત્રમાં શી રીતે વિચરવું, અભેદાનુભવ કેવે પ્રકારે લેવો, એ આદિ અનેક સૂક્ષ્મ તત્ત્વો આટલા વિવેચનમાંથી હાથ આવશે.

૧૦. માશુક, ઇશ્ક, અભેદ, પ્રેમ, આત્મા, પૌરુષ ઇત્યાદિ નામોથી, આ આખા પદ્યમાં કહેલું જે તત્ત્વ તે શું છે એ હવે

ટુંકામાં કહે છે. દિલને ચાક કરવાથી માશુક મળી ગઇ, હૃદયના પાશમાત્ર તૂટતાં સર્વત્ર સ્વરૂપાનુસંધાન થયું; એવો જેનું દિલ ચીરેલું તેવો, ચાકદિલ, અને હાલ એટલે પરિચ્છેદ તે સર્વથી વિમુક્ત માટે બેહાલ, એવો જે માશુક આયનામાં-દિલરૂપી આયનામાંથી જણાયો તે તો, હે મણિ! જે આ તું પોતે તેને શોધેછે તેનો તેજ છે, સ્વરૂપજ સ્વરૂપને અનુભવે છે; અને ભ્રમમાત્રથી ભિન્ન નામ આપી અનેક વાગ્વિસ્તાર કરે છે; મૌન આનંદ વિના સ્વરૂપાનુસંધાનનું અન્યસ્થાનજ નથી. હું પોતેનો પોતેજ જયારે સર્વ છું ત્યારે તો હે સનમ! જેને સનમ નામ આપ્યું છે તેવા હે સનમ! હવે તારા દિલમાં તું મને મકાન આપે કે ન આપે, તુ અભેદ થાય કે ન થાય, તે એકનું એકજ છે; કેમકે अहंब्रह्मास्मि, तत्त्वमासि, એ આદિ વાકયોક્ત બોધ હવે યથાર્થ અનુભવાયો છે, એજ યોગમાત્રની પર્યાપ્તિ છે; માહયનૂરનાં દર્શન છે; ઇશ્કમાં જાન આપવાનું ફલ છે.

---

## ૯

માહયનૂરનાં જેને દર્શન થાય છે તેજ મસ્ત છે, ઇશ્કમાં મસ્ત છે. એવાં દર્શનો વારંવાર થતાં નથી, મ્હોટા મ્હોટા સિદ્ધ અને જ્ઞાનીઓ પણ કહે છે કે એ અભેદાનુભવ કવચિત્ કવચિત્ થાય છે, પણ તેનો સુગંધ જીવનમાંથી કદાપિ ખસતો નથી, અને સર્વત્ર અભેદાનુભવમાં વિક્ષેપ થવા દેતો નથી, અભેદભાવનાનું જ્ઞાન થયા પછી, તેનો ક્ષણિક પણ અનુભવ આવ્યા પછી પાતંજલ સૂત્રમાં કહ્યા પ્રમાણે दिर्घकालनैरन्तर्य सत्कारसेवितोदृढभूमिः એ પ્રમા-

ણે સેવ્યા પછી, વિક્ષેપ થતો નથી. સમાધિને દૃઢભૂમિ–નિરંતર અ-
વિક્ષિપ્ત રીતે, ત્રિકાલમાં પણ નિર્વિકલ્પ આનંદરૂપે સિદ્ધ કરવાને,
તેની તે ભાવનાનું દીર્ઘકાલ પર્યંત, નિરંતર એટલે વચમાં અંતર–
અનિયમિત છેટું—પાડયા વિના, અને સતકાર–અતિશય પ્રેમ,
શ્રદ્ધા, વિશ્વાસ, અને જીવ આપવા પર્યંતના સાહસ સહિત, સેવન
કરવું જોઇએ. એવા સેવનમાંથીજ અનુભવનો પરિપાક થતાં સર્વદા
સ્વરૂપાનુસંધાનનો અવિરત સાક્ષાત્કાર ઉપજે છે. એ સેવન કર-
નારા અનેક રીતે પાર પડેલા તે સર્વે મસ્ત છે. તત્ત્વજ્ઞાન, મનોનાશ,
અને વાસનાક્ષય એ ત્રણ, સાક્ષાત્કારનાં સાધન છે. ને પાછાં તે
એક બીજાનાં સાધન છે. અભેદ–સાક્ષાત્કાર એક પણ આવ્યો
એટલે તત્ત્વજ્ઞાન થયુંજ; એમાં વિક્ષેપ ઉપજાવનાર મન, અને
વાસના એ બે છે, તેમનો નાશ સાધવાને અર્થે અનેક માર્ગ આગળ
કહેવાઇ ગયા છે. અત્રે તેમનું સ્મરણ એમ જણાવવા માટે કર્યું છે
કે તત્ત્વજ્ઞાન થયું એટલે મસ્તી આવી, પણ એ મસ્તીમાંથી પાછા
પડાય નહિ માટે નિરંતર તત્ત્વદૃષ્ટિથી વાસનાક્ષય અને મનોનાશ
સાધ્યાં જવાં; વિવિદિષાસંન્યાસ અને વિદ્વત્સંન્યાસની એજ વ્યવસ્થા
કહેલી છે; તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરતા સુધીનો જે સાધનચતુષ્ટયસંપન્ન
અધિકારીનો સંન્યાસ તે વિવિદિષાસંન્યાસ છે, તત્ત્વજ્ઞાન થયા પ-
છીનો વિદ્વત્સંન્યાસ છે. વિદ્વત્સંન્યાસ તેજ મસ્તી છે, અને તેમાં
નિત્ય તત્ત્વનુંજ કથન, તત્ત્વનુંજ ચિંતન, તત્ત્વનોજ બોધ, એ તત્ત્વા-
નુસંધાન ઉપરાંત તત્ત્વદૃષ્ટિથી મનોનાશ અને વાસનાક્ષય પણ સાધ-
વાનાં રહે છે. જીવન્મુક્તિની દશાનો એજ પરમોપયોગ છે; વિદેહમુ-
ક્તિ તો તત્ત્વજ્ઞાન થયું ત્યારથી સિદ્ધજ છે. જીવન્મુક્ત મસ્તજ્ઞાનીને

ઉદ્દેશી આ પદ્યનો વિસ્તાર છે. મસ્તની પોતાનીજ ઉક્તિ આ કાવ્યમાં છે.

૧–૨. આવા ઇશ્કમાં મસ્ત થઈ ગયેલા મસ્તલોકોની યારી કરવી, તેમને અનુસરવાનો યત્ન કરવો, એ સર્વ પ્રકારની ખુવારીની તૈયારી છે. મસ્ત લોકો તો જ્ઞાનમાં, અનુભવમાં, મસ્ત થઈ, મનોનાશ અને વાસનાક્ષય સાધવાને અર્થે અનેક પ્રકારના ઉલટા વ્યવહાર કરતા જણાય છે, દુનીયાં જેને સીધા માનેછે તે કરતાં ઉલટા વ્યવહાર કરતા જણાય છે; એટલે તેમને અનુસરવામાં તો ખુવારી—નાશ—નીજ તૈયારી જાણવી; દુનીયાં જેને ખુવારી માને તેવી ખુવારીની તૈયારી જાણવી. એવી ખુવારીમાંથી પરમાનુભવનો માર્ગ છે એમ કહેવાનો ધ્વનિ છે; માટે ખરા અનુભવની પ્રાપ્તિને અર્થે મસ્તોની યારી કરવી એ તાત્પર્ય છે. એમની યારી ખુવારીની તૈયારી હોવાનું કારણ કહે છે કે દિલદારી એટલે દિલ આપવું, દિલ લગાડવું, પ્રેમ, તેમાં; અને વફાદારી એટલે દિલ આપી પ્રેમ કર્યા પછી ગમે તો પ્રાણ જાય તો પણ તેમાંથી પાછા ન હઠવું એવો આગ્રહપૂર્વક નિશ્ચય તેમાં; મસ્ત લોકોનાથી આખી દુનીયાં હારી ગઈ છે. દુનીયાંમાં કોઈ ઠેકાણે એમના જેવો પ્રેમ અને એમના જેવો નિશ્ચય હોઇ શકતો નથી, એથીજ એ લોકો દુનીયાંની બહાર છે, મસ્ત છે, એમની સોબત એટલે ખરાબ થવાનોજ રસ્તો એમ દુનીયાં માને છે. ઉગ્ર પ્રેમ, અભેદ તત્ત્વ ઉપર દૃઢશ્રદ્ધા અને તેના સાક્ષાત્કારનો પરમાનુભવ પામવાનો દૃઢનિશ્ચય તથા તે ઉભયથી-લોક, શાસ્ત્ર, અને દેહ ત્રણે વાસનાનો અત્યંત વિનાશ કરી મનને નિર્મૂલ કરવા ઉપર આગ્રહ, એ મસ્તલોકોનું જીવન છે; દુનીયાં જેને દિલ-

દારી–પ્રેમ, સ્નેહ સંબંધ, વ્યવહાર, કહે છે તે તો એક પ્રકારની જુગારી છે. કાંઇ પણ શ્રમ કર્યા વિના એક એકને છેતરીને જે તે પ્રકારે પૈસા કઢાવાની રમતને જુગાર કહે છે, તેવો પ્રકાર દુનીયાંના જે જે સંબંધ છે તે સર્વમાં જણાય છે, જે તે પ્રકારે એક એકની પ્રતારણા કરી કામ કાઢી લેવું, જે પાણીએ મગ ચઢે તે પાણીએ ચઢાવવા, પ્રેમ સ્નેહ સંબંધ આદિ નામ આપી પ્રતારણા વિસ્તારવી, એ દુનીયાંની દિલદારી છે. એ આવી જુગારી છે, પણ વળી જુગારી કરતાં એ અધર્મ છે. જુઠી જુગારી છે, કેમકે જુગારીઓ તો જુગારને જુગાર કહે છે એટલું એ સત્ય રાખે છે, દુનિયાંની દિલદારીનો જુગાર એવો છે કે જુગાર છતાં તેને જુગાર કહેવાતો નથી, વિશ્વાસઘાત કરવો છે, પણ તેને સ્નેહ કહેવાનો છે, સ્વાર્થ કાઢવો તે પણ તેને પરમાર્થ કહી બતાવવો છે, એમ જુગારી છતાં જુઠી જુગારીછે. સારું, ખોટું, આબરૂ, પ્રતિષ્ઠા, સ્નેહ, સંબંધ વ્યવહાર, આદિનાં જે આવાં જુઠી જુગારીનાં ધોરણ દુનીયાંએ રચ્યાં છે, તેને દિલદારી કે ગમે તે નામ આપ્યું છે, તે ઉપર મસ્તોને અત્યંત તિરસ્કાર છે, મસ્તોએ તો જામયુઇશ્ક જે શુદ્ધ પ્રેમનો પ્યાલો તેને પીવામાંથી અક્કલમાત્રને મારી નાખી છે; દુનીયાં જેને અક્કલ, ડાહાપણ, વ્યવહારકૌશલ, ચતુરાઈ, ખટપટ, આદિ નામો આપી વખાણે છે, ને જેને આધારે જુઠી જુગારીનો ખેલ ચાલે છે, તે બધી અક્કલને મસ્તોએ ઇશ્કની મસ્તીમાં ડુબાવી દીધી છે, મારી નાખી છે; લોકવાસનામાત્રથી તે પાર ગયા છે. એમનો સંબંધ તો ખુવારીજ છે.

૩–૬. દુનીયાંમાં તો પ્રતિષ્ઠા, જ્ઞાન, પાંડિત્ય, આદિ અનેક

ડોળ, અને ઘરમાં કાંઇક બાહાર કાંઇક એવા આકારના અનેક દિમાક, કુલીનતા, શ્રેષ્ઠતા આદિના દિમાક, તે સર્વ સાચવવું પડે છે. મસ્ત કહે છે કે તમે તમારા ડોળ અને દિમાક સારી પેઠે સંભાળી રાખો, ધોલે મારીને પણ મોઢાં રાતાં રાખો, અમારે તેની કશી જરૂર નથી, અમે તો શરીર ઉપરના બદન જેટલું પણ વસ્ત્ર રાખ્યું નથી, કેવલ દિગંબર થઈ, વસ્ત્રમાત્ર ચીરી નાખ્યાંછે, ને રાખ ચોળી છે; મૂર્ખ ગઁવાર, ગણાવા ખુશી છીએ. એમ લોક અને શાસ્ત્ર એકેની અમને વાસના નથી; તેમ દેહની પણ વાસના નથી કે શરીરે દુઃખ થશે કે સુખ થશે, જીવાશે કે મરાશે; એવા કશા વિતર્ક અમને નથી. અમે કોઇની પરવા કરતા નથી, કોઇ પણ અમને માન આપે, સારા કહે, કે ખવરાવે સાચવે, તેની અમે પરવા કરતા નથી; આશામાત્રને અમે દૂર કરીછે; જેમ અમે આ રીતે કોઇની પરવા કરતા નથી, તેમ અમારી પણ કોઇ કરશો નહિ, અમારું શું થશે એ આદિ પરવા અમારે માટે કોઇ રાખશો નહિ; કારણ કે જે અમારી માશુક છે, જે માહયનૂરના પરમાનંદમાં અમે ઇશ્કથી મસ્ત થયા છીએ, તેને અમારી સર્વદા કાળજી છે, અમારી ફીકર તે કરે છે. એ માશુક બેરહમ—નિર્દય—છે; તમને નિર્દય લાગશે કેમકે તમને જે ખાન પાન ભોગ ઉપભોગ મોજુદ છે, તે અમારા આગળ તે માશુક કેમ મૂકતી નથી એમ તમે માનશો, પણ એમ નથી, એ વાતનો ઇનિસાફ કરવાનું કામ તમારું નથી; એવી બેરહમ માશુકનેજ મારી સર્વદા કાળજી છે; જો એ બેરહમ હોત તો હું એને જાન આપીને પણ એનો થવા ગયો ન હોત ને એ મારી પણ થઇ ન હોત; અલબત્ત એટલી તો બેરહમ તે છે કે એને ઉંડા હૃદયમાંથી ગુપ્ત રીતે પણ હું ત્યજું અને હૃદયનો તેટલો

ભાગ તમારી—લોકની—તરફ ધરું, તો તે બહુ ક્રૂર થઇ જતી રહે છે;
છતાં પરવા તો કરે છેજ. તેજ સમજાવે છે, એ માશુક બેરહમ
નથી એની સાબિતી પણ કહું છું જે તમે દુનીયાંવાળા સમજી શકો
તો સમજો. એ સનમની એક વાર પણ જો મને ઝાંખી થઈ ગઇ
છે તો મેં શું કર્યું છે તે જુઓ. યહ દમ એટલે આ દમ, આ પ્રાણ,
તેના કોઈ એક ગતાગતમાં, અર્થાત્ કોઇ ક્ષણે પણ મને સનમની
ઝાંખી લાગી ગઇ, મારી આંખે તેનાં દર્શન થયાં, કે તુરત મેં આંખો મુંદી-
મીચીલીધી, કે અંદર પેઠેલી માશુક બહાર ન નાશી જાય; અને એમ
અંતર્માં માશુકને પૂરી રાખી પછી તેની સાથે જે અનહદ ધૂન
લગાવી, અને તેમાં જે અવર્ણ્ય મજેદારી ભોગવી, પૂરે પૂરી
ભોગવી, તે હુંજ જાણુ છું, તમને કહી શકાય એમ નથી. અ-
નુભવીઓને વિદિત હશેજ કે આ મજેદારી કેવી થાય છે, પ્રાણના
કોઈ ગતાગતમાં માશુકની દૃષ્ટિ જણાતાં આંખો બંધ કરી અંદર
કેવી અનહદ ધૂન મચાવી શકાય છે. કેવલ અંતર્માંજ એમ મઝા
થઈ છે એવું નથી, બધે બહાર પણ થયેલી છે. દમમાં દમ જો હર-
ગિઝ એટલે કોઈ પ્રકારે પણ રહે, જ્યાં સુધી કોઇ રીતે પણ પ્રાણમાં
પ્રાણ છે ત્યાં સુધી, દમબદમ એટલે પ્રાણની પ્રત્યેક ઉઠબેશમાં, હું
સનમને અને સનમનેજ ઉઠતી બેસતી દેખું છું, મારી દૃષ્ટિ તેજ
સૃષ્ટિ થઈ રહી છે, સનમમય સૃષ્ટિ થઇ રહી છે. સુરતનૂરતના અ-
ભ્યાસીઓને કહે છે કે આવી જે માશુક તે દુનીયાંને બેરહમ લાગે
પણ બેરહમ નથી, એનેજ મારી બધી કાળજી છે, પછી હું કોઇની
પરવા કરતો નથી. ને કોઇ મારી કરે એમ ઇચ્છતો નથી. દુનીયાંની
પરવા માત્ર મેં છોડી દીધી છે. મારી યારી તો કેવલ કીસ્મત
સાથે છે, આ દેહ છે ત્યાં સુધી તે દેહનું નિર્વાહક જે પ્રારબ્ધ હશે

તેનો ભોગમાત્રથી ક્ષય થવાદેવો એવી ઉદાસીન વૃત્તિમાં રહી હું મારી માશુક જે સર્વ પ્રકારની મારી કાળજી કરી રહી છે તેના અભેદાનંદમાં મસ્ત છું; લોક, શાસ્ત્ર, દેહ, કશાની મને પરવા નથી; એવી વાસનાઓ ઉલટી પરમ ક્લેશનું સ્થાન છે, તેનું નામ પણ મારે જોયતું નથી.

૭-૯ સંબંધમાત્રથી પાર, પરિચ્છેદ માત્રથી વિમુક્ત વાસના અને મનોવિલાસ માત્રથી રહિત, એવી આ મસ્તી છે; એ મસ્તીનો જે હાલ ચઢેલો છે તેમાં કોઇ આશના—મિત્ર, સ્નેહી આદિ નથી. સર્વત્ર અહંપ્રત્યયનો સર્વમયતારૂપે અનુભવ આવવા પછી અન્ય હોય તો અમુક મિત્રાદિની કલ્પના સંભવે, જ્યાં દ્વૈત હોય ત્યાં અન્ય અન્યને જુવે, પણ यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत् જ્યાં બધું આત્માજ થઈ રહ્યું ત્યાં કોણ કોને શાથી જુએ ? મિત્ર સંબંધી આદિ શા માટે જોઇએ ? દુનીયાંમાં તેમની જરૂર, એક એકને મદદ કરવી, એક એકનું કામ કરવું, એવીજ મનાય છે; પણ મારે તો ' કામ ' જ નથી, ત્યાં તેમની અપેક્ષા શા માટે ! એમ કહેશો કે તમારા સીનામાં, ઉંડા હૃદયમર્મમાં, કારી ઘા લાગેલો છે. તેને મરહમ-મલમ-લગાડવા કોઇની જરૂર તો પડશેજ, તો તેની પણ હું ના કહું છું, ભલે એવો ઘા લાગેલો હોય, એને મલમ લગાડવાનીજ ઇચ્છા નથી. મને અનુભવમાંથી કોઈ ઉગ્ર ક્ષોભ લાગી જતાં નિર્વેદ પેદા થઈ વિવેકનો ઉદય થતાં જ્ઞાન થાય છે; અથવા પૂર્વના સંસ્કારથી સહજે વિચાર માત્રથી જ્ઞાન સંભવે છે; પણ જે અનુભવજન્ય ક્ષોભથી થયેલું જ્ઞાન છે તેમાં એ ક્ષોભનો ઝખમ વિદ્યમાન છે ખરો, અને તે ટાળવાને મિત્ર, ગુરુ, પત્ની, આદિ કોઈ

સ્થાનની અપેક્ષા રખાય ખરી, પણ હજી જો એ જખ્મની વિદ્યમાનતા લાગતી હોય, એને મલમપટો કરવાની અપેક્ષા રહેતી હોય, ગુરુશાસ્ત્ર મિત્રાદિની લાલસામાં મન ભમતું હોય, તો જ્ઞાન થયું નથી; સર્વાનુભવમાં સર્વમયતા થતાં એ વિદ્યમાનતા, એ અપેક્ષા, એ લાલસા, સર્વનો અત્યંત વિલય થઇ જઈ સ્વરૂપાનુસંધાનના આમોદના કણમાં તે ભળી જવાં જોઇએ. એમ થયું છેજ માટે મસ્ત કહે છે કે મને મરમહની પરવા નથી, જખમ હોય તો તે છો રહ્યો, ગુરુમિત્રાદિની પણ પરવા નથી; એ બધા તો વિક્ષેપ છે, અજ્ઞાન છે, 'અહંકાર વધવાના માર્ગ છે; મને મારી મસ્તીજ પૂર્ણ છે આવી મસ્તી દુનીયાંને ભયંકર ખુવારી લાગે એમાં આશ્ચર્ય શું! એવો ઝખમ પણ આનંદ છે, દર્દમાં પણ આનંદ છે, દર્દ વિના આનંદ છેજ ક્યાં! દર્દને લેઇ મેં જે મઝા અંતરૂમાં ભોગવી છે, જે ગમ—દુ:ખ—નો મેં અંતરૂમાં સ્વાદ લીધો છે, તે બેદર્દ લોકો, દુનીયાંના ડહાપણમાં રહી કશામાં પણ ઝંપલાવવાનું સાહસ ન કરનારા બાયલા લોકો, હરેક વાતમાં ઉપર ઉપરથી ઠીક ઠીક દેખાવ થાય તેટલુંજ પકડનાર કંગાલ, શી રીતે સમજી શકે! તમારા અનુભવમાં એ વાત નથી; તો તમારી અક્કલમાં તે કેમ ઉતરશે? જે વાતનો અનુભવ નથી તે વાત વચનમાત્રથી કે વાદથી સમજાતી નથીજ, જુઓ જે ગમખ્વાર છે, મહાદુ:ખનો ખાનાર છે, મારા જેવો સીનાના ઝખમમાં મઝા માનનારો છે, તેને તો તેની ગમ સાથેજ પરમ પ્રીતિ લાગી ગઇ છે, તેમાંથી અને તેમાંજ તેને સ્વરૂપાનુસંધાન અનુભવાયું છે, તો તે ગમ ટાળવા તમે ઇચ્છો તેનો તે કેમ સ્વીકાર કરે! લાંબા સમય સુધી બંદીખાનામાં રહેનારા લોકો

બહાર આવ્યા પછી બંદીખાનાને સુખ માને છે, દારિદ્રયમાં રહેનારો ચારુદત્ત દારિદ્રયનોજ આશક હતો, શ્રીકૃષ્ણનો સમાગમ કરાવનાર મહાવિપત્તિનેજ પાંડવો પુનઃ ઇચ્છતા હતા, આમ દુનીયાંમાત્રથી અમારો સર્વ વ્યવહાર ઉલટો છે, અમારી યારી તે તમારી ખુવારીજ છે. તમે ન હો ત્યાંજ અમારી યારી છે. તમે જ્યાં રુવો છો, શોકનું નિમિત્ત દેખો છો, ત્યાં અમે હસીએ છીએ, હર્ષનું નિમિત્ત દેખીએ છીએ; તમે હસો છો, હર્ષનું નિમિત્ત દેખો છો, ત્યાં અમે રોઇએ છીએ. શોકનું નિમિત્ત દેખીએ છીએ. તમે જે લાભ હાનિ આદિને હર્ષ શોક માનો છો તે વાસ્તવિક રીતે લાભ હાનિ નથી, પણ એથી–ઉલટું છે, અમારી દૃષ્ટિએ તો, તમે જેને લાભ કહો છો તે હાનિ છે, અને જેને હાનિ કહો છો તે લાભ છે; તમારા લાભમાત્ર વાસનાવિસ્તાર અને મનોવિલાસ હોઇ મિથ્યા છે, ને પરમાનુંસંધાનની હાનિરૂપ છે, તમારી હાનિઓ વાસના અને મનોવિલાસનો ભંગ હોઇ પરમાનુસંધાનના લાભરૂપ છે. પણ તમે તેમ સમજતાં નથી એજ તમારીને અમારી વચ્ચે અંતર છે. તમે તો રાજા, સમૃદ્ધ, મહોટાં, અનેક ભારે નામવાળાં છો, અસ્તુ, તમે ભલે તેવાં હો; અમે એથી ઉતરતું જે નામ—ગુલામ—તે લઇશું, અમે ગુલામ છીએ એમ અનુભવ આણીશું; પણ એમાં એ જે સર્વનો ગુલામ છે તે સર્વનો શેઠ છે, જે કોઇનો શેઠ નથી તે સર્વનો શેઠ છે, એ આદિ નિગૂઢ મર્મ ઉપર લક્ષ કરશો, તો, અમે જે ગુલામ તે—સર્વના રાજા છીએ એવી અમારી ઉલટી અમલદારી જણાશે. અમારી યારી તો સર્વથા ખુવારીજ છે.

૧૦. આવી જે આ ઇશ્કબાજી છે તે સર્વ પ્રકારની વાસનાઓ

ત્યજાય, મનોનાશ અત્યંત સિદ્ધ થાય, તોજ સમજાય છે, અનુભ-
વાય છે. જ્યાં સુધી અક્કલ ઠેકાણે રાખવાના જે ઉપદેશ દુનીયાં
કરે છે તેનો અનાદર થશે નહિ, શુદ્ધ હૃદયના સત્ય નિશ્ચયને અનુ-
સરવાનું સાહસ અને સામર્થ્ય આવશે નહિ, અને દુનીયાંનો પાશ
તૂટશે નહિ, ત્યાં સુધી એ ઇશ્કની વાત પણ વ્યર્થ છે. જો આવી
બધી અક્કલો પરિપૂર્ણ રીતે ખોઇ હોય, બુદ્ધિની પાર જેને ઉપનિ-
ષદાદિ બતાવે છે તેના અનુભવનો માર્ગ કાંઇ પણ સમજાયો હોય,
તો આ ઇશ્કબાજીમાં આવો, અમારી મસ્ત લોકોની યારીમાં આવો,
અને અમારી જે માશુક છે, સર્વ માશુકોમાં શ્રેષ્ઠ પારસમણિતુલ્ય
જે અમારી માશુક છે, અમારો અભેદ પ્રેમનો માર્ગ છે, તેના નુર-
થીજ આખું વિશ્વ અજવાળેલું છે, સિદ્ધાન્તોર્મિમાં બતાવ્યા પ્રમાણે
સમગ્રવિશ્વ, સમગ્રજીવન, સમગ્ર ઐશ્વર્ય, તે બધું એ માશુકનું નૂરજ
છે, તે નૂરમાંથી જ્યાં ઇચ્છા થાય ત્યાંથી પીલો, અનુભવ પામો,
અને મસ્ત થાઓ. પણ તમારાથી તેમ બનવું અશકયજ છે, તમને
તો મસ્તની યારી ખુવારીની તૈયારીજ લાગશે. રહસ્યક્રમજ એવો છે
કે મલિન વાસનાનો પરિહાર મૈત્રીમુદિતાદિ શુદ્ધ વાસનાથી કરવો,
અને તેનો ત્યાગ ચિન્માત્રની વાસનાથી કરવો, અને અંતે ચિન્મા-
ત્રાનુભવમાંથી પણ બુદ્ધિ આદિ ગ્રહણ સાધનનો અસ્ત થતાં અવાચ્ય
મસ્તી અનુભવવી.

---

## ૧૦

આ પ્રકારે આપણે વૈરાગ્ય, કષાય, વિક્ષેપાદિથી સાધનોનો
વિચાર કર્યો; સિદ્ધાન્તોર્મિમાં સિદ્ધાન્તનું સ્વરૂપ જાણ્યું; અને અનુ-

ભવસ્વરૂપ આનંદ એમાં સિદ્ધાન્તાનુભવથી થતી નિર્વિકલ્પ દશામાં સ્વરૂપાનુસંધાનના અનેક પ્રકાર જોતે જોતે અનેક યોગ રહસ્યોનો આપણે વિવેક પામ્યા. હવે વાચાતીત, બુદ્ધિથી પણ પાર, એવા અભેદનો અધિક અનુભવ કહેતાં, તેનો શુદ્ધ અનુભવ તો મૌનમાંજ છે; ब्राह्मणः पांडित्यं निर्विद्य बाल्येन तिष्ठासेद्बाल्यं च पांडित्यं च निर्विद्य मौनेन तिष्ठासेत् એ બૃહદારણ્યક શ્રુતિમાં કહ્યા પ્રમાણે પાંડિત્યત્યજી, આત્મબલ અને તેની અનેક સિદ્ધિના અનુભવમાં રહેવા ઇચ્છા કરવી, ને તે બલ તથા તે પાંડિત્યને ત્યજી કેવલ મૌનમાં વિરમી જવું એજ બ્રહ્મસાક્ષાત્કાર છે, એમ કહેવાને અર્થે આ પદ્યનો ઉપક્રમ છે. અવાન્તરે અનુભવમાત્રમાં, વ્યવહારમાત્રમાં, એ મૌન અભેદાનંદ કેવે પ્રકારે અનુભવાય છે તે પણ સ્પષ્ટ કરવાનો ઉદ્દેશ છે.

૧. કલ્પના એવી છે કે સ્વરૂપાનુભવી જ્ઞાનીના વ્યવહાર ઉપર લોક, વ્યવહારકુશલ અનેક જનો આક્ષેપ કરે છે. કોઈ સંબંધ, સગાઈ, પ્રેમ આદિથી એને વળગતા રહે છે; કોઇ એના વ્યવહારથી ઉલટો ગ્રહ પામી એની નિંદા કરે છે; કોઇ એને અમુક માર્ગે વિચરવા સલાહ આપી એના હિતમાં પોતાનું હિત સમજે છે. પણ લોક, શાસ્ત્ર, દેહ એ ત્રણેની વાસનામાત્ર જેને નિર્મૂલ થઇ ગઇ છે; સારા ખોટા કહેવાવું, કે પંડિત જ્ઞાની કર્મનિષ્ઠ ભક્ત કહેવાવું, કે સુંદર સુઘડ નીરોગી દીર્ઘાયુષવાળા થવું, એ આદિ વાસનાજલમાત્ર જેને નિર્મૂલ થઇ અભેદાર્ણવમાં વિલીન થઇ ગઇ છે; તેને કોઈ નવી મસ્તી ચઢેલી છે, તે અલ્પતાવાળા કોઈ પણ સબંધમાં આનંદ દેખતો નથી, તેની દૃષ્ટિ એવી ફાટી ગઇ છે કે તે તો સર્વત્ર ભૂમા—અમર્યાદ, અસીમ, અભેદ—દેખે છે. એમ દેખવામાંજ તેને કોઇ અન્ય વાત

ભાવતી નથી, પોતાના જેવી વૃત્તિવાળાનીજ વાત ભાવે છે; સર્વને પોતારૂપ કરવાની પ્રબલ ઉત્કટ ઇચ્છા હોય છે. તેથીજ તે કહે છે કે તમે સગાઈ, મૈત્રી, સ્નેહ, મુરબ્બીપણું, ઉપેક્ષા, ઇર્ષ્યા, દ્વેષ, ગમે તે સંબંધીથી મારી સાથે વાતો કરવા આવો છો, મને શીખામણ આપો છો, કે મારો તિરસ્કાર કરી મને તમારા માર્ગ પર લાવવા ઇચ્છો છો, પણ એ બધી તમારી લાગણીને હું ખરી ક્યારે માનું કે તમે મારી સાથે આવો તો. તમને મારે માટે જે લાગણી હોય તેના બલથી તમે તમારા પણાનો ને મારાપણાનો બન્ને આગ્રહ મૂકી, હું જ્યાં જાઉં છું ત્યાં આવો તો તમારો જે કાંઈ સંબંધ તમે મનાવવા ઇચ્છતાં હો તે હું તમારૂં માનું, તો મારી સાથેનું સગપણ, જે તમે વારંવાર કહી બતાવો છો, તે હું સાચું માનું. દુનીયાંમાં જ્યાં સુધી ગમે તેવા નિકટ સંબંધમાં, જ્યાં સુધી ગમે તેવા નિકટમાં નિકટ સંબંધમાં પણ, વિચારનું ઐકય નથી, જીવનહેતુરૂપ જે સાધ્ય પુરુષાર્થ તેનું ઐકય નથી, ત્યાં સુધી સંબંધમાત્ર મિથ્યા છે, એ સંબંધથી વ્યવહારની પાર કશો લાભ થવાનો નથી, વ્યવહારમાં પણ ક્ષુદ્ર શરીર સ્વાર્થ વિના બીજા લાભનો સંભવ નથી; માટે “ સાથે આવો ” તોજ સગપણ જાણવામાં આવે, મોઢે વાતો કરવાથી ન જણાય; સાથે આવવામાં ગમે તેટલું ભય હોય, ગમે તેટલી હાનિ હોય, ગમે તેટલું દુઃખ હોય, તો પણ આવવાનો નિશ્ચય રાખો તો ખરી કસોટી થતાં, જે સ્થાન અમને મળ્યું છે તે તમને મળે, અને સર્વત્ર અભેદાનંદનો સાક્ષાત્કાર થાય. એ આનંદ આવો અખુટ પરમ, શાંત, વિલક્ષણ, છતાં તેમાં તમે કેમ આવતાં નથી ! આવો એવી મારી ઇચ્છા છે, આર્દ્રહૃદયે સંબંધી માત્રને નિમંત્રણ કરે

છે, કે જે આર્દ્રતા ઉપર સંબંધનો આધાર છે તે આર્દ્રતા પણ તેમને ખેંચી શકે, પરમ પ્રકર્ષ પર્યંત ખેંચી શકે, તો પરમાનંદ સુલભ છે. ક્યાં આવો? અમે પ્રેમાનંદ નામના ખલાસીના જે વહાણ ઉપર ચઢ્યા છીએ તે વહાણમાં આવો, પ્રેમ-પ્રેમમંત્ર-અભેદ-તેના જપથી ફ્લિત થતા સ્વરૂપાનંદરૂપી વહાણમાં-જગતરૂપી સમુદ્ર ઉપર વહાણની પેઠે સર્વત્ર પણ અલિપ્ત રીતે ફેરવનાર વહાણમાં-અમે બેઠા છીએ, તેમાં તમે આવો, એ વહાણમાં બેસતી વખતે આખા જગતને; ભુગોલ, ખગોલ, કે અતલ વિતલાદિ લોકમાત્રને છેવટના જુહાર કરીને એમાં બેઠા છીએ; એમના તરફ હવે લક્ષ નથી, એમનામાં છતાં એમની પાર છીએ, દરીઆમાં છતાં દરીઆ ઉપર છીએ, સર્વગામી છતાં પગ વગરના છીએ, સર્વદર્શી છતાં આંખ વગરના છીએ. હવે આ હોડી-આ શરીર-તેને હે માછીડા! હે પ્રેમાનંદ વહાણવટી! જલદી હાંકી લે, જ્યાં જવાનો હોય ત્યાં જા, પ્રારબ્ધનો અવશેષ ભોગ જ્યાં પૂર્ણ થનાર હોય ત્યાં જા, અમે તો એક બાહુ આપી તારા વહાણમાં બેઠા છીએ; અને આ બધાં જગત્ જે વળાવવા આવ્યાં છે તેમને જુહાર કરી, સાથે આવવા વિનતિ કરી, તારા વશમાં પૂર્ણ રીતે આવી ગયા છીએ.

૨-૩. આવી રીતે હોડીને હાંકી મૌન આનંદના કીનારા ઉપર લેઇ જવાની છે કેમકે સર્વને છેલા જુહાર કર્યા પછી બોલવાનો સંબંધ કોની સાથે રહેનાર છે? કોઇ સાથે આવશે તો તચ્ચિન્તનં તત્કથનં એ પ્રકારે બ્રહ્માભ્યાસ થશે, બાકી મૌન વિના અન્ય આનંદ નથી, એટલે તે કીનારે હોડી લેઈ જવાની છે, એ હોડી શું છે? શાની બની છે; કોણે ઘડી છે? એ આદિ પ્રશ્ન સાહજિક છે, કેમકે

આ હોડી અન્ય હોડીઓ કરતાં વિલક્ષણ જણાય છે; જગત્ માત્રને જુહાર કર્યાં છે એમ કહ્યું તેનેજ વિસ્તારે છે, જગન્માત્રને નમન કરતે કરતે, એ અને એવાજ બીજા પ્રશ્નોના ઉત્તર પણ આપે છે. दत्त्वाभयं च भूतेभ्यः જ્ઞાનીએ પુત્રદારાદિ એષણનો ત્યાગ કરી, ભુર્ ભુવર્ સ્વર્ ત્રણે લોકનો ત્યાગ સૂચવનાર પ્રૈષોચ્ચાર કરી શત્રુ આદિનું ક્ષમાપાન કરી, ભૂતમાત્રને અભય આપી સંન્યાસ કરવો એવું વિધાનછે; એ ઉપર દૃષ્ટિ રાખીને સર્વને નમસ્કાર કરતે કરતે હોડીને ચલાવવાનો ક્રમ સાધે છે, અને જિજ્ઞાસુના પ્રશ્નોનાં પણ ઉત્તર કરે છે. પ્રથમ નમસ્કાર તો જ્ઞાન એટલે શાલા પાઠશાલા અને ઘર બજાર લોક આદિએ આપેલા જ્ઞાન કરતાં અધિક અને ઉત્તમ તથા ત્રિકાલાબાધ અને સર્વ સુખ સાધી આપનાર જે વેદાન્તપ્રતિપાદ્ય અભેદજ્ઞાન તેને સર્વથી પ્રથમે નમસ્કાર છે; અને એ જ્ઞાનથી બોધેલો જે વિચાર कोऽहं कुत इदं जातं ઇત્યાદિથી આરંભી विचारः सोऽयमीदृशः એમ કહેતાં અપરોક્ષાનુભૂતિમાં વિચારનું જે સ્વરૂપ બતાવ્યું છે તે વિચારભાવના, નિરંતર જ્ઞાનનું રટન, ચિન્માત્રતા,—તેને પણ નમન કરું છું. આરંભે એને નમન કરવાનું કારણ કે એ જ્ઞાન ને એ વિચારની સહાય્યથીજ, માયાના પાશમાં જે જે વિટંબનાઓ નડે છે તેમાં પણ, સુખ અને પ્રકાશ અનુભવાયાં છે, તે માયામાંથી પણ આ જગત્રૂપી સમુદ્રને તરવાની હોડી ઘડી શકાય તેવાં પાટીયાં અને તેમને જોડવાના ખીલા હાથમાં આવ્યાં છે. જે જે અનુભવો માયામાં થયા, જે જે રમતો રમાઇ, જે જે વિવિધ પ્રકૃતિઓ, વિવિધ વ્યવહારો દેખાયા, કરાયા, તેમાં બધે મને જે ઉપયોગ જણાયો, તેમાં

બધે એકનો એક આત્મા પોતાના સ્વરૂપને આગળ આગળ અનુભવવા રમતો જણાયો, અને એમ જણાવાથી પ્રવૃત્તિમાત્ર, પ્રકૃતિમાત્ર; જે આત્મા મારી પ્રકૃતિમાં રમી રહ્યો છે તેજ આત્માના અન્ય પ્રકારો રૂપે સમજાતાં રાગદ્વેષ નીકળી ગયો, તે ઉપયોગ, તે જણાવું, એ સર્વ વેદાન્તજ્ઞાનના વિચારની ભાવનાથી થયું છે. આવી માયાનો અનુભવ પામતાં અનેક પામર હૃદયો પાયમાલ થઇ જાય છે, ને અદષ્ટ, ભાવિ, પ્રારબ્ધ, ઇત્યાદિનો આશ્રય કરી એની એ માયામાં અંટવાઈ એમાંને એમાં પુનઃ પુનઃ અટવાયાંજ કરે છે તેમ મારે ન થયું; અને માયાએ ઉપજાવેલા સ્થૂલ સૂક્ષ્મ અનુભવોરૂપી પાટીયાં તથા તેની હોડી બની શકે તે અર્થે તેમાં જડવાના ખીલારૂપ પુરુષાર્થ, માયાની જાલમાં, પ્રારબ્ધની આંટીઓમાં, પણ સ્વતંત્ર રીતે સર્વોપરિ વિલસતો પુરુષાર્થ, એ ઉભય મારે હાથ આવ્યાં. એનું પણ કારણ વેદાન્તજ્ઞાનની ભાવના છે. માટે સર્વથા તેનેજ પ્રથમ વંદન ઉચિત છે. એ વંદન કરવામાંજ ગર્ભિત મર્મ એવો છે કે આટલો સાક્ષાત્કાર થયા પછી વેદાન્ત, તેનું જ્ઞાન, તેના વિચાર એ બધું મિથ્યા છે. पलालमिव धान्यार्थी त्यजेद्ग्रंथमशेषतः; वृत्तिविस्मरणं सम्यक् समाधिर्ज्ञानसंज्ञकः ઇત્યાદિ વચનોથી ગ્રંથ, જ્ઞાન, વિચાર, આદિનો અત્યંત અનુપયોગ કહ્યો છે, જ્ઞાનનિષ્ઠા થયા પછી ત્યાગ કહ્યો છે, કેમકે એમ થાય તો લોકવાસના ગયા છતાં, શાસ્ત્રવાસના રહી વિક્ષેપ ઉપજાવે; માટે વેદાન્તજ્ઞાનને નમસ્કાર કરવામાં હવે તમે પણ કાંઇ સાથે આવનાર નથી, માટે ઉપેક્ષ્ય છો એમ કહેવાનો ધ્વનિ છે. આ કાવ્યમાં છેક છેવટ સુધી નમસ્કારોજ આવે છે, ને તે પ્રત્યેક નમસ્કારમાં એક પાસા પરમ ઉપકાર અને એક પાસા

પરમ ઉપેક્ષા એ ઉભયે જણાવવાનો મર્મ છે, જે સહજ રીતે સર્વત્ર સૂચવવામાં આવશે. પણ વાચનારે તે સ્વતઃ વિચારી લક્ષમાં લેવો. ત્યારે આ પ્રકારે વેદાન્તવિચારે માયારૂપી સ્થૂલ અનુભવનાં પાટીયાં અને સ્વતંત્ર પુરુષાર્થરૂપી જ્ઞાનના ખીલા આપ્યા, હવે તેને ઘડીને હોડી કોણે કરી તે કહી, તેને પણ નમન કરે છે. અનુભવના સંસ્કારોથી પ્રારબ્ધ બંધાય છે ને પુનઃ પુનઃ જન્મ થયાં જાય છે, એ પ્રારબ્ધજ ત્યારે હોડીનું ઘડનાર છે, જો કે એમાં પુરુષાર્થના ખીલા ન હોત તો તે કદાપિ ઘડાત નહિ, ઘડાયા છતાં પણ એ ખીલામાં જે અખૂટ અતકર્ય આકર્ષણ શક્તિ છે તે ન હોત તો સ્વરૂપાનુસંધાનનો જે લોહચુંબકમય ખડક જગતના સાગરની મધ્યે અડગે ઉભો છે તે તરફ હોડી ખેંચાઇ ત્યાં ચોટી ભાગી જઇ આનંદમાં સ્થાપત નહિ. પાટીયાંને મેળવી સાંધા પૂરી ને હોડી તૈયાર કરનાર પ્રારબ્ધજ છે તેથી તેને નમસ્કાર છે. પ્રારબ્ધને વશ રહી જે જે ખેલ રમાય છે, જે જે રંગ તેમાં ઉડાવવા પડે છે, તે બધાના સંસ્કારો—રાગદ્વેષ—બંધાતાં હોડી ઘડાતી ચાલે છે, ને પુરુષાર્થના ખીલા એક પછી એક સજડ વાગતે વાગતે સાંધા પૂરાઇ જાય છે, જેથી જગતના સમુદ્ર ઉપર શરીર રૂપી હોડી તરતી થઇ જાય છે. તરતી કરનાર પ્રારબ્ધને નમન કરવું અતીવ ઉચિત છે, 'મળ્યો માલીક વેચાયો' એમ જવનિકામાં કહેવાયું છે તે અવકાશ આણનાર પણ તેજ છે, માટે તેને નમવું અતીવ ઉચિત છે; પણ હોડી તરતી થયા પછી, માલીક મળ્યા પછી, હોડીમાં જડેલા ખીલાની શક્તિ સમજાયા અને અનુભવાયા પછી, પ્રારબ્ધની કશી દરકાર નથી, તે સાથે આવનાર નથી, માટે તેની પણ ઉપેક્ષા છે.

૪-૫. વહાણ તૈયાર થયા છતાં છેને ચલાવનાર, તેને સાજુ સમુ, અભેદના પાર સુધી પહોચાડનાર, માછી-કપતાન-જોઇએ, તો તે આપનાર જે પરમ ગુરુ શ્રીશંકરભગવાન્ તેમના ચરણકમલ-નેજ પ્રેમપૂર્વક નમન કરું છું. દષ્ટિએ ન દેખી શકાય એવા અણુ અને રેણુ-રજ ઝીણામાં ઝીણા કણથી તે છેક મહા બ્રહ્માંડના અનંત ગોલપર્યંતની, દશ્ય વિવર્તમાત્રની, રચનામાંથી એમણેજ એ ગુરુએજ, આ વહાણને હંકારનાર નાવિક ઘડી આપ્યો છે. નાવિક ન કહેતાં માછી કહેવામાં એવો મર્મ છે કે આ વહાણને હાંકતાં એવા અનેક ખડક આવે કે જે ઉપર તે ભાગી જાય એવા અનેક મત્સ્ય આવે કે જે એને આખું ને આખું ગળી જાય, પણ તે સર્વને સાધ્ય કરવાની શક્તિવાળો આ માછી તેને સહી સલામત પાર ઉતારી શકે તેવો છે. એટલાજ માટે ' માછીડો ' એવું પ્રેમાભિધાન તેને આપ્યું છે. અણુથી બ્રહ્માંડ પર્યંત આત્માનો અભેદ શ્રીશંકરાચાર્યના અદ્વૈતબોધથી સમજાયો અને અનુભવાયો ન હોત તો હોડી ક્યાંને ક્યાં અટવાઇને પાયમાલ થઇ ગઇ હોત; માટે એમનોજ પરમોપકાર છે; છતાં એ આત્માભેદનો સાક્ષાત્કાર પામ્યા પછી ગુરુશાસ્ત્રાદિ સર્વ મિથ્યા છે, અને તેથી ઉપેક્ષ્યજ છે, સ્વરૂપમાં સમાઈ ગયાં છે, માટે તેમને ઉભય પ્રકારનો નમસ્કાર ઘટે છે. વહાણને હાંકનાર મળ્યા છતાં તેના હાથમાં વહાણને દોરવાનું સુકાન જોઇએ. આત્માભેદનો અનુભવ કરાવનાર સુકાન પ્રેમ છે, પ્રકૃતિના ભેદમાત્રમાં પણ અભેદ તેનો તેજ, પોતામાં છે તેવો અને તેનો તેજ વિલસે છે; સર્વત્ર મૈત્રી કરુણા મુદિતા ઉપેક્ષાદિ રૂપે વૃત્તિમાત્રમાં અનુભવ કરાવી સર્વ પ્રકારનાં ભેદ, તિરસ્કાર, દુઃખ,

વિડંબના, અને વ્યક્તિ વ્યક્તિના વિચિત્ર વિચિત્ર વ્યવહાર, તેમને સ્વરૂપમાં સમાવી દેનાર તો પ્રેમજ છે, વ્યક્તિસંબંધથી વિરહિત શુદ્ધ પ્રેમ તેજ છે. એવો નિઃસ્વાર્થ, સુપરિશુદ્ધ, પ્રેમ આપણે અવતરીએ છીએ ત્યારથીજ માતા પાસેથી અનુભવીએ છીએ; એ પ્રેમ કેવલ નિઃસ્વાર્થ છે એની પ્રતીતિ એ છે કે પશુ પક્ષી જે પોતાનાં બાલકો પાસેથી થોડાજ વખતમાં જુદાં પડી ઓળખાણ પણ ભુલી જનાર છે; અને આગળ ઉપર કશા સ્વાર્થની આશા રાખી શકતાં નથી તેમનામાં પણ માતાનો પ્રેમ અતિ નિઃસ્વાર્થ રીતે જણાય છે, તો મનુષ્યમાં તેમ ન હોય એમ કહેવાયજ નહિ. બાલ્ય પછીના કાલમાં ગમે તેવા પ્રેમ અનુભવાય છે, પણ તે બધા અનુભવેલા પ્રેમ વૃદ્ધાવસ્થાએ પણ જ્યારે એ બાલ્યકાલના પ્રેમના રૂપને પુનઃ પ્રાપ્ત કરે છે ત્યારેજ અભેદસાક્ષાત્કાર થાય છે; અર્થાત્ અવતરતાની સાથે જે પ્રેમનો અનુભવ માતા કરાવે છે, પોતાની જાત, પોતાનું સૌંદર્ય, પોતાનું સુખ, પોતાની સગવડ, અને પોતાનું જીવન, તે સર્વ અર્પીને બાલકનું જતન કરવામાં જે નિઃસ્વાર્થ પ્રેમ અનુભવાવે છે, તેજ પ્રેમ જો પકડી રખાય તો આ વહાણનું તે ઉત્તમોત્તમ સુકાન છે, અભેદસાક્ષાત્કારનું એજ પરમસાધન છે. માટેજ તેમને સર્વ પ્રેમસંબંધોમાં પ્રથમ નમન ઘટે છે; છતાં સાક્ષાત્કાર પછી 'માતા' એવો પણ વ્યક્તિસંબંધ રહેતો નથી એટલે તેમની ઉપેક્ષા પણ આ નમનમાં ગર્ભિત છે; જ્ઞાનીના મોક્ષમાં તેનાં સંબંધિમાત્રનો મોક્ષ છે.

૬—૭. ભૂર્, ભુવર્, સ્વર્, તપસ્, મહસ્, જન, સત્ય, એ સાત લોક તેમને નમન કરવાનું કારણ એ છે કે એ સાતે લોકના

પરસ્પર સંબંધોથી જે ભૂગોલ ખગોલના મહાવ્યતિકર ઉદ્ભવે છે, અને જેમાં મનુષ્ય અનેક સુખદુઃખાદિ વિટંબના વેઠે છે, તે તેમના ઉપજાવેલા છે, મનુષ્યની સ્થિતિ, મનુષ્યનો ઉદ્ભવ, એક એક મન્વંતર અને કલ્પપર્યંત, ભૂગોલ બ્રહ્માંડ આદિનાં સ્થિતિ, લય, અને આદુર્ભાવ, તે પણ તેમને આધીન છે; વ્યક્તિ વ્યક્તિનું ભાવિ, તેને સુખ દુઃખ રોગ કલેશાદિ જે પ્રકૃતિજન્ય યંત્રણાજાલ તે પણ, તે સપ્ત લોકના અખૂટ અતર્ક્ય બલનો પ્રકાર છે. એ સાતે લોક આ પ્રકારે વિધવિધ રંગ દાખવે છે; જલને સ્થાને સ્થલ બતાવે છે, સ્થલને સ્થાને જલ મનાવે છે, આખા અવકાશને મહા અગ્નિમાં સળગાવી દે છે તો આખા બ્રહ્માંડને મહાજલમાં નવરાવે છે, હસાવેછે, રડાવે છે, એમ સમષ્ટિ અને વ્યષ્ટિ સર્વત્ર અનેકાનેક રંગ બતાવે છે, અને વ્યક્તિમાત્રને નવા નવા અનુભવ કરાવે છે. એવા અનુભવથીજ માણસને અનંત બ્રહ્માંડગોલનું ભાન થાય છે; ગોલે ગોલને, વ્યષ્ટિને, સમષ્ટિને, પિંડને ને બ્રહ્માંડને, પરસ્પર સંબંધ છે એમ જણાય છે; બ્રહ્માંડે બ્રહ્માંડનો કણે કણ પરસ્પર સાપેક્ષ આચાર વિચાર વૃત્તિ આદિ ધારણ કરે છે, એમ અનુભવ આવે છે; અને ગંભીર દીર્ઘ વિચાર કરતાં એમ પણ સમજાય છે કે પ્રત્યેક વાત, પ્રત્યેક પ્રસંગ આપણે એકજરૂપે દેખીએ છીએ તેમ નથી પણ સ્થૂલ, સૂક્ષ્મ, કારણ—ભૂર, ભુવર્, સાતે લોક—પર્યંત તેનો સંબંધ રહે છે; એક વિચાર મનમાં કર્યો તો તે તેટલેજ રહી ગયો એમ નથી, પણ મનની સૃષ્ટિમાં તે અસર કરી કોઇ કાલે આત્માની સૃષ્ટિમાં અને સ્થૂલ સૃષ્ટિમાં પણ ઉતરે છેજ, સાતે લોક પર્યંત તેનો સંબંધ અને ધક્કો પહોચે છે, વીજળીનો તાર સર્વત્ર જડેલો

છે, પિંડ બ્રહ્માંડ એક છે, એવું ભાન આવી જાય છે. અને આ બધા અનુભવ ઉપર જ્ઞાનથી વિચાર કરતાં સર્ગ-પ્રલય, જન્મ-મરણ, બધું કાંઇજ નથી, જગત્-લોકમાત્ર કાંઇ નથી, આત્મદૃષ્ટિજ એમ અનંત દૃષ્ટિવિસ્તારથી અનુભવતાં, સર્વત્ર ચિદ્વિલાસનો આનંદ આવે છે; ચૈતન્ય પોતે સ્વરૂપાનુસંધાનના ક્રમમાં રમે છે તેનાજ બધા પ્રકાર છે. એમ અનુભવ થાય છે; સમષ્ટિ અને વ્યષ્ટિની એકતા થતાં વિક્ષેપનાં કારણ જતાં રહે છે; અને વ્યક્તિ વ્યક્તિનો ભેદ પણ અભેદમાં વિલીન થઈ રાગદ્વેષ મટી જતાં સ્વરૂપજ અવશેષ રહે છે. આવા અનુભવરૂપી ચિન્મય જે સમુદ્ર તેમાં શરીરરૂપી હોડી હંકાય છે, સુખે, આનંદે, હંકાય છે; તેવો આનંદસમુદ્ર ભરી આપનાર આ સપ્તલોક અને તેમના વિધ વિધ રંગ છે તેજ છે; માટે તેમને નમસ્કાર કરી તેમનો ઉપકાર માનવો ઉચિત છે. છતાં ભેદમાત્ર જતો રહ્યો અને જ્ઞાનોદય સાથે સર્વ સંન્યાસ પ્રાપ્ત થયો એટલે સંન્યાસ વખતે જે પ્રૈષોચ્ચાર—ભુર્ ભુવર્ સ્વર્ આદિનો હું ત્યાગ કરું છું એ અર્થવાળો પ્રૈષોચ્ચાર—તે સપ્તલોક અને તેમના સંબંધમાત્રની ઉપેક્ષાજ સૂચવે છે, એટલે આ નમસ્કારમાં તે ધ્વનિ પણ સ્પષ્ટજ છે. આવો અભેદસમુદ્ર તો અનાદિ કાલથી વિદ્યમાનજ છે, પણ માણસો તેમાં અનેક કલ્પનાઓ વિસ્તારી ભેદ માની લે છે; શાન્ત રહી, અનંત બ્રહ્માંડગોલનું મધુર ગાન ચાલે છે તેનો વિપ્લાવક ધ્વનિ પોતાના હૃદયમાં ઉતરવા દેતાં નથી; એટલે રાગદ્વેષ પેદા થઇ, અનેક માનસિક સૃષ્ટિઓ ખડી થતાં આખો અભેદસમુદ્ર ઝેરનોજ ભરેલો લાગે છે, જગત્‌ની પ્રવૃત્તિ દુઃખરૂપજ જણાય છે; અને આસુરસંપત્‌માં ઉતરી પરમ નાસ્તિ-

કતા, દંભ, દર્પ, આદિનો ઉદ્ભવ થતાં માણસનો વિનાશ થાયછે. પણ શંકરાદિ ગુરુસમીપ પહોચતા પૂર્વે જેણે દ્વિજત્વ આપ્યું અને આ અવતારમાં કૃથીથી જ્ઞાનાવતાર આપ્યો, ઉપનયનાદિસમયે ગાયત્ર્યાદિ મહાનિગૂઢ તત્ત્વનો બોધ કરી સર્વમયતાના તેજઃપુંજ ઉપર લક્ષ કરાવ્યું, તેમજ શાલા પાઠશાલાદિ અભ્યાસક્રમમાં તે જ્ઞાનનો વિસ્તાર કરી આપ્યો, અને એ ગૂઢ તત્ત્વોપદેશ તથા એ જ્ઞાનવિસ્તારથીજ અનુભવવિસ્તાર થતાં ઝેરના સમુદ્રને અમૃતથી ભરપૂર અનુભવાવ્યો, તે પિતાને સર્વ ગુરુમાં શ્રેષ્ઠ માની પ્રથમે ગુરુ કહેવા ઉચિત છે, ને તેમને નમન છે. સાક્ષાત્કાર પછી તે મહત્તમ સંબંધની પણ ઉપેક્ષા છે; अत्र पिता अपिता भवति એમ બૃહદારણ્યકનું વચન છે; એટલે આ નમસ્કારમાં એ પણ ધ્વનિ સ્પષ્ટજ છે.

૮—૧૦. આ સમુદ્રના જે સ્થાનથી આ વહાણમાં રહેલો હું જીવાત્મા—આ પ્રમાણે સાથે આવવાનો આગ્રહ કરું છું, સાથે આવો તોજ ખરી સગાઈ ગણાય એમ માનું છું, તે સ્થાને આવતાં અનેક કષ્ટ, વિડંબના, દુઃખ, વેઠવાં પડયાં છે; પણ જ્યારે જ્યારે તેવા કોઈ ઉગ્ર ભાવિનો પ્રહાર થયો હશે, કોઇ વિપુલ સુખનો દ્રવ વર્ષ્યો હશે, ત્યારે ત્યારે કાવ્યરૂપે તે ઉદ્ગારો પિંડીભૂત થઇ બહાર આવ્યા હશે; અને નિરંતર દૃષ્ટિ આગળ રહી જ્યારે જ્યારે પુનઃ તેવા તેવા સુખદુઃખાદિ અનુભવ આવે ત્યારે પ્રથમે જેમ એ ઉદ્ગાર કહાડવાથી શાન્તિ અનુભવાયેલી તેવીજ શાન્તિ અનુભવાવી શકયા હશે. એટલે સુધી આવો અનુભવ થયો છે કે જો એવો કાવ્યતરંગનો વિનોદ ન હોત તો દુઃખમાં આશ્વાસન કે સુખમાં સહભાગિતા કરનારજ ન મળત અને કોણ જાણે શો પરિણામ આવત;

પણ કાવ્યતરંગવિનોદે તો સુખ દુઃખ સર્વમાં પૂરે પૂરો ભાગ કરી, મને આ સ્થાને અત્યારે આણ્યો છે, ને તે પણ રમતે રમતે, મીઠી મીઠી રમતો રમતે રમતે, આ અભેદસમુદ્રની ગર્જનામાં લપાઈ રહેલી રંગીલી હોડીમાં બેસાર્યો છે; એ તેમનોજ ખરે ખરો ઉપકાર છે. પરંતુ અનુભવ થયા પછી મૌન વિના અન્ય આનંદ નથી, ઉદ્‌ગારમાત્ર વિક્ષેપજ છે, તેથી એ નમસ્કારમાં તેમની પણ ઉપેક્ષા સિદ્ધજ છે. કાવ્યતરંગાદિએ સુખ દુઃખમાં ભાગ કર્યો; તેમ સંસારમાં અનેક સંબંધો થયા તેમાં વિશ્વાસમાં વિઘાત અનુભવ્યો, પ્રેમમાં અપ્રેમ જોયો, પરમાર્થમાં સ્વાર્થ પેદા થયો, એમ જ્યાં ત્યાં બેવફાઈજ દીઠામાં આવી; પણ તેવી બેવફાઇનો એ મ્હોટો ઉપકાર છે. સામાની બેવફાઇ જણાવાનું મુખ્ય કારણ એ છે કે આપણા પોતાના આત્માની જે ભાવના હોય તે કરતાં સામાની ભાવના નિકૃષ્ટ પડે એટલે મેળ આવતો નથી, અને જુદાઇ થતાં બેવફાઇનો ભાસ ઉભયત્ર થવા માંડે છે. પરંતુ જે નિકૃષ્ટભાવનાનો આશ્રય કરનાર છે તે તો એવી કલ્પિત બેવફાઇને ગાળો દેવામાં જીવન એળે કાઢે છે; ઉત્કૃષ્ટ ભાવનાનો આશ્રય કરનાર એક સ્થાને બેવફાઈ જણાય, પોતાની ભાવનાની પરિતૃપ્તિ ન થાય; એટલે ઇતર સ્થાન શોધે છે, ત્યાંથી ઇતર શોધે છે, વળી ઇતર શોધે છે, અને એમ પરમાભેદમાં પોતાની ભાવનાને ખોઇ, મૌન આનંદમાં વિલસે છે. ઉત્કૃષ્ટ ભાવનાનો આશ્રય કરનાર પ્રતાપી, બુદ્ધિમાન્, મહાજનોને એમજ બને છે, તેમને તેમના જેવું કોઇ જગત્‌માં મળતું નથી એટલે તે એકલાજ પડતા જાય છે, ને એમ કુદરતથીજ તેમને જે એકાન્ત ઉત્કૃષ્ટતા મળેલી છે તે એકાન્તને શોધતી રહે છે.

પણ એમાંથીજ તેમને અભેદસાક્ષાત્કાર આવે છે. એમ બેવફાઈ પણ ઉપયોગી છે, તેનો પણ ઉપકાર છે; તેણે જ્યાં સુધી તે વફાઇરૂપે રહી ત્યાં સુધી તો રસબસ રમાડયા છે, ખૂબ રસ પાઇ મૂલની ભાવનાને મસ્ત કરી દીધી છે, એટલે સુધી કે એમ કરનારની ભાવનામાં કૃપણતા જણાતાંજ તે મહાક્લેષ પામી નિર્વેદ પામે એવી મસ્ત કરી દીધી છે; અને એમ રમાડી રમાડી મસ્તી ચઢાવી ને છેવટ મૂકી દીધા છે, ત્યજયા છે; તો પણ વેરાનમાં, દુઃખમાં, એકાન્તમાં ત્યજયા નથી, આ અભેદાનંદની રેલમાં ત્યજયા છે, એટલે બેવફાઇનો પરમોપકાર છે. ઉપેક્ષા તો સ્પષ્ટજ છે. તે બેવફાઇને પણ આવ્હાન છે કે તેં અમને રસમાં રમાડયા છે, તું રસને ઓળખે છે, તું સાથે આવ તોજ તારું સગપણ સાચું માનીએ; બાકી અમારી બેવફાઇની તું કલ્પના કર્યા કરશે તો તે કેવલ મિથ્યા છે, એજ ભાવાર્થ સર્વત્ર, માતાપિતાદિ સર્વમાં સમજવાનો છે. બેવફાઇ કરતાં પણ શત્રુઓ જે અમારાથી વિરોધિ ભાવજ આદરી બેઠેલા, દૈવીસંપત્‌ની અનાદિવિરોધિની જે આસુરીસંપત્ તેના ભકતો, તેમનો પણ પરમ ઉપકાર થયો છે કે તેમણે પોતાની મરજીમાં આવે તેવા આરોપ ચઢાવી, પોતાનાથી થાય તેટલું બલ કરી, વિઘ્નો પાડી, અમને પ્રહારો કર્યા; પણ એમાંથી એ લાભ થયો, અમને સુખસંપત્તિ પદવી અધિકારાદિનો અભિમાન થતો અટકયો, અને જે અભિમાનરૂપી ખડક ઉપર અનેક હોડીઓના ચૂરે ચૂરા થઇ ગયા છે તે ખડક અમારા માર્ગમાંથી શત્રુઓએ આવા પ્રહાર કરી કરીને ખોદી નાખ્યો; ઉપેક્ષા તો સ્પષ્ટજ છે. મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષા એ ચાર વૃત્તિનું વર્ણન આગળ થઈ ગયેલુંજ છે, ને શત્રુ આદિ તો

ચતુર્થવૃત્તિના વિષય છે, એમને પણ નિમંત્રણ છે, એટલે આત્મ-વિસ્તાર હવે પ્રાપ્ત થયો છે.

૧૧—૧૩. આ દેશ મારો છે. આ દેશ પારકો છે. મારા દેશ ઉપર અભિમાન રાખી પારકા દેશનો તિરસ્કાર કરવો; એ આદિ જે નીતિ છે તેના ઉપર આક્ષેપ છે કે દેશ, વિદેશ, જાત, પરજાત, હિંદુ, મ્લેચ્છ, સર્વને નમન છે; કારણ કે જે પ્રેમરૂપી શઢ આ હોડીને ચઢાવ્યો છે તેના દોરા હિંદુ, મુસલમાન, દેશ, વિદેશ, સર્વેએ સામટા વણ્યા છે, સર્વેએ ભેગા મળીને વણ્યા છે; અર્થાત્ તે તે દેશ, તે તે જાત, એ સર્વનો ભેદ મનમાંથી નીકળી જવો, પરમ સમતા પ્રાપ્ત થવી, शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः એવી બ્રહ્મસમતા આવવી, એજ આ હોડીને અભેદસાગરમાં હાંકી શકવાનું પરમ અને પ્રથમ સાધન છે. એમાંજ ઉપકાર અને ઉપેક્ષા ઉભયે સાથે છે, આ પ્રકારે સર્વને સાથે આવવાની વિનતિ કરી સર્વને નમન કર્યું, છતાં જેમની કૃપણતા છૂટી નથી, તેમને સાથે આવવાની રુચિ નથી થતી તે જોઇ કહે છે કે તમે હવે પાછાં જાઓ, તમારી ભેદમય કૃપણતાને અનુરૂપ જે તમારા વ્યવહાર હોય તે કરો-એથીજ તમને લાભ છે, એમજ તમે આગળ વધી શકશો: स्वधर्मे निधनं श्रेयः એ ઉપદેશ તમારે સંભારવાનો છે; અમારી વાત તમને સારી લાગતી હશે, પણ વાતમાત્રથી તમને લાભ નથી, જેમાં તમારું હૃદય એકતાર હોય તે કરો, એમાંજ તમને કલ્યાણ જડશે, ને આગળ વધવાનો રસ્તો માલુમ પડશે. તમે ગમે તેવી નિકૃષ્ટ પ્રવૃત્તિમાં હો, તમારૂં હૃદય ગમે તેવા અધમ વ્યવહારમાં એકતા પામ્યું હોય, અને તમે તે જાણતાં હો, છતાં તેથી ઉત્તમ વાત ઉપર તમે

આવી ન શકતાં હો, તો એક કામ કરજો, તમે જે અધમતાની ભૂમી ઉપર ચાલતાં હો તે કરતાં આ અમારી જે વાત તમને ઉત્તમ-ઉંચી-લાગે છે, તે ઉપર લક્ષ-દૃષ્ટિ રાખીને તમે તમારો જે હોય તે વ્યવહાર યથાર્થ રીતે કરજો, પ્રતારણા, આડંબર, સર્વ દૂર કરી જેવાં હો તેવાં થજો, ને કર્તવ્ય કરજો, એટલે હૃદયનો રાગ છૂટતે છૂટતે ઉત્તમોત્તમ વાત ઉપર તમે એક જન્મે, બે જન્મે, કે કોઈ કાલે પણ આવશો. અમારી ઉત્તમ વાત તે શી રીતે સાંભરશે? તો કહે છે કે તમારા સામાન્ય વિચારોની પાર, તમે જે કૃપણતા, ભય, સંકોચ આદિ પામો છો, તે કરતાં અતિનિર્ભય એવી એ વાત, તે કેવલ 'અભેદ' એટલા નામના નિશાનમાત્ર રૂપે છે; અભેદ એટલું નામ તેની એક વ્યંજના છે; તેટલું સ્મરીને વ્યવહાર યથાર્થ રીતે કરશો તો ઇષ્ટાર્થ પ્રાપ્ત થશે, પરમ અકથ્યની શાન્તિ આવશે. એમ સર્વત્ર અભેદ અનુભવી, આ પ્રકારે ઉપદેશક થયાનો વિક્ષેપ થતાં પુનઃ વૃત્તિ શાન્તિ ઉપર ઉપરામ પામવા જાય છે એટલે કહે છે કે જે જે નામરૂપ છે, બ્રહ્માંડમાત્રમાં નામધારી કે રૂપધારી ભેદમાત્ર, વ્યક્તિમાત્ર, છે તે સર્વનો હું દાસ છું, તે બધાં મારા ગુરુ છે કેમકે તેમણેજ આ અભેદાનુભવ કરાવ્યો છે: અસ્તિ ભાતિ, પ્રિય એ રૂપે વસ્તુમાત્ર બ્રહ્મ છે, નામ રૂપ મિથ્યા છે એ અનુભવ આપ્યો છે. એ સર્વને નમનકરી, આ હોડીના શઢમાં અભેદનો પવન, હવે ભરાઇ ચૂક્યો છે એટલે, હવે નમ્રન અને ઉદાસીનતા સાથે પરમાનંદમાં જવાની તૈયારી છે; એ પવન ભરાયાના પરિણામરૂપેજ આ બધી ઉક્તિ છે.

૧૪. આત્માભેદરૂપી માછીડાને નમન કરી કહે છે કે હોડી-

ને હાક અને જ્યાં જવાનું ત્યાં જા: સ્વર્ગ, સત્યલોક, અક્ષરધામ, જ્યાં જવાનું ત્યાં જા. આવો ઉચ્ચાર કરતાંજ હોડી ભાગી ગઇ, અને દરીઓ, હોડી, માછી, વળાવનાર, બધાં ડુબ્યાં; કયાં ડુબ્યાં? આ કહેનારનામાં ડુબ્યાં. नमोक्षोनमसः पृष्टे न पाताले न भूतले। मोक्षो हि चेतो विमलं सम्यज्ज्ञानाविबोधितम् ॥ આકાશમાં, પાતાલમાં, કે પૃથ્વી ઉપર જવું એ મોક્ષ નથી, સમ્યક્ જ્ઞાનથી વિશુદ્ધ જે નિર્મલ ચિત્ત તેજ મોક્ષ છે. હોડી–શરીર–ભાગ્યા પછી વિદેહમુક્તિ થશે એવી જે કલ્પના છે તે વિષે પણ આમ પ્રકારાંતરે જણાવ્યું કે જ્ઞાન અને અભેદાનુભવ થતા સાથેજ મોક્ષ અનુભવાયલોજ છે; પ્રારબ્ધભોગાર્થે શરીર સ્થિતિ છે. આ પ્રકારે આ પદ્યમાં આત્મદષ્ટિનો વિસ્તાર, અભેદનું સામ્રાજ્ય, આનંદની મૈનતા, અને ભેદનું મિથ્યાત્વ, અનુભવાવાનો યત્ન છે, જે રાજયોગના નિર્વિકલ્પમાં મસ્ત અનુભવીઓ સહજે ઘટાવી લેશે.

---

## ૧૧

સર્વત્ર અભેદાનુભવ આવવા માટે, આત્માજ સર્વત્ર વિલસતો અનુભવાય, અને જેમ પોતાના ઉપર પોતાના વ્યવહાર માટે કાંઇ રાગ દ્વેષ થતાં નથી તેમ સર્વત્ર થાય, અને માત્ર ઉપેક્ષાજ નહિ પણ એક પોતાના ઉપર જેવો પ્રેમ છે તેવો એ પ્રકારે સર્વત્ર પ્રેમ ઉદય પામે, એટલે જે અવર્ણ્ય આનંદ આવે છે, જે અલૌકિક શાન્તિ અનુભવાય છે, વ્યાવહારિક એવા નિર્વાહાદિમાં પણ ચિંતા અને વ્યગ્રતાનો જે અસ્ત થઇ જાય છે, અને આત્માનંદની ઉર્મિમાત્ર સફલ થતી ચાલે છે, એ સર્વ પ્રકાર વર્ણવી શકાય તેવા નથી.

નિર્વિકલ્પ સમાધિની એજ દશા છે, એ આનંદ મૌન રીતેજ અનુ-ભવાય છે; બાહ્ય વ્યવહારના આભાસથી તેમાં વિક્ષેપ આવતો નથી. એ આનંદમાં ત્રિપુટીમાત્રનું ભાન મટી જાય છે, સર્વત્ર આત્મ-રૂપતાજ અનુભવાય છે, માટે આ પદ્યને અભાનોર્મિ એવું નામ આપ્યું છે.

૧—૫. ગગન—આકાશ—જે બ્રહ્માંડનું ઉપલક્ષણ છે, તે આખા બ્રહ્માંડમાં આજ એટલે આ અભેદસાક્ષાત્કાર થતાની સાથેજ, પ્રેમ જે આત્મપ્રેમ તેની ઝલક તેનો છલકાતો, ઉભરાતો, પ્રકાશ, છવાઈ રહ્યો છે. બ્રહ્માંડ એવું તંત્રગ્રંથોમાં મસ્તકનું પણ નામ છે, અને 'જીવ બ્રહ્માંડમાં જતો રહ્યો' એવી લોકોક્તિ તેને અનુસરે છે, તથા પિંડબ્રહ્માંડની એકતામાં પણ મસ્તક એ બ્રહ્માંડ સ્થાને છે. રાજયોગાભ્યાસીઓને માલુમ હોવું જોઈએ કે ધારણાનેયોગે એ બ્રહ્માં-ડમાં કેવી ઝલક છવાય છે, અને તેમાં શું શું અનુભવાય છે. એવું જે ધારણાના પ્રયાસથી કરવું પડે છે, તે અભેદસાક્ષાત્કાર થયા પછી નિરંતર અને સર્વત્ર જણાય છે, અનુભવાય છે. સ્થૂલ ગગનનો બ્રહ્માં-ડરૂપ અર્થ સ્પષ્ટ કરવા કહે છે કે પૃથ્વી, પર્વત, ઇત્યાદિ જે કાંઇ છે, પૃથ્વી જેવાં નિમ્નસ્થાનો કે પર્વતો જેવાં ઉન્નત સ્થાનો તે બધાં આ ઝલકમાં ડુબ્યાં છે, આત્મવિવર્તરૂપે અભેદમાં ઓગળી ગયાં છે, અને સચરાચર, ચર અચર સર્વત્ર એ પ્રેમઝલક ભરપૂર વ્યાપી ગ-યેલી જણાય છે, અનુભવાય છે; એમાં કશું દૂર નથી, કશું અસા-ધ્ય નથી, કશું અદૃશ્ય નથી. માટેજ કહે છે કે ભૂતકાલ જતો રહ્યો, અમુક હતું ન હતું ઇત્યાદિ ચિંતામાત્ર ગઇ, તેમજ શું થશે, કેમ હશે એવી જે ભવિષ્યત્કાલની ચિંતા તે પણ ગઇ, કેમકે અ-

ભેદ સાક્ષાત્કારની ઝલકમાં કોઇ વાત દૂર કે અદૃશ્ય રહેતી નથી, એટલે ભૂત ભવિષ્યનો સંભવજ નથી; કેવલ વર્તમાનમાત્રજ સર્વદા વિદ્યમાન છે એમ કાલનો પણ આ અનુભવે પરાભવ કર્યો છે. કાલપરિચ્છેદનો પરાભવ થયો છે તેમ વસ્તુપરિચ્છેદનો પણ પરાભવ થયો છે. કીડી જેટલા અદૃશ્યવત્ જંતુથી તે આપણી દૃષ્ટિમાં પણ ન સમાય તેવા હાથી સુધી જે જે નાના મ્હોટા પ્રાણિસમૂહ, વસ્તુમાત્ર, જણાય છે તે બધામાંથી પણ હવે ભેદબુદ્ધિ નીકળી ગઇ છે, નહિ કે બધાં મારી કૂટીને એકાકાર થઇ ગયાં છે, પણ આત્મવિલાસના પ્રકારરૂપે અનુભવાઇ સ્વભિન્ન લાગતાં નથી. જે ઉંધી ભેદબુદ્ધિથી ભિન્નતા લાગતી હતી તે ઓગળી ગઇ છે; કેમકે અભેદની જે સુધી, સીધી, વાટ છે તે વાટે જતાં સહજે એમ થઇ શકયું છે. દેશપરિચ્છેદનો પણ અભાવ થયો છે એમ કહે છે. જે જે મનુષ્ય પદાર્થ આદિ જુદાં હતાં તે હવે એકત્ર, એકસ્થાનાવસ્થિત અનુભવાય છે, મિત્ર, શત્રુ આદિ જુદાઇ રહી નથી, તેમ દેશકૃત જુદાઇ પણ રહી નથી. જુદાઇનાં કારણો વાદવિવાદાદિ છે તે ઓગળી ગયાં છે, નિર્વિવાદ એવા અભેદવાદ ઉપર વિવાદનો અવસરજ નથી; અને માણસો પશુઓ આદિ જે સ્વાર્થને લેઇ અમુક દેશ સ્થાન સમૃદ્ધિ આદિને પોતાનું માની બેસે છે અને ઝેર તથા વિપવાદ વધારે છે તે સ્વાર્થ પણ અત્યંત ટળી ગયો છે; એટલે દેશકૃત પરિચ્છેદનોપણ અવકાશ રહ્યો નથી. આ પ્રકારે દેશ, કાલ, વસ્તુ ત્રણે પરિચ્છેદ વિદ્યમાન સતે તે પરિચ્છેદની પાર જે અપરિચ્છિન્ન આત્મા સ્વરૂપાનુસંધાનની અનેક રમતો રમે છે તેનો સાક્ષાદનુભવ આવી જવાથી, સર્વત્ર એ પ્રેમની ઝલક છવાઇ ગઇ છે; એ આનંદ કેવલ અવાચ્ય, મૌન છે.

૫. પરિચ્છેદમાત્ર મિથ્યા અનુભવાયા પછી, આવા જીવન્મુક્તને કાંઇ પણ કર્તવ્ય રહેતું નથી, સર્વ કરવા છતાં તે અકર્તાજ રહે છે; કેમકે તેનાં ચિત્તને લેપ નથી, તેને ચિત્તજ નથી એમ પણ કહી શકાય. એવા જ્ઞાનીને વ્રત, યોગ, તપ, સેવા ઇત્યાદિ સર્વ જૂઠાંજ છે, કેમકે તે સર્વને જેને માટે વિસ્તાર છે તેમાંજ તે રમે છે, ગુરૂ, શિષ્ય, કે ગુરુપ્રસાદ—ગુરુકૃપા—ઇત્યાદિથી, મેવા–ફલ–મોક્ષ મળવાની વાતો તે પણ જૂઠી છે, કેમકે જ્ઞાન તો સર્વદા પ્રબલ પુરુષાર્થથી સાધ્ય થાય છે, ને જ્ઞાની પુરુષાર્થમયજ છે. ગુરુપ્રસાદિને મેવા કહેવાનું કારણ છે કે જેમ મેવો ખાવો સુખરૂપ, મિષ્ટ, અને સહજે છે તેમ પ્રસાદાદિથી સહજેજ મોક્ષની આશા કરનારા પ્રસાદને મેવા જેવો માને છે, અને કાંઈ પણ પુરુષાર્થ વિનાજ જ્ઞાન સિદ્ધ થશે એવા ભ્રમમાં પડે છે તે અર્થ સ્પષ્ટ થાય. વ્રતયોગાદિથી પ્રસાદ પર્યંત સર્વ જૂઠુ છે એટલુંજ નથી, પણ પંડિતો, વેદાન્તીઓ, જે કોઈ ' હું જાણું છું ' એમ જાણવાનો દાવો કરનારા છે તે બધા 'તેવા' એટલે જૂઠા છે; કેમકે તત્ત્વ તો विज्ञातमविजानताम् જે 'નથી જાણુતા તેજ જાણે છે. ' એમ કર્મ, ઉપાસના, યોગ, વાણી, મન, ઇત્યાદિથી પણ પાર એવા અભેદસાક્ષાત્કારના મૌન આનંદની ઝલક સર્વત્ર છવાઇ રહી છે.

૬—૭. આવો સાક્ષાત્કાર જેને થયો હોય તેનું અહો ભાગ્ય છે; તેનો જન્મ સફલ છે; તેણે સર્વતીર્થ કર્યાં, સર્વદાન આપ્યાં, સર્વ યોગ સાધ્યા, સર્વ કર્મ કર્યાં; તેની પ્રેમમય દૃષ્ટિમાંજ તે બધું સિદ્ધ છે; તેના આનંદની સીમા નથી. પ્રેમ અર્થાત્ જે વ્યક્તિસંબંધરહિત સુપરિશુદ્ધ અભેદપ્રેમ તેનું જેણે પાન કર્યું, આગળ કહી આવ્યા

તેમાંની કોઇ પણ યુક્તિથી બરાબર પાન કરી લીધું, અને પાન કર્યા પછી પાછો તે પ્રેમને સાક્ષાત્ દૃષ્ટિએ દીઠો; અર્થાત્ પ્રેમપાન કરવાથી પોતાની ભ્રાન્તિમાત્ર દૂર થતાં તે પ્રેમ જેવો અંતર્માં પ્રકટ્યો તેવોજ બહાર પણ સર્વત્ર અનુભવાયો, વ્યક્તિમાત્ર, પ્રેમવિલાસરૂપે પોતામાંજ રમવા લાગી, એવો હૃદયવિસ્તાર થઇ ગયો; તેવા જીવન્મુક્ત અભેદાનુભવીને ધન્ય છે. એને જે સુખ આવે છે, તે સુખને શી રીતે બતાવાય ? કે પામરો તેના ઉપર આદર કરી તેને લેવા યત્નવાન્ થાય. સમૃદ્ધિ, પ્રતિષ્ઠા, અધિકાર, વિદ્યા, સ્થૂલપ્રેમાદિસંબંધ, કશામાં એ સુખ નથી, એ સુખને તો आनन्दस्य मीमांसा भवति એમ કહી બૃહદારણ્યકમાં આનંદમાત્રની મીમાંસારૂપે બતાવ્યું છે. જેટલા જેટલા આનંદ છે તે આનંદનું માપ કાઢવું હોય તો સર્વ આનંદના સરવાળાથી અધિક અને સર્વ આનંદના સુખથી પાર જે આ ભૂમાનો બ્રહ્માનંદ તેની સાથે તેને સરખાવી જોવો જોઇએ, એટલે તે સુખ ખરું, ખોટું, નાનું, મ્હોટું, સમજી શકાય; માટેજ એ સુખને આનંદની મીમાંસા કહ્યું છે. વ્યાવહારિક નીતિ, ધર્મ, આદિ સંસ્થાનાં ધોરણરૂપે જે સુખ કે આનંદ મનાય છે તેનું પણ આ રીતે આપણને ભાન થાય છે, અને નીતિ અનીતિ, ધર્મ અધર્મ, તેનો વ્યવહારિક નિર્ણય કરવો પણ એ મીમાંસાથી સુગમ પડે છે. આવું જે સર્વ સુખાતીત સુખ તેને વચનથી શી રીતે કહેવાય ? મૌન અનુભવમાંજ તે આવી સકે. यत्रवान्यदिवस्यात्तत्रान्योन्यत्पश्येदित्यादि શ્રુતિથી આરંભ કરી यत्रत्वस्यसर्वमात्मैवाभूत्तत्केनकंपश्येदित्यादिથી સમાપ્તિ કરતાં ભૂમાના અનુભવનું વર્ણન બૃહદારણ્યકમાં આપ્યું છે; જ્યાં અન્ય જેવું કાંઈ હોય ત્યાં કોઇ કોઇને સાં-

ભળે ઇત્યાદિ બને, પણ જ્યાં સર્વ આત્મા થયું ત્યાં કોણ કોને શાથી જુએ સાંભળે ઇત્યાદિ બને ? એ ઉપર લક્ષ રાખીનેજ કહે છેઃ આ અનુભવ કોણ કહી શકે ? કોણ સાંભળી શકે ? શાનાથી કહી શકાય ? એ તો કહેવાયજ નહિ; 'ન કહેવાય '. એટલું જણાવવામાંજ એ બરાબર કહેવાય છે. યાજ્ઞવલ્કયે તેમ વસિષ્ઠે છેવટનાં પ્રશ્નોનું ઉત્તર મૌનમાત્રથીજ આપ્યું છે,

૮. હવે આ પદ્યનો અને આખા ગ્રંથનો ઉપસંહાર કરે છે કે આવો જે સાક્ષાત્કાર તે અતિ સરલ છે, બહુ સહજ છે, એને માટે લાંબી લાંબી વેદાંતપરિભાષાઓ ગોખવાની જરૂર નથી, ગંભીર વદન રાખી વેદાંતના આડંબર ચલાવવાનું પ્રયોજન નથી, યોગ તપ આદિ કડાકૂટની અપેક્ષા નથી, કેવલ એક શબ્દમાંજ, આખા વેદાન્તનો અને સમગ્ર મોક્ષનો સંગ્રહ છે, ને તે શબ્દ "પ્રેમ" છે. પણ એ પ્રેમ બરાબર કહી બતાવતાં આવડવો જોઇએ એટલે કે સ્થૂલ સૂક્ષ્મ કારણની પાર એવું એ પ્રેમનું જે ચતુર્થસ્વરૂપ સર્વમયતા ઉપજાવે છે તેનું યથાર્થ જ્ઞાન હોવું જોઇએ; અને એ જ્ઞાન થયા પછી તે પ્રેમ કરતાં આવડવો જોઇએ, એ પ્રેમસ્વરૂપનો સર્વત્ર અનુભવ થઇ જવો જોઇએ; એટલું થાય તો "પ્રેમ" એટલા શબ્દમાંજ સર્વશાસ્ત્ર, સર્વ વેદાન્ત, અને સમગ્ર મોક્ષનો સાર ભરેલો છે. પ્રેમનું યથાર્થ જ્ઞાન થવું, અને તે પ્રમાણે કરવું એ બે વાત યદ્યપિ જુદે જુદી ગણાવી તે ઠીકજ છે, પણ વાસ્તવિક રીતે એ બે જુદી વાત નથી, આ પ્રેમના સ્વરૂપને જાણ્યું એટલે તેમ થયા વિના રહેવાવાનુંજ નહિ, એટલી આ જ્ઞાનની સવિશેષતા છે; વેદાન્તમાં એનેજ જ્ઞાન કહે છે; બીજાને તો પરોક્ષ

સાન્ કહે છે, ત્યારે આવા પ્રેમને જે કંઈ બતાવે એટલે કે કરી બતાવે તેના મનનેજ આ મારી ઉક્તિ ભાવશે; અન્યને તો, તેમની તેમની વૃત્તિની સ્થિતિ અનુસાર, ગમે તેવો ભાસ ઉપજાવશે. એ અવાચ્ય પ્રેમના મૌન આનંદની ઝલક સર્વત્ર ભરપૂર ભરાઇ છે તેમાં આ ઉક્તિ જેને ભાવશે, જેને નહિ ભાવે, તે સર્વ એકજ છે, વિક્ષેપનો પ્રસંગજ નથી, નિરાશાજ આશા છે.

इति शिवम्.

# પ્રેમજીવન.

( પારદર્શિની સહિત. )

રચનાર.

કોઈ શોધક.

श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रन्थकोटिभिः ।
ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः ॥

" In such access of mind, in such high hour.
Of visitation from the living God,
Thought was not; in enjoyment it expired.
Rapt into still communion that transcends,
The imperfect offices of prayer and praise,
His mind was a thanks-giving to the Power.
That made him; it was blessdness and love."

"यत्र त्वस्य सर्वमात्मैवाभूत् तत्केन कं पश्येत्."

તૃતીયાવૃત્તિ.

સન ૧૯૧૪.

"Of all that is meant by such words as love, sympathy, affection, trust, of all the treasure of moral ideas which are contained in our relations to the family, the community, the state, we should never if isolated in our own individuality, become the conscious possessors. Considered from a merely individualistic point of view, the social institutions amidst which we live, are, every one of them, limits to our freedom. But considered from a higher point of view, it is just here, most of all that there is provided an escape from the narrowness and poverty of the individual life and the possibility of a life which is other and larger than our own, and which is most truly our own. For to be ourselves we must be more than ourselves. What we call love is, in truth, the finding of our own life in the life of another, the losing of our individual selves to gain a larger self.":—*John Caird*; *Philosophy of Religion*; *P.* 124.

" પ્રેમ, દયા, સ્નેહ, શ્રદ્ધા એ શબ્દોની વાસ્તવિક શક્તિનો, તેમજ કુટુંબ, જ્ઞાતિ, દેશ ઇત્યાદિ સાથેના સંબંધોમાં જે ઉત્તમ નીતિ સમાયલી છે, તેનો જો આપણે પંડે એકલાંજ રહ્યાં કરીએ તો, કદાપિ સાક્ષાત્ અનુભવ કરી ન શકીએ. કેવલ સ્વાર્થબુદ્ધિપરાયણ થઈ વિચારતાં જે સંસારસંબંધમાં આપણે રહીએ છીએ તે બધાં આપણી સ્વછંદસ્વતંત્રતાને ઓછી કરવાવાળા છે. પણ જરા પરબુદ્ધિ કરી વિચારતાં એજ સંબંધદ્વારા મુખ્ય કરીને સ્વાર્થબુદ્ધિથી થતા સાંકડા મનને મારવાનો, કેવલ એકલાં રહેવાના દુઃખમાંથી મુક્ત થવાનો, માર્ગ યોજેલો છે; અને કેવલ અહંકારયુક્ત સ્વપરાયણ જીવિતકરતાં ઉચ્ચતર અને વિસ્તીર્ણ જીવિત—ખરૂં પરમાધાર બ્રહ્મજ્ઞાન—તેમાં ભળવાનો સંભવ બતાવેલો છે. કારણકે ખરૂં સ્વરૂપ જાણવા માટે આપણે સ્વરૂપ કરતાં મોહોટાં થવું જોઈએ. જેને આપણે પ્રેમ કહીએ છીએ તે વાસ્તવિક રીતે, આપણા પોતાના જીવિતને સામાના જીવિત-મય બનાવવું એનું બીજું નામ છે, આપણા સ્વરૂપનું ભાન પરમાધારરૂપના ભાનને માટે ભુલવાની વાત છે."

પ્રીન્સીપાલ જૉન કેર્ડ—ફીલોસોફી ઓફ રીલીજીયન. પા૦ ૧૨૪.

" પાની પિલાવત કયા ફિરે, ઘરઘર સાયર વાર.
તૃષાવન્ત જો હોયગા, પીવેગા ઝખ માર; "—કબીર.

# નિત્યાનંદનાં

અભિલાષી હોઇ પ્રેમરહસ્ય વિચારી અનુભવતાં
અધિકારી સજ્જનોને સમર્પણ હો, આ
પરપ્રેમરૂપ.

# પ્રેમજીવન.

" હાટે હાટે વ્હોરતા હોય,
કોઈ ખાટે કોઈ મુળગું ખોય,
ધન વ્હોરતિયા જેણે વસ્તુ જોઈ,
અખા પ્રેમના પાત્ર વડા નર સોઈ.

.........................

એમ અલ્પ આનંદી સદા અલ્પાય,
અખા પ્રેમાનંદનો પ્રલે ન થાય,
પ્રેમાનંદી ભક્તિ આકરી,
વસમી વાટ મહા ખરેખરી,
કામરહિત તે કામનો વેશ,
તેનો જ્ઞાની પંડિતને ન લાધે દેશ,
પ્રેમાનંદી જ્યાં ગામ ને વાય,
અલ્પાનંદીને અટપટું જણાય,
અલ્પાનંદી પોતાને પ્રેમાનંદી ભણે,
જેમ વાંઝણી પુત્ર ખોળામાં ગણે": —અખો.

इदं हि पुंसस्तपसः श्रुतस्य वा
स्विष्टस्य सूक्तस्य च बुद्धिदत्तयोः ।
अविच्युतोऽर्थः कविभिर्निरूपितो
यदुत्तमश्लोकगुणानुवर्णनम् ॥

# પ્રસ્તાવના.

## ( પ્રથમાવૃત્તિની. )

મહાસમુદ્રમાં યાત્રાકરી ફાટલા તૂટલા શઢ અને ભાગેલાં સુકાન તથા હલેસાં લઇને પણ જાનમાલ બચાવી સાજાસમા આવેલા વહાણના નાવિકને લાગેલા તોફાનમાંથી બચવાની વાત પૂછી નવા નાવિકો પોતાના કાર્યમાં કુશલ બને છે. અનુભવ મહા સમર્થ શિક્ષક છે.

આ સંસારસમુદ્ર મહાગહન છે, એમાં જે તોફાન અને પવન લાગેછે તે એવાં અસાધ્ય હોય છે કે તેમાંથી ક્ષેમકુશલ આવેલાં ઘણાં થોડાં વહાણ કોઈની દૃષ્ટિએ પડેછે, કદાપિ કોઇપણ નહિ હોય એવી શંકા થઈ આવેછે. ઇતિહાસનાં પાનાં ઉથામતાં આવોજ નકી થઇ આવેછે, પણ કોઇ કોઇ સ્થલમાં કોઈ વિરલ હોડી બચી ગ-ગાના સમાચાર આપણા તોફાની જહાજને આરામની આશા પકડાવી પ્રયત્નપરાયણ કરેછે. મહાત્મા મુની ઋષિઓનાં વચન વિચારતાં તે કેવલ આવા અનુભવનીજ ખાણો હરેછે, ને તેમનાં વૃત્તાંત, તથા તેમની શિક્ષા, કોઇપણ જહાજને સુખરૂપે સંસારસમુદ્ર તરાવવાનો સિદ્ધ ઉપાય છે એમ યુક્તિથી વિચારતાં સમજાય છે. આર્યાવર્તના મહાત્માઓ આ કામમાં ઘણા કુશલ નાવિક જણાયા છે; તે એટલે સુધી કે દુનીયાંના કોઇ પણ દેશમાં સંસારસમુદ્ર ખેડવામાં પ્રોત્સાહક સુકાનરૂપ ધર્મનું સ્વરૂપ તેમનાજ ઉપદેશપ્રમાણે બંધાયલું નથી એમ કહી નહિ શકાય. આ વાતને પીસારે પાડનાર આધુનિક સમયમાં જણાઇ આવેલાં પાશ્ચાત્ય વિદ્યાનાં યોજેલાં કૃત્રિમ ને મોહક સુકાનો

છે, જે વળગાડીને સંસારસમુદ્ર ખેડનારાં જહાજ કઇ દિશાએ જશે ને કયાં ભાંગશે તે કહી શકવું કઠિન છે !

આવા પ્રસંગમાં પૂજ્ય મહાત્માઓના અવિચલ ઉપદેશનું કાંઇ રહસ્ય લક્ષમાં આવે, ને તેમ થવામાં મારા અલ્પ વિચાર અને અનુભવ કોઇને પણ ઉપયુક્ત થાય એમ સમજી આ લઘુગ્રંથ પ્રસિદ્ધ કર્યો છે. સર્વને સરખો અનુભવ થતો નથી, સર્વને ખરું જ્ઞાન તો એકજ થાયછે, પણ એકજ માર્ગે થતું નથી. આવા કાંઇક ઉદ્દેશથીજ અધિકારનાં સ્વરૂપ બંધાયછે. મારા વિચાર જેવા જેને વિચાર થયા હોય, છતાં સંશય હોય, તેને આ ઉદ્ગાર કામ આવે એમ જાણી બહાર આણ્યા છે. આ મારો પ્રયાસ કોઇ ગ્રંથ રચવાનો, કે ઉપદેશક થવાનો નથી. મારા જેવા શોધક—સહાધ્યાયી—ને મારા વિચાર કામ લાગે માટેજ તે અસ્તવ્યસ્ત છતાં પણ કાંઇક સંકલનામાં ગોઠી બહાર આણ્યા છે. આ ગ્રંથમાં સમાવેલાં પદ્ય માત્ર ૧૧ છે, ને તે મેં આ પુસ્તક રચવાના હેતુથી બનાવ્યાં નથી, એટલે હું એમ કહું તો નવાઇ જેવું નહિ લાગે કે એ પદ્ય ૫–૭ વર્ષમાં બનેલાં છે. મારી બીજી પ્રવૃત્તિમાંથી મળેલા અવકાશમાં, વર્ષ છ માસમાં થયેલા કોઇ ઉગ્ર અને હૃદયશોધક અનુભવના પરિણામરૂપે એકાદ પદ્ય બનાવી રાખવામાં આવતું. અદ્વૈત મતસંબંધી મારા વિચારો ગૂજરાતના વાચકવર્ગને જણાવવાની પ્રેરણા વારંવાર થતાં, હાલ, એ પદ્યને ટીકાસહિત બહાર મૂકવાં ઠર્યાં. આવાજ કોઇ પ્રસંગનું આ 'પ્રેમજીવન' એ ફલ છે; બાકી ધારીને રચેલો ગ્રંથ નથી એટલે વાચનાર ગુણદોષ ઉદાર બુદ્ધિથી વિચારી લેશે.

આ લઘુ વિવેચનનું નામ 'પ્રેમજીવન' ઠરવાનું કારણ પણ કાંઇક તેવુંજ છે. દુનીયાંમાં 'પ્રેમ' એ શબ્દમાં ઘણી વાતોનો સમાવેશ છે, ને એનો અનુભવ કરવાનું અભિમાન રાખી આડે અવળે માર્ગે ભમનારનાં ઉદાહરણ અગણિત છે. છતાં પ્રેમ સમજાય તો મોક્ષનો માર્ગ ખુલ્લો છે. આ વાત મેં ટીકામાં ઘણીવાર પ્રતિપાદન કરીછે. આવી પ્રેમકલ્પનાના પરિણામરૂપ આ પુસ્તકમાંનાં પદ્ય છે, સામાન્ય પ્રેમના અનુભવમાંથી પરમપ્રેમ સમજાવવાનો ઉદ્દેશ છે; ને આ પ્રકારનો ઉભય પ્રેમનો સંબંધ હોવાથી પદ્યની રચના વારંવાર સાંસારિક સંબંધો માટેનીજ હોય એવી જણાયછે. વિચારતાં, પ્રેમ એજ વિશ્વનું જીવન ઠરેછે, માટે આ સંગ્રહનું નામ 'પ્રેમજીવન' કલ્પ્યું છે. એની ટીકા પણ મેં મારે હાથે લખી છે; એમ કરવામાં ફક્ત મારાં પદ્યની ગેરસમજુત ન થવા દેવાનો હેતુ છે, બાકી સમર્થ વિદ્વાનો તો મારા ધારેલાજ અર્થરૂપે તેમને સમજે એવી મારી ખાત્રી હોવાથી તેમની અવજ્ઞા થાય એવા મત્સરનો લેશ પણ નથી. ટીકાને આરંભે કાવ્યની અર્થકલ્પનાનો મુખ્ય માર્ગ જણાઇ જાય તે માટે માર્ગસૂચક-દિગ્દર્શન-લખ્યું છે; ને માર્ગની દિશા જાણ્યા પછી સમગ્ર અક્ષરાર્થ લક્ષમાં આણી સિદ્ધાન્તનો પાર જણાવનારી-પારદર્શિની—ટીકા યોજી છે.

ગ્રંથ લખવામાં મુખ્ય ચાર વાત જે વિષય, સંબંધ પ્રયોજન અને અધિકાર તે સર્વ વિષે મેં પ્રકારાન્તરે જણાવ્યું. આ લઘુ વિવેચન યોગ્ય અધિકારીને હાથ જાય તોજ ઠીક એમ ધારી તેને મૂલ્ય લઈ ન વેચતાં અધિકારી સજ્જનોને એમજ આપવાનો મારો આશય હતો. ભાવનગરના પરમ ઉદાર મહારાજા રાઓલશ્રી

ગ્પ્ત સિંહજી જી. સી. એસ. આઇ. ના અમાત્યમંડલાંતર્ગત મારા પરમસ્નેહી રા. રા. લલુભાઇ સામલદાસને આવી વાત કહેતાં તેમણે મારા ગ્રંથની કલ્પનાને અનુમોદન આપી સપ્રેમ મહારાજશ્રીના વિદ્યાવૃદ્ધિ ખાતા તરફથી મદદ અપાવી મારો આશય પાર આણવા મને સમર્થ કર્યો છે તે માટે હું-સર્વ વાચકવર્ગ સહિત-ઉપકૃત છું.

તા. ૧ જુલાઇ ૧૮૮૭
નડીઆદ.

લિ. તમારો સવર્ગીય
શોધક.

# પ્રેમજીવન.

## ( ૧ )

### પ્રેમસ્વરૂપ.

#### હીંડી.

પ્રીતિ પ્રેમ વહું જય જય જય વાણી,
ભર્યાં પ્રેમથકી પવન આભ પાણી,
શીતલ પ્રાણસા'ય આપતો સમીર,
સુરજચંદ્રતણો પ્રેમ શો ગભીર ! ૧

પિતા પુત્ર માત પત્ની ને સંસાર,
હાંસે પ્રેમવડે દીપતો ઝગાર;
તુટયો પ્રેમ ફીટી જાય છે સંસાર;
પરબ્રહ્મતણી યોજના અપાર ! ૨

પુરો પ્રેમી અંશ પ્રેમનુંજ અંગ,
સદા ઝીલતો પ્રીતિતણા તરંગ,
મળે સાથ કદિ લાખમાંથી એક,
ગહન પ્રેમ અકલ યોજના અભેદ. ૩

શકે અમૃતતણું પાન કર્યું છેક,
શીતલ સેક રોમરોમમાં અનેક,
અદ્દ્ભુત પ્રીતિપાનનો ઠર્યો વિવેક,
ગહન, પ્રેમ ! તારી યોજના અનેક ! ૪

પશુ પ્રાણી સમૂહ સંઘમાં ફરે છે,
વિવિધ ઘાટતણી યોજના કરે છે,
મનુષજીવ મનુષજીવશું તણાય,
પ્રકટ, પ્રેમ ! તારી કલ્પના જણાય. ૫

પ્રિયા પ્રીતમતણે કંઠ લીન થાય,
પિતાકંઠ વિષે બાલકો ભરાય,
ભિન્ન ઠામ ભિન્ન ભિન્ન રૂપ ભાસે,
બધે પ્રેમ ! તુંજ એકલો પ્રકાસે. ૬

નથી દુઃખભેદ, પ્રેમ ! શક્તિ તારી,
તિમિરદુઃખ પ્રેમતેજ દે વધારી,
બધે બ્રહ્મરૂપ બ્રહ્મપ્રેમ જાણું,
કૃતિ રીતિ ગતિ ભિન્ન ના પ્રમાણું. ૭

---

( ૨ )

## માયા અને પ્રેમનો વિરોધ.

પદ—( મહાડ. )

સાચી બાલમ ? દુનીયાંમાં પ્રીતિ ના બને.
પ્રીતિ નિશો આકરોરે,
મત પી છોડ ગમાર;
સાચું પીધેલું નહિ મળે તો,
ખાઇશ મુંગો માર.—બાલમ, પ્રીતિ ના બને૦ ૧

એજ નિશાની ધૂનમાં તો;
છૂટી જશે સંસાર,
રાગી વિરાગી ત્યાગી ફકીરી,
બ્રહ્મલજન એકતાર.—બાલમ૦ ૨

એજ દીવો વિશ્વનો, એ
વણ અંધારી રાત,
રાત વિષે પરભાત કયાં ?
વળી ખાવી સામી લાત !—બાલમ૦ ૩

સ્વારથની પી વારુણી ને;
દુનીયાં બાધી મસ્ત,
પ્રેમનશો ત્યાં વાત નકામી;

મત્તમાં થા ઉન્મત્ત !—બાલમ૦ ૪
ભેગાં મળ્યાં દશવીશ સો એક,
વસ્ત્ર ચઢાવ્યાં શીશ,
વસ્ત્ર ધરેલાં તેજ નાગાં:
નાગાં સર્વ અધીશ !—બાલમ૦ ૫
પ્રેમતૂલ, જગવન્હિ, હું-તું-
ભેદ ગણો ધૃતરૂપ,
એ સર્વે જ્યાં હોય ત્યાં,
શી પ્રેમકથા સુખરૂપ !—બાલમ૦ ૬
પ્રેમ ખરો એ આદરો, જ્યાં,
સર્વે કોઇ સમાય,
હું-તું-ભેદ ટળે મણિ ?
બધે બ્રહ્મપ્રેમ વરતાય.—બાલમ૦ ૭

---

( ૩ )

## માયાનો ખેલ.

પદ—( આશાગોડી. )

રંગ બે રંગી પસારી, જાળ એવી રંગ બેરંગી પસારી,
કામ દામ ને ભરપૂર જારી—જાળ એવી૦ ૧

ધાયો હજાર ગમાર હણ્યું તનઃ
દીપ પતંગની યારી,—જાળ એવી૦ ૨
ધન ધાયો જોયું ઉંચું ન નીચુંઃ
મૃગજલ પર તે સવારી,—જાળ એવી૦ ૩
જન તલસે જન જાન ગુમાવેઃ
એ પટની એ અંધારી,—જાળ એવી૦ ૪
પ્રાણુપ્રિયા લપટાઇ ઢળ્યો શું !
મોત ઉપર છે પથારી,—જાળ એવી૦ ૫
જીવ શમે વિષના વિષમાંહી;
મનમાંથી સુખ લે વધારી,—જાળ એવી૦ ૬
મનહરિણિ ! પલકાય ફસી શું !
ગુરુ કહે ભય શિર ભારી !—જાળ એવી૦ ૭
ઉપર, બાહેર, આગળ, પાછળ,
ઉગરવાનો ન બારી,—જાળ એવી૦ ૮
આતમબ્રહ્મમણિ બન મનવા !
જ્યોત દે સર્વ ઉજારી !—જાળ એવી૦ ૯

---

( ૪ )

ઠુમરી-( ખમાયચ—જીલ્લો, અથવા કાફી. )

જવાદો સંતો ખેલ અનાદિ અનંત;
જવનિ માયા, પાત્ર વિવિધને;
ઢંકી રહી દિગંત !—જવા દો૦ ૧

ચંદા સૂરજ નભ ગ્રહછાયું,
ભૂષણ વસન સુરંગ !—જવા દો૦　　　૨
કર ઉદધિ ને, તન જગ બાધું;
સૃષ્ટિ શ્વાસ લસંત !—જવા દો૦　　　૩
એ ભ્રુવિકૂલકે, નાચંતી નિત,
વૈભવવિશ્વ દગંત !—જવા દો૦　　　૪
કોણે એ લહી, કોણ લહે વળી,
થાકયા સંત મહંત !—જવા દો૦　　　૫
હસતી રોતી, મરતી જીવતી,
એક પળે બહુ રંગ !—જવા દો૦　　　૬
સમજો એને, તેજ લહો મન,
એજ અનામય પંથ.—જવા દો૦　　　૭

---

( ૫ )

## માયાનો તિરસ્કાર.

( તમોગુણજન્ય. )

ઠુમરી-( કાફી, ધનાશ્રી, ભૈરવી )

આંખ ભર્યે શું થાય ? હઠીલિ ! આંખ ભર્યે૦
ફેરવવા મુજ સરખા પાછળ,
તું વિધ વિધ પલટાય !—હઠીલિ !　　　૧

રૂપથી વાણી વિલાસથી મોહથી,
બાંધ્યા તેજ ફસાય !--હઠીલિ ! ૨
હું રસઘેલો તું રસસૂની.
મેળ હવે નહિ ખાય—હઠીલિ ! ૩
લાજ તજી ઘરબાર તજ્યું વળી,
મિત્ર સગાં ને સહાય;—હઠીલિ ! ૪
તો પણ પાશ તને નવ લાગ્યો,
આ દીલ રસ ઉભરાય.—હઠીલિ ! ૫
તું રસમય બન કે તજ પાલવ,
રસ રસ રસ ઉભરાય !-હઠીલિ ! ૬
શું રસમણિ રસરૂપ બતાવે ?
રસવણ વિરસ જણાય.—હઠીલિ ! ૭

---

( ૬ )

## ( સાત્વિક ત્યાગ. )

ગજલ—( સોરઠ. )

ઉડી જા તું ગાફેલ ગાભરા !
તારે અંતરે શી આંટી રહી !
તારી પાંખ પ્રૌઢ થઇ હવે,

યશ વાણીનો કવિયો કવે,
રહી રિદ્ધિ કર જોડી નવે,
તોએ આ શી આસક્તિ રહી !—ઉંડી જા૦

આ તો જાળ સ્વાર્થની છે રચી,
કામક્રોધ કોટ રહ્યો મચી,
ખોઇ શુદ્ધિ લાખ ગયા પચી,
પણ ખોઇ તે ફરી ના જડી,—ઉંડી જા૦ ૨

નશો પ્રેમનો જે ઘુંટી પીએ,
તેને રંગ નિત્ય નવા જડે;
તે બ્રહ્માંડમાં નિજાનંદ લે;
એ ખુમારી તુજ નયને ચઢીઃ—ઉંડી જા૦ ૩

છે તું અન્ય કોઇની શોધમાં ?
તો તો ધૂળ પડી તુજ બોધમાં:
નિજરૂપથી બીજું શોધ મો,
સર્વે એજ છે વિસર્યા અહીં,—ઉંડી જા૦ ૪

દેખે નારીમય કે સોને ઘડ્યું,
કોઇ જીભ, લટ, નયને અડ્યું,

કોઇ ક્યાં અને કોઈ ક્યાં પડ્યું,
પણ વાત તો કહીંની કહીં !–ઉડી જા૦ ૫

હતો બાલ તો સુધું ભાસતું,
વધ્યાં વર્ષ જ્ઞાન મળ્યું ઉંધુ;
પરભાવ—બન—બનીયું કુડું,
મળે બાલપણુ પાછું ક્યાં જઇ !—ઉડી જા૦ ૬

પોથી વિશ્વની ભણી ભુલ તું,
પળીયાં છતાં બન બાલ તું;
ખરી મસ્તી એ ખરું સુખડું,
પછી પાપ પુણ્ય અડે નહિ.—ઉડી જા૦ ૭

---

( ૭ )

## માયાનો પ્રેમરૂપે બ્રહ્મભાવ.

### ગજલ. ( ભૈરવી )

દીલશું દીલ લાગ્યા પછી ખેંચે શું તું ખીજાઇને !
નયંન ખેંચે ક્યાં હવે, મીઠી ખુમારી પાઇને ?–દિલ૦૧
તારો દિવાનો તેંજ પાયો મુજને ઇશ્કેશરાબ;
માર કે જીવાડ ચાલે શું હવે લપટાઇને !–દિલ૦ ૨
ધિક્ક ! એ પ્રીતિ ન બોલે શું વિચારે ખ્વાબ તું !

આંગળી હોઠે દઈ ઉભી રહી શું ચાઇને-દિલ૦ ૩

લટ અલક છટકી ગઈ ક્યાં વીજળી ઝંખાઇને !
ક્યાં ગઇ ! હા ! ક્યાં ગઇ ! બ્રહ્માંડ બેઠી છાઇને !-દિલ૦ ૪

તુંજ બ્રહ્મા, તુંજ વિષ્ણુ, દેવ તું, દાતાર તું,
હું તું ને શ્રીબ્રહ્મ તું રહી પ્રેમલીલા છાઇએ !-દિલ૦ ૫

નાસ્તિકોમાં મુખ્ય કે આસ્તિક કે ગાંડો કહો,
હું તું સર્વે એક કોઇ મર્મ એવો સાહીં લે !-દિલ૦ ૬

---

## શુદ્ધ પ્રેમનો વિરાગ.

પદ. ( કાલિંગડાની ધૂનમાં. )

( ૯ )

અમે વેરાગી વેરાગી, જનમના વેરાગી વેરાગી,
રામનામ અચલ ધુન લાગી—જનમના૦ ૧

આવ્યા પડે જાવું પડે,
મિથ્યા વચલી બાજી;

પ્રેમ ધરો શા ઉપર સંતો !
ઘડીં ભાગે ઘડીં સાજી !—જનમના૦	૨

પેમસ્થાન પત્નીનું મો'હું,
કષ્ટરૂપ પુઠ લાગી;
માત તાત પણ સ્વારથ સાધે,
ઠોકર છેવટ વાંગી !—જનમના૦	૩

ભીતર દાઝ્યું કોણ રુઝાવે.
કોણ બતાવે સાચી ?
ધૂળ ઉપર લીપણ કેમ લાગે;
એ ગત સંતો કાચી !—જનમના૦	૪

મિત્રો સ્નેહી સંબંધી સર્વે,
પોત પોતાનું તાણે;
મનની મનમાં રે', નવ સમજે,
ને મૂરખ પરમાણે.—જનમના૦	૫

આત્મભાવ સઘળે કરી લો ભાઇ,
આત્મારામની પ્રીતિ;
એજ ખરો અનુભવઃ પછી માયા,
કાળું ધોળું ભલે કે'તી !—જનમ૦	૬

ઘર સાચવતાં હરિપદ સેવો,
એમ કહે કોઇ રીતિઃ

હરિપદ બાંધ્યો અવર ન દેખે,
ક્યાં ઘર ક્યાં એ નીતિ !--જનમ૦ ૭
રાગીને નવ રાગી જાણો,
રાગી ખરા વેરાગી,
રાગ વિરાગ ન એક લહ્યા મન;
તેજ ભિખારી વેરાગી.—જનમ૦ ૮
અવિચલ નિર્મલ રામ અમારો,
એજ પરમ પ્રીતિઠામ,
લોક ભલે મણિ પથ્થર જાણે,
એનું લેશ ન કામ.--જનમ૦ ૯

---

( ૯ )

## પ્રેમસ્થાન ક્યાં ?

### ગજલ. ( બિહાગ )

દૌલતખ્તે જગો તારી કોઈએ પૂરી નહિ,
હરદમ તથા પથારી દીલમાં સૂની નહિ.--દિલ૦ ૧
દુનીયાં પ્રીતિ ભરી ભલે, ઝીલે સુભાગી જન,
હો ભલે એ સો ગણીઃ આ દીલને પૂરી નહિ.--દિલ૦ ૨

આવે રમાડું તુજને, બેસાડું સાને પાસ,
ભેટવા હું જાઉં ત્યાં, સુરતિ દીઠી નહિ.—દિલ૦ ૩

સુરતિને હું ન માનું, કામ શું તે સાથ !
એજ નયનોની મઝા, મુજને અધુરી નહિ.—દિલ૦ ૪

તું મળી હતી મુજને, રહી એક બે પળ વાર,
ઘા કરી દીલ કારી ગઇ રંગમાં પુરી નહિ.—દિલ૦ ૫

એ ખૂનને ટીપે ટીપે ગાઉં હું તારું નામ,
તું વિના કર્ત્તારની ખુબી મને પૂરી નહિ.—દિલ૦ ૬

આવ કે ના આવ તું, તું તુંજ આઠે જામ,
હું તું એ ખુવારીમાં મને સબુરી નહિ.—દિલ૦ ૭

---

## ( ૧૦ )

### ગજલ ( ભૈરવી )

આંસુડાં મારાં હવે એ મુરતી કોણકોણ છે !
ચાલે જીગર પાણી થઈ, રોકનારું કોણ છે !—આંસુડાં૦ ૧

જામો નિરંજન નામનો, હું પ્રેમનો ઘેલો ફકીર,
એજ જામો એ ફકીરી, ટાળનારું કોણ છે !—આંસુડાં૦ ૨

છે દુનીયાં ! તો નિત્ય હો, ના છે નહિ; તો શું જુઓ,
છે ! ખરી ને છે નહિઃ—એનો દિવાનો કોણ છે !—આંસુડાં૦ ૩

સાચો સદા છે પ્રેમ, જેશું દુનીયાં આધી હરામ,
દુનીયાં પ્રેમે નથી, તો નીતિરીતિ કોણ છે !—આંસુડાં૦ ૪

દુનીયાં પ્રેમે નથી, પણ પ્રેમની દુનીયાં હજાર,
એ વિરિંચિ, એજ વિષ્ણુઃ એ વિનાનું કોણ છે !-આં૦૫

એજ મારું નામ, એની શોધમાં ગુલતાન તાન,
દુનીયાં મારું ફનાઃ એના વિના એ કોણ છે !-આંસુડાં૦૬

એની મઝા અંતર્ મને, કે જાણે કોઇ પ્રેમીજન,
પામ્યો હું કે પામ્યો નહિ એ પૂછનારું કોણ છે ?-આં૦ ૭

એજ આંસુમાં મણિ ? ભીની મીચી રો' આંખડી,
બોલનારાં દૂર રો', એ ઝાળ ઝીલે કોણ છે ?—આંસુડાં૦૮

---

( ૧૧ )

## પ્રેમમય ઉપાસ્યબ્રહ્મ.

ઠુમરી—( ખમાચય. )

દૃગ રસભર મોરે દીલ છાઇ રહી,
છાઇ રહી, છલકાઇ રહી.—દૃગ૦ ૧

ઝાંખ ઝપટ નિદ્રા નવ કાંઇ,
પલક પલટ અણખાઈ રહી.—દૃગ૦ ૨

પૂર્ણ ભરી મદ મંદવિલાસિની,
નવિન સુધા વરસાવી રહી.--દ૦ગ૦ ૩

દુઃખી સુખી વળી વિધવિધ રંગી,
ખલકસુરંગ મચાવી રહી.—દ૦ગ૦ ૪

ભીતર બાહેર ઉપર નીચે,
મણિમય મોદ મચાવી રહી.—દ૦ગ૦ ૫

# દિગ્દર્શન.

( જે અધિકારીને ઉદ્દેશી આ ટીકા ઇત્યાદિ લખ્યાં છે, તેમનાથી ન સમજાય તેવા અદ્વૈતશાસ્ત્રના પારિભાષિક શબ્દો બનતા સુધી આમાં દાખલ કર્યા નથી. )

આ વિશ્વની રચના ગહન છે. અનેક ગ્રહોપગ્રહખચિત આકાશથી તે આ જગતના નાના મોહોટા પ્રાણિસમૂહ સુધીની વ્યવસ્થામાં કોઇ વિલક્ષણ યોગાનુયોગ જણાય છે. જુદાં જુદાં અનુપાનથી જેમ એકનું એક રસાયન વિવિધ ફલની પ્રાપ્તિ કરે છે, તેમ આ ગહન રચનારૂપ રસાયન જાતજાતનાં અનુપાનથી વિલક્ષણ ચમત્કૃતિનો ખેલ જમાવી રહ્યું છે. એ ચમત્કૃતિનો ખેલ સુખદુઃખ હર્ષશોક ભય ઉત્સાહ વગેરે અગણિત વૃત્તિઓથી પૂર્ણ છે; ઉત્પત્તિમાત્રના ઉપભોગનું ક્ષેત્ર છે[1] સર્વ પોતપોતાની ચેતના અને જ્ઞાનના પ્રમાણમાં સુખદુઃખ અનુભવે છે; એક સ્થિતિ કે કાલનાં સુખ બીજી સ્થિતિ કે કાલમાં દુઃખરૂપે જણાય છે, ને એથી વિષમ પણ બને છે. પણ પૂર્ણ જ્ઞાનવાનને સર્વ સ્થિતિ, સર્વ કાલ સર્વ સ્થલમાં સુખદુઃખ એકરૂપજ હોઈ આનંદ આપે છે. અર્થાત્ જ્ઞાનની ન્યુનાધિકતામાંજ દુઃખસુખનો સમાવેશ થાય છે.

---

1 कर्मलोक એવી શાસ્ત્રપ્રસિદ્ધ છે.

સ્ફુલિત થયું કે ઉત્પત્તિમાત્રની પ્રવૃત્તિ સુખ તરફ છે. સુખ એટલે આનંદ એમ તો સર્વે માને છે, પણ તે આનંદનું સ્વરૂપ જ્ઞાનની ન્યૂનાધિકતા પ્રમાણે બંધાય છે, માટેજ સુખને ને જ્ઞાનને એક રીતે પર્યાયરૂપે પ્રતિપાદન કર્યાં છે. વિવેકમાત્ર ત્યારે જ્ઞાનનો કરવો રહ્યો, **જ્ઞાન** શબ્દ બીજા બેની અપેક્ષા કરે છે; **જ્ઞાતા** જાણનાર અને **જ્ઞેય** જાણવાનું. જ્ઞાતા કોણ? આત્મા. જ્ઞેય શું? સર્વ સૃષ્ટિ. સર્વ વાત સમજનાર; બાલ્ય, યૌવન, વાર્ધક્ય એ ત્રણ અવસ્થા, તેમ, ભૂત, ભવિષ્ય, વર્તમાન એ ત્રણ કાલમાં અવિકૃત રહેનાર કોઈ નિત્યજ્ઞાતા છે એવો અનુભવ નિરંતર બને છે. એમ ન હોય તો જે જ્ઞાનની પરંપરાને અધીન વ્યવહાર છે તે તમામ લોપ પામી જગતમાં અવ્યવસ્થા થઇ રહે. એવો પણ નિયમ શ્રી મદ્‌ભારતીતીર્થ આદિક મહાત્માઓ કયે છે કે જ્ઞેયવસ્તુનાં ભિન્ન ભિન્ન રૂપ જોતે છતે પણ જે અવિકૃત રહેછે તે જ્ઞાતા છે. કાળા ધોળા પીળા પદાર્થ જોતાં આંખ જ્ઞાતા ઠરેછે; આંધળી કાણી, ટુંકી એવી આંખ જોતાં મન જ્ઞાતા ઠરેછે, ક્રોધ ઇર્ષ્યા લોભ ઇત્યાદિ રૂપી મનને જોનાર આત્મા જ્ઞાતા ઠરેછે—આ આત્મા સ્વપ્રકાશ માનવો. કેમકે તેને કોઇ જોતું હોય એવો અનુભવ નથી. ને તેમ માનવામાં તેને જાણનાર, વળી તે જાણનારને જાણનાર એમ કેવલ અનિયમ ચઇ અનવસ્થા પણ બને છે. આમ છે એટલે સ્વપ્રકાશ નિત્ય જ્ઞાતા કોઈ સિદ્ધ થાય છે.

હવે, જ્ઞેયવસ્તુમાં આપણે ચૈતન્ય[૨] જોઇએ છીએ વા નથી પણ જોતા. ત્યારે જે જડ પદાર્થ તે શું છે? ચેતન પદાર્થ તે શું છે? આ પ્રથમ વિચાર પેદા થાય છે. આર્યાવર્તમાં ષડ્દર્શનથી માં-

---

૨ જ્ઞાનધર્મ,

રીતે નાના સંપ્રદાય પર્યંત, તથા યુરપ વગેરે દેશોમાં હાલ સુધીમાં સિદ્ધ થયેલા પદાર્થ-વિજ્ઞાનમાં પણ, આજ વાતના નિર્ણયને માટે મથન છે. યુરપ દેશના નિર્ણય આપણા દેશના લોકને આજ કાલ વધારે માન્ય થયેલા છે, માટે પ્રથમ તેમના મુખ્ય નિર્ણય જણાવીએ. ત્યાં કેટલાક લોક **નાસ્તિક**[1] છે, તે કહેછે કે જડ પદાર્થમાત્ર નિત્ય છે અને ચૈતન્ય એ જડ પદાર્થોમાંથી યૌગિક ઉત્પત્તિ છે. આટલું છતાં તેઓ સ્પષ્ટ રીતે કબુલ કરેછે કે "જડ અને ચૈતન્યના સ્વરૂપનો નિર્ણય અમોથી બને તેમ નથી, માત્ર અમે તો તેનાં કાર્યને સમજીએ છીએ." બીજા વર્ગના લોકને આર્ધનાસ્તિક અથવા પૃચ્છક કહીએ. તેઓ વસ્તુમાત્રના ગમ્ય અને અગમ્ય એવા વિભાગ કરી ચૈતન્યવ્યવહારને અગમ્યમાં મૂકી જડતંત્રને ગમ્યમાં ગણે છે. ત્રીજા વર્ગવાળા તત્ત્વજ્ઞાનીઓ છે. તેમનામાં ઘણા મતભેદ છે. પણ મુખ્ય ભેદ બે છેઃ—બાહ્યપદાર્થાસ્તિત્વવાદી, ને વિજ્ઞાનવાદી, એક કહે છે કે જે પદાર્થ આપણે જોઇએ છીએ તે ખરેખરા હોઈ આપણને હોય તેવા ને તેવાજ જણાય છે. બીજા કહે છે કે પદાર્થસ્વરૂપ આપણાથી સમજાતુંજ નથી, અર્થાત્ માણસના મનની બધી સૃષ્ટિ બનેછે,[2] ને

૧ શૂન્યવાદનું નિરાકરણ પૂજ્યપાદ શ્રીમચ્છંકરાચાર્યે બ્રહ્મમીમાંસાના બીજા અધ્યાયના બીજા પાદના ચતુર્થાધિકરણમાં क्षणिकत्वाच्च એ સૂત્રને અંતે કરેલું છે. જડથી ચૈતન્ય ન થવા વિષે તો આખો પ્રથમાધ્યાય તથા બીજાનો પણ કાંઇક ભાગ છે, ૨ આર્યાવર્તમાં વિજ્ઞાનવાદી બૌદ્ધાનુયાયી યોગાચાર થયેલાછે; તેના મતનું ખંડન પૂજ્યપાદ શ્રીમચ્છંકરાચાર્યે બ્રહ્મમીમાંસાના બીજા અધ્યાયના બીજા પાદના પંચમાધિકરણમાં नाभाव उपलब्धेः એ સૂત્રથી કરેલું છે.

માણસના મનને ખરુંજ્ઞાન પ્રાપ્ત કરવાનું સામર્થ્ય નથી. યુરપમાં આખરનો વર્ગ ધાર્મિક લોકનો છે જે સર્વ વસ્તુ કોઇ તટસ્થેશ્વરની[1] સૃષ્ટિરૂપ માની લે છે. આ બધી તકરારોનો કાંઇ નિષ્કર્ષ બને તેવો આ પ્રસંગ નથી. બાહ્યપદાર્થનું અસ્તિત્વ ન માનવું એ અનુભવવિરુદ્ધ છે; ને ચૈતન્યને કેવલ જડનો યૌગિક પરિણામ માનવામાં પણ અનુભવવિરોધ સ્પષ્ટજ છે. તો એ માનવું સુલભ છે કે ચૈતન્યાતિરિક્ત જડ નથી; જાણનાર હોય તો જડ જણાય; જડ અને ચૈતન્ય એમ જુદો વ્યવહારજ સંભવતો નથી. અર્થાત્ ઉભય બ્રહ્મરૂપ છે. એમ માનવું સયુક્તિક કે સાનુભવ નથી કે જડ વસ્તુનું ખરું સ્વરૂપ આપણને સમજાય છે કે ચૈતન્યનું પણ ખરું તત્ત્વ આપણે હસ્ત થાય છે. આમ જડ ચૈતન્ય ઉભયનો આખર છેડો અર્થાત્ તેનું સ્વરૂપ હાથ લાગે તેવું નથી માટેજ બન્નેને શાસ્ત્રોએ વારંવાર અનિર્વાચ્ય કહ્યાંછે; यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह એવી આ-આત્મવિષયક ઉક્તિઓ ઉપનિષદમાં પદે પદે મળી આવે છે; अचिंन्त्यचरनारूपं मनसापि जगत्सलु એવું જડસમૂહનું વર્ણન ઠામ ઠામ શાસ્ત્રમાં વેરેલું છે. જ્ઞાતા અને જ્ઞેયની આવી વ્યવસ્થા યુરપના પદાર્થવિજ્ઞાનને પણ અનુકૂલ છે ને આર્યશાસ્ત્રને પણ સંમત છે. પણ શાસ્ત્ર આથી આગળ જાય છે. ને તે જવામાં બીલકુલ કલ્પના કે ભ્રમ છે એમ સમજવું નહિ.

પ્રથમ ચૈતન્યસંબંધે કહું છું. આગળ જણાવ્યા પ્રમાણે ચૈતન્ય અવિકૃત તથા ત્રણે કાલમાં બાધ પામ્યા વિના રહે છે, માટે

---

૧ તટસ્થેશ્વરવાદનું ખંડન બ્રહ્મમીમાંસાના એજ અધ્યાયના એજ પાદના સપ્તમાધિકરણમાં पत्युरसामञ्जस्यात् એ સૂત્રથી જોવું. પ્રાર્થનાસમાજવાળાને એ વિભાગ મનન કરવા યોગ્ય છે.

તેને પરમસત્તા અર્થાત્ નિત્ય ( ત્રિકાલાબાધ ) માન્યું છે. નિત્યજ્ઞાન એ તેનું સ્વરૂપ માન્યું છે. એ પણ આગળ કહ્યું છે, ને જ્ઞાનને આનંદનો પર્યાય માન્યો છે, એટલે સત્, ચિત્, આનંદ આટલા અંશ ચૈતન્ય અથવા આત્માને જણાવવા માટે માન્યા છે; બાકી વસ્તુતઃ આત્મા અનિર્વાચ્ય છે. કેમકે જ્ઞાનાનંદનું કોણ વર્ણન કરી શકનાર છે? "મુંગે સક્કર ખાધીરે ગુંગાને સ્વપ્ન થયું, સરવે મન જાણેરે બીજાને ન જાય કહ્યું." વળી अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते એ ગીતાવચનથી પણ તે અનિર્વાચ્યજ છે.

હવે જડવિષેઃ જ્ઞેય જડ, જ્ઞાતા ચૈતન્યને આધીન છે એટલુંજ નહિ પણ જ્ઞેયની સત્તા જ્ઞાતા વિના બનતી નથી. જેટલો જેટલો જ્ઞાતા તરફથી જ્ઞેયનો ઉત્કર્ષ ( ફેલાવું, વધારો ) બને તેટલો બને છે, બાકી તેનું અંત્ય સ્વરૂપ કદાપિ હાથ લાગતું નથી. વળી જ્ઞેય જડપદાર્થ ત્રણે કાલમાં એક નથી રહેતો એ આપણો નિત્યનો અનુભવ છે. આમ હોવાથી યદ્યપિ જ્ઞેય જ્ઞાતાની પેઠે અનાદિ છે, તથાપિ જ્ઞાતાની સત્તાને આધીન હોવાથી તથા ત્રિકાલાબાધ ન હોવાથી અનંત નથી ( નામરૂપ એટલે અંશે ). જ્ઞાતાની સત્તાથીજ જ્ઞેયનું બન્યું રહેવું અને તેને લીધે વાસ્તવિક નિત્યરૂપે ભાસવું એનેજ શાસ્ત્ર રૂપાન્તરે **અધ્યાસ** પણ કહેછે. વળી વેદાન્તમાં અજ્ઞાનને ભાવપદાર્થ માન્યું છે તેમાં પણ એજ તત્ત્વાર્થ રહ્યો છે કે જડરૂપ જ્ઞેય, પરિણામે સમજાય તેવું નથી, પણ વસ્તુતઃ છે. અને તેને વળગતાં ઇશ્વરસ્વરૂપ ભુલી ક્લેશમાં પડાયછે માટે ત્યાજ્ય છે. એનું નામ અજ્ઞાન પાડવામાં પણ એજ સૂચવ્યું છે કે જડસ્વરૂપ અવાચ્ય છે. કેમકે તે ગમે ત્યાં સુધી શોધો તો પણ ' આથી વિશેષ

ખબર નથી' એવી કોઈ અજ્ઞાનની કક્ષાનો આશ્રય કરવોજ પડવાનો. જ્ઞેય આવું છે એટલે એ પણ અનિર્વાચ્ય[1] છે. જેમ જેમ એનું ચિંતવન કરો તેમ તેમ 'કોઠી ધોવાઇને કાદવ કાઢવાની' પેઠે એનો કશો નિર્ણય થવાનો નહિ; ને ઉલટું જ્ઞાન એટલે આનંદરૂપ આત્માથી વિમુખ થઇ, જ્ઞાનાનંદમય સ્વભાવથી વિરુદ્ધ દુઃખદોષાદિ સ્વભાવવાળી નામરૂપાત્મક સૃષ્ટિમાં લીનતા થવાની, પરજ્ઞાતા અવાચ્ય છે પણ અગમ્ય નથી. તેનો અનુભવ બને છે, કેમકે તે સર્વદા એકરૂપેજ છે. એને અધીન જ્ઞેયતંત્ર છે, તેને અધીન એ નથી, તે બહુરૂપી છે, છતાં વાસ્તવિક રીતે ઉભય જુદાં નથી આમ હોવાથી ખરું જ્ઞાન પરમાત્મા સર્વ સ્થલે છે, જડવસ્તુ પણ તેનાથી જુદી નથી આવો નિશ્ચય થાય તેજ; ને એથી જેટલી ઉલટી વાત તે બધી અજ્ઞાન. આની આજ વાત શાસ્ત્ર બીજી રીતે કહી બતાવે છે કે જડ એ ચૈતન્યની ઉપાધિ છે, જડ અજ્ઞાનનો ખેલ છે, જડ માયા છે વગેરે,

અદ્વૈત શાસ્ત્રના વિવર્તવાદનું આજ રહસ્ય છે. જડ ચૈતન્ય ઉભયાત્મક સૃષ્ટિ જણાય છે, તેને વિચારી અનુશીલન કરતાં જ્ઞાતારૂપચૈતન્યનો ત્રિકાલમાં નિત્યરૂપે અંગીકાર કરવોજ પડે છે, તો જડ કેમ થયું ? જડ એ વસ્તુતઃ સ્વપ્નવત્ નથી, પણ તેના નામરૂપને અંશે તેવું છે, અને તેની સત્તા ચૈતન્યને આધીન છે. જો ચૈતન્યમાંથી જડને બનેલું માનીએ ( પરિણામવાદ ) તો ચૈતન્યધર્મથી જડધર્મની ઉત્પત્તિ ઘણીજ યુક્તિરહિત, અનુભવરહિત તથા ન્યાયર-

---

[1] આ શબ્દનો પારિભાષિક અર્થ અત્રે જાણીજોઈને દાખલ નથી કર્યો.

-હીત સ્વીકારવી પડે. વસ્તુગતિમાં જેમ એથી ઉલટું ન હોય તેમ એવું પણ ન હોય. જડનો અધિષ્ઠાતા પ્રેરક તટસ્થ ઇશ્વર એમ માનવામાં પણ નૈર્ઘૃણ્ય વૈષમ્યાદિ દોષવડે યુક્તિવિરોધ સ્પષ્ટજ છે. વળી ઇશ્વરનું સંસારિત્વ થઈ જવાનો ઘણો સંભવ છે, અને કર્માકર્મથી સમાધાન કરતાં ઇશ્વર તથા જડકર્મના અન્યોન્ય પ્રેરકભાવને લઈ અન્યોન્યાશ્રય દોષ દુર્ઘટ છે, આટલા સારુ ઉભયપક્ષ મૂકી તૃતીય પક્ષ યુક્તિ, અનુભવ, તથા શાસ્ત્રથી પ્રતિપાદિત એજ છે કે જડ ચૈતન્યનો અભેદ હોઈ જડના નામરૂપનો ભાસ વાસ્તવિક રૂપે જણાય છે તે મિથ્યા, માયા છે. વિશ્વમાત્ર બ્રહ્મરૂપ છે ને બ્રહ્મ અવાચ્ય છે, તથા અવિકૃત છે, નામરૂપાત્મક માયાનો ભ્રાન્તિથી પેદા થયલો તંત્ર તેમાં જડ મિથ્યા આરોપિત છે. આવો જડ ચૈતન્યનો સંબંધ વિવર્તવાદમાં રજ્જુસર્પ, મરુમરીચિકાદિ અનેક ઉદાહરણથી સાધેલો છે.

માણસોનો જીવ એ ચૈતન્યધર્મ છે, એ તો નિશ્ચય. ઉપર વિવેચન કરેલા સિદ્ધાન્ત પ્રમાણે એવોજ નિર્ણય છે કે જે જે ચૈતન્ય વા જડ અંશ હોય તે સર્વ આત્માનીજ સત્તાથી સ્વરૂપ જણાય છે ને તેથી બ્રહ્મમયજ છે, ને એમ નથી એવું સમજાય છે તે અજ્ઞાન છે. વસ્તુગતિ જોતાં ખરો ધર્મ એજ કે જેમાં જ્ઞાતા અને જ્ઞેય તથા જ્ઞાન સર્વ એકાકારે જણાય. એ ત્રણને જુદાં ધારી શકાય તેમજ નથી, ને પરમ મોક્ષ એ ત્રિપુટીનું નિર્વિકલ્પજ્ઞાન એકરૂપે થવામાંજ છે. વસ્તુગતિ આમ હોવાથીજ નામરૂપાત્મક ભ્રમ આપણોજ ઉઠાવેલો ઠરે છે ને તેથીજ અદ્વૈતવાદી વારંવાર એમ કહે છે સર્વે બ્રહ્મરૂપ છે; પણ જેમ ગળામાંના વીસારે પડેલા મણિનું સ્મરણ કરાવવા ઉપદેશની જરૂર છે, તેમ જ્ઞાન માટે પણ શબ્દ સમજાવનાર ગુરૂની અપેક્ષા છે.

सर्वं ब्रह्ममयं जगत् આમ સિદ્ધાન્ત કર્યાનાં અવાન્તર ફલ પણ વિચારવા યોગ્ય અને રમણીય છે. બધું મારામય છે આમ માનનાર માણસ સર્વપ્રતિ નીતિથી, સ્નેહથી, નિયમથી વર્તવાનોજ, કેમકે કોઈ પોતાની જાતનું અનિષ્ટ ઇચ્છતું નથી. અને સર્વે એકજ પ્રેમનાં અધિષ્ઠાન થઈ રહેછે. આવા ઉદ્દેશથીજ મહાત્મા શ્રીકૃષ્ણ ગીતાજીમાં કહે છે કે यस्यनाहंकृतोभावो बुद्धिर्यस्य न लिप्यते हत्वापि स इमाँ ल्लोकान्नहंति न निबध्यते, જે લોક ઇશ્વર ને જીવ જુદાં માને છે તેમના પોતાના જીવ તરફ ને બીજાના જીવ તરફના વ્યવહાર જુદા થવાના ને તેમના ને પારકાના જીવને દુઃખાદિકનો ઉદ્ભવ જરૂર પીડવાનો; આથી પણ અધમ નાસ્તિક લોકનો નિયમ કે જીવ કે ઇશ્વર એવી વાતજ ન માનતાં કેવલ ઐહિક આનંદ યથેચ્છ પ્રાપ્ત કરવો ! આવોજ કાંઇક સુધારો આપણા દેશમાં પશ્ચિમ તરફથી આવ્યો છે: તેનાં પરિણામ સર્વની દૃષ્ટિ આગળજ છે; વ્યસન, વ્યાધિ, વિરોધ.

એમ પણ માનવાનું કારણ નથી કે કેવલ આત્મપરાયણ કરી જડ વાતનું દુર્લક્ષ કરાવવાથી માણસ આળસુ તથા નિરુદ્યમી બની જાય. ઉલટો વધારે યત્નપરાયણ થવાનું કારણ છે; કેમકે સર્વ જગતને પોતારૂપ માનેછે એટલે એક પિંડ કરતાં અગણિત પિંડ માટે કરવાનો પ્રયત્ન તો કદી પણ ન થાકાય તેવો રહે છે. ઉદ્યમથી, અભ્યાસથી, વિચારથી વિરક્તિ પમાડવાનોઉદ્દેશ છેજ નહિ, પણ આત્મા એ આનંદ છે, તેને સુખ દુઃખાદિ જડધર્મ વળગતા નથી, કલ્પિત ઉપાધિની યંત્રણા જે અનેક અવરોધ ઉપજાવે છે તેમાં પણ એ સ્વતંત્ર પુરુષાર્થરૂપ છે. એ સિદ્ધાન્ત મનમાં દૃઢ કરાવી દુનીયાંમાં પ્રસંગે પ્રસંગે થઇ આવતાં મનોભંગ અને નિરાશાને અ-

કાવવાનો હેતુ છે: કર્માદિક તથા ધર્માધર્મની વ્યવસ્થા પણ એવાજ સ્પષ્ટ હેતુવાળી છે, પણ અત્રે તે વિષય દાખલ કરવો ઉચિત ધાર્યો નથી. પણ એટલું કહ્યા વિના એ સમજાયું હશેજ કે સુખદુઃખને નિર્મૂલ કરી નાખનાર જ્ઞાનને કર્મ, ધર્મ સાથે કાંઇ લેવા દેવા નથી: ज्ञानाग्निः सर्व कर्माणि भस्मसात कुरुतेऽर्जुन એ ગીતાવાક્ય, તથા બીજાં અનેક ઉપનિષદાદિ એ ઉપર પ્રમાણ છે.

આ પ્રમાણેના આર્યધર્મશાસ્ત્રમાં સિંહરૂપ વેદાન્તશાસ્ત્રના સિદ્ધાન્ત યુક્તિમાત્રથી પણ સમજવા સહજ છે. એ ગહન જ્ઞાન વિના સંસાર કોઇએ સુખરૂપ અનુભવ્યો નથી. દુઃખ કલેશાદિક ટળીને આનંદમય અવસ્થા સર્વમાં થઇ રહી એજ મોક્ષ, તે મુવા પેહેલાં પણ મળી શકે. મુવા પછી શું બને છે, અને જ્ઞાની અજ્ઞાનીની શી શી વ્યવસ્થા બને છે, એ વિષય અત્રે અપ્રકૃત છે; એટલું કહેવું પ્રાસંગિક છે કે જે જ્ઞાની મોક્ષને પામ્યો છે તેને ફરી દુઃખયાત્રામાં કદાપિ પણ પડવું પડતું નથી. સર્વબ્રહ્મબોધ થાય એવા જ્ઞાનના બે પ્રકાર છે. પરોક્ષજ્ઞાન અને અપરોક્ષજ્ઞાન, જે આ બધી વાત જાણે તે પરોક્ષજ્ઞાની, પણ એ વાતનો જે અનુભવ કરી વ્યવહાર કર્યા જાય તે અપરોક્ષજ્ઞાની. મોક્ષ તો અપરોક્ષજ્ઞાનીને મળે છે, બાકી પરોક્ષજ્ઞાની જાણ્યા છતાં કરતો નથી, ને વખતે ઉલટું પણ કરે છે. એટલે બેવડું પાપ બાંધે છે. આજ કાલનો જે વેદાન્તવાદ સંભળાયાં જાય છે તે તો ત્રીજાજ વર્ગમાં હશે, કેમકે તે તો કેવલ દંભરૂપેજ જણાયાં કરે છે.

જ્ઞાતા, જ્ઞેય ને જ્ઞાનના અભેદનું અપરોક્ષ જ્ઞાન અર્થાત્ સર્વાધારબ્રહ્મનું જ્ઞાન તેજ નિર્વિકલ્પ સમાધિ છે. જે હઠયોગ આ દુનીયાં તજી મહામહા કષ્ટ વેઠયાથી સિદ્ધ થાય છે તે પણ અપરોક્ષ-

બ્રહ્મજ્ઞાન વિના નકામો કહ્યો છે; राजयोगमजानन्तः केवलं हठकर्मिणः। एतानभ्यासिनो मन्ये प्रयासफलवर्जितान् ॥ हठ प्र० ॥ યોગમાં જણાવેલાં યમ નિયમાદિ સાધન આવા અપરોક્ષજ્ઞાનનો સિદ્ધમાર્ગ છે, પણ ઘણો દુર્ઘટ છે. પૂજ્યપાદ શ્રીમચ્છંકરાચાર્ય ભગવાને તથા પૂજ્યમહાત્મા કૃષ્ણભગવાને જગતનો ત્યાગ કર્યા વિના પણ કેવલ મનોનિગ્રહથી, અપરોક્ષબ્રહ્મભાવનાના સ્મરણથી, અને વિચારથી આવું જ્ઞાન સિદ્ધ થવાનો પ્રસંગ બતાવ્યો છે; इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ॥ आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशन्ति यद्वत् । तद्वत्कामा यं प्रविशन्ति सर्वे स शान्तिमाप्नोति न कामकामी ॥ गीता० ॥ આમ સર્વ ધર્મ વિચારાદિકનો હેતુ પરમાનંદરૂપ બ્રહ્મમાં સ્થિરતા કરાવી માયાથી વિમુખ કરવાનો છે. એમ થતાંજ માણસ પરમાનંદમાં સોત્સાહ કાલ ગુજારે છે, તો આ જીવતરમાં એ અનુભવ જેમ વેહેલો થાય તેમ વેહેલો લાભ સ્પષ્ટજ છે.

इयमात्मा परानंदः परप्रेमास्पदं यतः એમ શ્રીમદ્વિદ્યારણ્યસ્વામીએ પંચદશીના આરંભમાંજ કહ્યું છે. આ સંવિત, જ્ઞાન, તેજ આત્મા, પરમાનંદ છે ને તે બ્રહ્મથી જુદો નથી આત્મા ( પોતાનો જીવ ) પરમાનંદમય એમ છે કે તે ઉપર જેવો પ્રેમ છે તેવો બીજા કોઈ ઉપર નથી. એટલે તે પણ કહ્યા પ્રમાણે બ્રહ્મ છે બ્રહ્મ એ સર્વનું અવિકૃત નિત્યકારણ છે, એમાં જ્ઞાતિ, વર્ણ, ઉત્તમ, અધમ, સુખી, દુ:ખી, કોઇ નથી, સર્વ આનંદમય છે. એ બ્રહ્મભાવના પ્રેમની પરાકાષ્ઠા છે. તેને ભુલી લોકો સ્થૂલ પ્રેમને જ્ઞાનરૂપે ગ્રહણ કરી મિથ્યા ભુલાવામાં પડી કર્મબંધનમાં વિશેષ ગુંચવાતા જાય છે. ખરેખર ! માયિક પ્રેમ મિથ્યા છે; એનું નામ પ્રેમ કહેવાયજ નહિ.

જેવો પ્રેમ પોતાના આત્મા પર છે તેવો આખા વિશ્વપર બને તો, એનુંજ નામ પ્રેમ; એનુંજ નામ કોઈ રીતિનો સર્વાધાર બ્રહ્મભાવ પણ. શુદ્ધ અવિચ્છિન્ન તથા નિર્વિકલ્પ બ્રહ્મપ્રેમ જેને જેને નથી તે તેજ દુઃખી છે, જેને થયો છે તે પરમાનંદમાં છતાં જગદ્‌વ્યવહારને સાક્ષિવત્ ચલાવ્યાં જાય છે. એજ ખરો આનંદ, ખરો મોક્ષ. આવો પ્રેમ એજ માણસનું ખરું જીવન, નહિ તો દુનીયાંનાં હજારો સ્નેહી સંબંધીના મરણાદિકના તીવ્ર શોકથી, પોતા પર ગુજરતી વ્યાધિ વિપત્તિની આપદાથી, ટાઢ, તાપ, ક્ષુધા વગેરેના ઉપદ્રવથી, કીર્તિ અપકીર્તિના લોભમાં થયેલા કષ્ટથી, સ્વાર્થપરાયણ બુદ્ધિનાં અપલક્ષણથી, સામાના દુરાચારના ઉદ્વેગથી, માણસ હેરાન થઈ અકાલે પણ મરણ શોધી જેમ તેમ મુક્ત થાય. આટલા માટેજ જ્ઞાતા જ્ઞેયનો અભેદ, બ્રહ્મપ્રેમ, ખરો બ્રહ્મભાવ, એજ આ જગત્‌નું જીવન છે. એ સિદ્ધાન્તજ આ ' પ્રેમજીવન " લઘુગ્રંથમાં સમાયલો છે; માણસને માયાથી વ્યાવૃત્ત કરી બ્રહ્મમય આનંદમાં આણવાને આવા અનુભવના ઉદ્‌ગાર કાંઇ કામ આવે તો અત્રે રજુ કર્યા છે.

---

## પારદર્શિની.

### ( ૧ )

આરંભે પ્રેમ એજ બ્રહ્મસ્વરૂપ છે, અથવા સર્વત્ર બ્રહ્મરૂપે જે સમજાય તેજ ખરો પ્રેમ એવું સિદ્ધ કરવા માટે ઉપોદ્‌ઘાત છે. પ્રેમ અર્થાત્ માયિકપ્રેમ તે પણ ખરેખરો ક્યારે થયો ગણાય છે કે જ્યારે પૂર્ણ અભેદ, કોઇ પણ બે વ્યક્તિનો, થઈ રહે ત્યારે. આવા

અભેદનું રહસ્યએ છે કે એક વ્યક્તિ પોતાનું જીવન, ધન, માલ–સર્વસ્વ બીજી વ્યક્તિમય સમજે છે, અર્થાત્ स्व અથવા अहंभाव નીકળીને કેવલ નિમૂલ થઈ જાય છે. ખુબી એ છે કે આવું થવા માંડ્યું એટલે બ્રહ્મભાવની છાયા પડવા માંડીજ. બ્રહ્મભાવનાને પેહેલે પગથીએ ચઢાયુંજ. શ્રીમદ્વિદ્યારણ્યસ્વામીએ પંચદશીમાં કહેલું છે કે यद्यत्सुखं भवेत्तत्तद्ब्रह्मैव प्रतिबिंबनात् । તેમ વિષયાનંદ પણ બ્રહ્માનંદનો અંશ છે, એટલે આવો અભેદપ્રેમ સમજાવા માંડ્યો કે બ્રહ્મસમાધિનું પ્રાણાયામ હાથ આવ્યું જાણવું. આવી ભક્તિ થવી એ એક રીતેનો વિરાગજ છે. કેમકે વિરાગમાં પણ ત્યાગમાત્ર स्वसંબંધનોજ છે. એકવ્યક્તિનિષ્ઠપ્રેમ ધીમે ધીમે સર્વ વિશ્વને સમાન ગણવા યોગ્ય બની બ્રહ્મભાવમાં પર્યવસિત થાય છે. આપણા ધર્મશાસ્ત્રમાંની મૂર્તિપૂજા, સુફીધર્મમાંની માશુકની ભક્તિ, વેદાન્તશાસ્ત્રમાંની ગુરુભક્તિ, એ સર્વ આવાજ કોઇ વિચારનાં રૂપાંતર છે.

૧ કહ્યો તે ઉદ્દેશ રાખી પ્રથમ માયિક પ્રેમથી વાત આરંભી છે. પૃથ્વીનાં મહાન્ જડવત્ પદાર્થોમાં જે યોગાનુયોગથી વ્યવહાર નીભે છે તેને પ્રેમ માન્યો છે.

૨ સંસારમાં પણ પ્રેમ અર્થાત્ માયિક—સ્વાર્થપ્રેમ—થીજ ખડો છે. મનમાં જો મમતારૂપ પ્રેમ છે તોજ મા, બાપ, સંસાર સમજાય છે; જ્યારે એ પ્રેમ નથી અર્થાત્ ખરેખરો અભેદપ્રેમ થાય છે ત્યારે તેમાંનું કાંઇ નથી: આમ પ્રેમ પણ માયિક ને શુદ્ધ એવો બ્રહ્મની પેઠે સોપાધિક માન્યો છે એ રહસ્ય છે. શાસ્ત્રપ્રણાલિકા પણ એવીજ છે; સર્વ વસ્તુમાં તે વસ્તુ છે ( સત્ ), તે ભાસે છે ( ચિત્ ), ને તે પ્રિય છે ( આનંદ ), એટલા અંશ બ્રહ્મનાજ

સંયોગે ભિન્ન ભાસે પણ તેમ નથી. જુદા જુદા રંગમાં પ્રતિબિંબિત સૂર્ય જુદો જુદો જણાય પણ વસ્તુતઃ એકજ વ્યક્તિ છે તેમ સમજવું. તત્ત્વાર્થ એમ છે કે એજ સંસારાસક્ત મનની ભુલ છે કે વિષયવાસનાદિક સંબંધોને પ્રેમ માને છે, પણ તે પ્રેમ નથી. પ્રેમ ગમે ત્યાં હોય પણ તેનો તેજ છે, સંબંધાદિક માત્ર તેની ઉપાધિ છે, તેનો બ્રહ્મરૂપને સ્પર્શ પણ થતો નથી.

૭. એમ પણ હો, છતાં સુખમાં દુઃખમાં કાંઇ વધે ઘટે કે નહિ ? ઉત્તર કે ના. દુઃખથી પણ એની શક્તિ ભેદાતી નથી. ઉલટું દુઃખરૂપી તિમિર તો ખરા પ્રેમના તેજને વધતું દીપાવે છે. જેમ કોઇ સળગતી તાપણીની આસપાસ અંધારું વીંટાવાથી તે વધારે દીવવા માંડે છે તેમ. બ્રહ્મભાવાપન્ન જ્ઞાનીને અર્થાત્ શુદ્ધ પ્રેમીને સુખ, દુઃખ, વળગતાંજ નથી. આમ બ્રહ્મ અને પ્રેમનું સર્વ વાતે ઐક્ય પ્રતિપાદન કર્યું. ઉભય સ્વરૂપે એક પણ ઉપાધિ વડે અનેક, ઉભયની પ્રાપ્તિ અભેદજ્ઞાનથી, ઉભયનો આનંદ સમાન, ઉભય નિર્લેપ–ત્યારે સિદ્ધાંત કર્યો કે પ્રેમ ને બ્રહ્મ તો શબ્દજ જુદા છે પણ વસ્તુ એકજ છે; ઉભયની કૃતિ, રીતિ, ગતિ, કાંઈ જુદું નથી.

---

## ( ૨ )

પ્રેમ બ્રહ્મરૂપ છે, અને માયા અર્થાત્ સ્વાર્થવિશિષ્ટ જગત્ તેને વિરુદ્ધ છે. કહ્યું છે કે अतः सर्वस्य जीवस्य बन्धकृन्मानसं जगत्. ॥ पंचदशी ॥ એ ખરી વાત છે. ત્યારે હવે માયિક નામરૂપાત્મક જગત–અને પ્રેમનો વિરોધ જણાવ્યો છે. આ પદ જીવપ્રતિ કહેલું છે, ને બુદ્ધિનું બોલવું છે. બુદ્ધિરૂપ સ્ત્રી પોતાના પતિ જીવને

કહે છે; ને સ્ત્રી હોવાથી અધિક પ્રેમમય હોઇ આવો ઉપદેશ કરવા માટે લાયક છે. પરમાર્થે વિવેક કરવાનીજ વાત છે.

૧. દુનીયાંમાં અર્થાત્ માયિકસંબંધમાં સાચો પ્રેમ ( ખરી બ્રહ્મભાવના ) બનતો નથી. કારણમાં કહ્યું છે કે એ પ્રેમનો એવો નશો ચઢે એ કે પ્રથમ તો જીરવાતોજ નથી, માટે જેનાથી ન જીરવી શકાય એવા મૂર્ખ હોય તેને, એટલે કે જેને શાસ્ત્રમાં કેવલ માયાગ્રસ્ત ને સ્વાર્થપરાયણ પામર જીવ કહ્યા છે તેણે, તે પીવો નહિ, બલ્કે મળે તો પણ છોડી દેવો. છોડાવવાનું કારણ એમ છે કે જે માયાગ્રસ્ત છતાં તે નશો પીએ છે તેને તેવુંજ પીધેલું સામું કોઇ મળવાનું નહિ—અર્થાત્ બ્રહ્મજ્ઞાનોપદેષ્ટા સદ્‌ગુરુ પ્રાપ્ત થવાનો નહિ; અને ઉલટો એવો માર તે ખાવાનો કે જે કોઇને કહી પણ શકવાનો નહિ—અર્થાત્ અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થવાનો. માણસ માણસના પ્રેમમાં પણ આવી વ્યવસ્થા સ્પષ્ટજ છે; એટલે પ્રેમ બ્રહ્મરૂપ હોવાથી માયિકપ્રેમરૂપ હોય ત્યાં પણ પોતાનો મૂલસ્વભાવ ત્યજતો નથી એ જોવા જેવું છે; એજ પ્રેમ અને બ્રહ્મની એકતા દૃઢ કરાવનાર સાધન છે.

૨. કદાપિ એ નશો કરવોજ હોય તો ક્યારે કરવો ? દુનીયાં, માયા કેવલ ત્યજવી હોય ત્યારે. એ નશાની ધુનમાં તો તને, સ્વાર્થપરાયણબુદ્ધિવાળાને નુકસાન છે, તે એજ કે તારો સંસાર છુટી જશે; ને તેને બદલે તું પ્રેમી કે વિરાગી કે ત્યાગી કે ફકીર કહેવાઇશ અને બ્રહ્મભાવનામાં તન્મય થઇ જશે. ફરી પણ કહ્યો તો માયા અને પ્રેમનો વિરોધ, અને પ્રકારાન્તરે જણાવ્યું વિવેક

વૈરાગ્ય જેમાં પ્રધાન છે એવી સાધનચતુષ્ટયી રૂપ અધિકારનું સ્વરૂપ, પણ પામર માણસને વિવેચન કરી બતાવ્યું કે દુનીયાં છોડે તોજ પ્રેમ નહિ તો વાત પણ ન કરવી. છોડાય તો બ્રહ્માનંદનો લાભ તો એનો એજ શબ્દોથી પ્રતિપાદન કરેલો સ્પષ્ટજ છે.

૩. એ પ્રેમ લેવો હોય તો લે, ન લેવો હોય તો ન લે, પણ આટલું લક્ષમાં રાખજે કે માયા કે દુનીયાં કે સ્વાર્થ જેને તું વળગી રહ્યો છે તે પણ એના વડે છે. यस्य भासा सर्वमिदं विभाति ॥ उप० ॥ मयि सर्वमिदं प्रोतं सुत्रे मणिगणाइव, ॥ गीता० ॥ ઈત્યાદિ શ્રુતિ સ્મૃતિ પ્રમાણે બધા વિશ્વનો દીવો તો પ્રેમજ છે, એના વિના કેવલ અંધારી રાત છે. તું માયિક પામર એ અંધારામાં પ્રભાત અર્થાત્ અજવાળું શોધવા નીકળ્યો છે, અર્થાત્ માયામાં પ્રેમ શોધે છે, તે ક્યાંથી મળે ? જડવાદી, ચૈતન્યને જડનો યૌગિક પરિણામ ઠરાવે તે કેમ હોય ? કોઈ જ્ઞાતા જોઇએ ને જોઈએજ. ઉલટો કોઈ સ્થંભે લાગો તો ખાઇશ, ફસાઇશ, માર્ગથી આડો જઇશ, જડમાત્રને માની અધર્મી થઇ જઇશ, પણ પ્રેમનો દીવો લઇનેજ જોવા માંડ એટલે અંધારૂંજ નહિ રહેતાં સર્વ પ્રકાશ—અભેદ, આનંદમય જણાશે. આમ પણ દીપાંધકારવત્ પ્રેમ ને દુનીયાંનો વિરોધ છે. છતાં જ્ઞાનાજ્ઞાન ઉભય એકત્રજ છે, અરણિમાંના દેવતાની પેઠે. ભેદબુદ્ધિ દુઃખરૂપ છે, તટસ્થેશ્વરવાદ પણ આમ ખંડિત છે. જગતમાં માયિકપ્રેમથી એક થનારને પણ સ્વાર્થ અને પ્રેમનો વિરોધ સ્પષ્ટજ છે.

૪. દુનીયાંનું રૂપ એવું છે કે તેમાંના તમામ લોકે સ્વા-

ર્ચરૂપી દારૂ પીધો છે ને ગાંડા બનેલા છે. એવા કેવલ મત્ત માણ-સોના આગળ પ્રેમનશાના આનંદવાળો નકામો છે, કેમકે ઘણામાં એકલો છે. ત્યારે શું કરવું ? દુનિયાં મત્ત હોય તો પ્રેમવાળે ઉ-ન્મત્ત, તેથી પણ વધારે મત્ત થવું. તાત્પર્ય કે પ્રેમવાળાને પણ રહેવાનું સ્થાન તો દુનીયાં છે, ને દુનીયાં તો તેની વિરોધી છે, ત્યારે તેની દરકાર કરવી કે નહિ, તેનું ઉત્તર કે નહિજ. જે પ્રેમનિષ્ઠ છે, જ્ઞાની છે તે કોને પોતાથી વ્યતિરિક્ત દેખે કે દરકાર કરે ? દુ-નીયાં જે ફાવે તે કહે તેમાં તેને શું છે ?

૫. દુનીયાં પ્રેમથી કેવલ વિરુદ્ધ છે, તેનું સ્પષ્ટ ઉદાહરણ દૃષ્ટાન્તરૂપે જણાવ્યું છે. સો નાગાં મળ્યાં હોય, તેમાં એક લુગડાં પેહેરેલો નાગો ગણાય; અને નાગાં તો સર્વે અધીશ-મોટાં રા-જા જેવાં પ્રતિષ્ઠિત ગણાય. કેવલ સ્વાર્થમય દુનીયાં પ્રતિ કેવલ આનંદમય પ્રેમનો આવોજ સંબંધ છે. એટલે આવો જ્યાં નૈ-સર્ગિક વિરોધ છે ત્યાં કદાપિ પણ સમાધાનની આશા ન રાખવી; કે દુનીયાં સાચી છે ને પ્રેમ એ ભ્રમ છે, એમ પણ ન જાણવું. પરિણામવાદી, નામરૂપાત્મક-માયાની સત્યતા ઠરવનારો, આમ પ્રકા-રાન્તરે દૂરાપાસ્ત છે. માયાને બ્રહ્મનો નૈસર્ગિક વિરોધ-વિવર્તરૂપે માન્યો તેથી સ્વાર્થરૂપ મિથ્યા માયામાં પ્રેમ કે આનંદ નથીજ એ સિદ્ધવાત સમજવી.

૬. વળી સ્પષ્ટ કર્યું છે કે જ્યાં અજ્ઞાન-માયા સ્વાર્થ—નો મહા-પ્રલયરૂપ અગ્નિ બળી રહો છે, ને જ્યાં તે અગ્નિને વધારે પ્રદીપ્ત કરનાર હું, તું, મારું, તારું એવા ભેદરૂપી ઘી પ્રતિક્ષણ

રોડાયાં કરે છે, ત્યાં પ્રેમરૂપી તૂલને-છોતરાંને, રૂને-બળી ખાખ થતાં કેટલી વાર? આ ત્રણનો યોગ તો કદાપિ બનેજ નહિ, એ વહ્નિ ને એ ઘૃત આગળ પ્રેમકથા સુખરૂપ તો ક્યાંથી હોય-કેવલ દુઃખરૂપજ હોય, અર્થાત્ એવા યોગમાં, પ્રેમ બનેજ નહિ ને કુમાર્ગેજ જવાય. રહસ્ય એ છે કે જ્યાં સ્વાર્થ નથી અર્થાત્ હું, તું એ ભેદ નથી ત્યાં શુદ્ધપ્રેમ વિરાજેછે, બીજે કહીં નહિ. ઉદાહરણમાંના અંશે-અંશ ઉપમેયને અનુગત નથી, કેવલ પરસ્પર વિરોધપ્રતિપાદનજ ઇષ્ટ છે. ઉપનિષદોમાં વારંવાર ભેદદૃષ્ટિની નિંદા કરી છેઃ । मनसैवेद-मासव्यं नेह नानास्ति किंचन । मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥

૭. એજ ભેદભાવનો નિષેધ બતાવી સિદ્ધાન્ત કર્યો કે ખરો પ્રેમ એજ કે જેમાં સર્વ, બ્રહ્માદિસ્તંબપર્યંત, સ્થાવરજંગમ, યાવદ્ જ્ઞેય સમાઈ જાય, અર્થાત્ બ્રહ્મરૂપ હોય. આવો પ્રેમ એજ પરમમોક્ષની કે પરમજ્ઞાનની કે પરમવિરાગની સમાધિદશા છે, એવાનેજ यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः ॥ वा, सु ॥ બને છે. એ થવા માટે હું તું એવો ભેદ, હે મૂલ્યવાન્ મણિતુલ્ય યોગ્ય અધિકારી! આ ઉપદેશના ખરા ગ્રાહક! જો એવો ભેદ નીકળી જાય, તો નિશ્ચય બધે સ્થલે બ્રહ્મભાવ થઇ રહે; માયામાત્ર નાશ પામે અને પ્રેમરૂપ પરમાનંદ પ્રાપ્ત થાય.



( ૩ )

માયા અને પ્રેમનો વિરોધ સિદ્ધ કર્યા પછી, તે માયાનું સ્વરૂપ કેવું દુઃખમય, અજ્ઞાનમય, અને વિચાર કરતે પણ લક્ષમાં ન આવતાં ક્લેશને વધારવાવાળું છે એ બતાવ્યું છે.

૧-૫. માયા, એ એક જાલરૂપે છે, ને તે થોડા ભાગમાં વિસ્તારેલી જાલ એમ નથી, પણ સર્વે સ્થલમાં યુક્તિથી અર્થાત્ જીવનું ઝટ લેઇને તેમાં સપડાવું થાય એવી રીતે, પસારેલી-વિસ્તારેલી-ગોઠવેલી છે. આવી જાલ જાણ્યા છતાં તેમાં જીવ કેમ ફસાય છે? આનું કારણ જણાવવા કહ્યું છે કે, તે જેવી તેવી જાલ નથી, એ તો રંગબેરંગી જાલ છે, એમાં વિવિધ રૂપ, રંગ, રસનો ખેલ ભરેલો છે, એટલે હરકોઇ લોભાઇને તેમાં સપડાય છે. એ જાલના આવા વિવિધ રંગને સ્પષ્ટ કરવા કહ્યું કે, કામ, દામ, ને જારી એ તેમાં મુખ્ય લાલચો છે. કામ શબ્દ વડે માણસના મનની સર્વ પ્રકારની કામના, ઇચ્છાનો સમાવેશ કર્યો છે; દામ વડે ધનલાલસા કહી છે; ને જારી વડે વિષયવાસના બતાવી છે. પ્રથમે મનુષ્યની ઇચ્છા વ્યર્થ છે એમ કહી માયાના મુખ્યસ્વરૂપનો નિષેધ કર્યો છે. વિશ્વરચનામાં માણસની કામના કદાપિ યથેચ્છ સિદ્ધ થતીજ નથી; છતાં અજ્ઞાની પામર લોક હું કરું છું, મારું કર્યું થયું, અમુક કેમ ન મળ્યું વગેરે રાગ, દ્વેશ, ક્લેશથી પીડાયાં કરેછે. આમ હજારો વાતોની પાછળ ધાઈ ધાઇ, જ્ઞાન સિદ્ધ કરી આનંદ પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધન મનુષ્યદેહ તે દેહને દુઃખથી, વ્યાધિથી, વિકારોથી ખરાબ કરી નાખ્યો, છતાં પણ ફુલ મળ્યું હોત તો ભલે, પણ આ તો પતંગીયાં જેમ દીવાને સ્નેહથી ભેટવા જાયછે, પણ સ્નેહ ન પામતાં બળી મરેછે તેમ થયું. એવીજ વ્યવસ્થા માયાનો બીજો ખેલ ધન તેમાં પણ થઇ. ઉંચું કે નીચું જોયા વિના અર્થાત્ ઇશ્વર કે માણસ તરફનો ભય રાખ્યા વિના, અનીતિથી, અન્યાયથી દગાથી—ગમે તેવા સા-

ધનથી પણ ધન પછવાડે ભમ્યાં ગયો; છતાં પરિણામ એ આવ્યું કે મૃગજલની પાછળ ભમ્યા બરાબર થયું, હાથ કાંઈ આવ્યું નહિ ને ઉલટું પાપ વહોર્યું. બીજી બે ટુકમાં જારી એટલે વિષયવાસના સ્પષ્ટ કરી છે. માણસો બીજાં માણસ પર ઘેલાં બની જાયછે, ને તે કેવલ વિષયાસક્તિથીજ; અને તેમ કરવામાં પોતાનો જીવ પણ, ધારેલું માણસ ન મળતાં, ખુવેછે, આવો જે ખેલ જણાય છે, સંભળાય છે, તે જો કેવલ અજ્ઞાનની અર્થાત્ કહી તે માયાજાલ-રૂપી કપડાની અંધારી જ્ઞાનચક્ષુએ બંધાઇ ન હોય તો બને નહિ. અહો ! વિષયાસક્ત પામર કેવો મૂઢ બને છે ? ઇચ્છેલું માણસ પ્રાપ્ત થતાં તેનેજ સર્વસ્વ માની તેની સાથેના વિલાસમાં વખત બગાડતાં બધું વીસરી જાય છે; જે પથારી પર તે પોતાની પ્રિય વસ્તુ સાથે આનંદમાં છે તે મોત ઉપર કરેલી છે એટલું પણ એને યાદ રહેતું નથી ! આવાં માણસ માયાપાશમાંજ ખુવાર થઇ મરેછે. મોત ઉપર પથારી એમ લખવામાં કાંઇક એવું રહસ્ય છે કે જેટલો જેટલો વધારે વિષયભોગ બનેછે તેટલું તેટલું મોત પાસે આવતું જાયછે; અને વિષયવાસનાથી અંધ થયેલું મન મોત દેખતું નથી એટલુંજ નહિ પણ મોત પોતે વેહેલું આવવાથી તેની ધારેલી ગણના—હાલ તો જવાન છીએ, હવણાં જ્ઞાનની વાત ન શોભે, ઘરડપણમાં ભજન કરીશું—એકાએક વ્યર્થ થાયછે; આમ હોવાથી છાન્દોગ્યાદિમાં વર્ણવેલા બ્રહ્મચર્યની સ્તુતિ કરી તેને કર્તવ્યરૂપે જણાવવાનો આ લખવામાં હેતુ રહ્યો છે.

૬. આવી દુઃખમય માયામાં જીવ સુખ કેમ માને છે ? એમાં નવાઇ નથી, એ તો કેવલ विषक्रमिन्याय છે. જીવ પોતે તો પરમા-

નંદસ્વરૂપ છે, પણ તેનું અહંપદયુક્ત સ્વરૂપ અર્થાત્ જીવરૂપ, માયાને આશ્રયેજ બન્યું છે એટલે જીવ માયામાંથી થયો છે; જેમ છાણુ-માંના કીડા છાણમાંજ આનંદ માનેછે, તેમ માયાના જીવ માયા-માંજ આનંદ માને છે; ને તે કીડા જેમ છાણમાંના છાણમાંજ મરી પણ જાયછે તેમ માયાના જીવ પાછા માયામાંજ ભ્રમેછે. આવો જીવભાવ બંધાવામાં મુખ્ય ઉપાધિ મન—જે કેવલ માયામય છે—તે છે. આ મન જીવને માયામાંજ સુખ મનાવેછે, ને જ્યાં સુખ ન હોય ત્યાં પણ સુખ વધારીને બતાવ્યાં જાયછે.

૭-૮. આવા મનનો જો નાશ થાય, અર્થાત્ કેવલ સ્વતંત્ર નિગ્રહ થઇ જાય તો બ્રહ્માનંદ બની રહે ને માયાનો સ્પર્શ થાય નહિ. આ મનની વૃત્તિ ઘણી ચંચલ કહી છેઃ चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ॥ गीता ॥ આટલા માટે મનને કહેલું છે કે હે મનરૂપી હરિણિ ! આ રીતે ફસાઇ બેઠી છે છતાં શું પલકાય છે—આનંદ પામતી હોય એવી જણાય છે ! જેમ હરિણ ગાનના તાન-માં પકડાઈ જાય છે ને પકડાયા છતાં પણ ગાનથી નાચ્યાં કરે છે તેવું આ મનનું પણ બન્યું છે. આમ છતાં એમાં સુખ ન સમ-જીશ. ગુરુઓ, જ્ઞાનનિષ્ઠ મહાત્માઓ કહે છે કે સંસારના દુઃખ ક્લેશમાં હેરાન થઇ અગણિત જન્મો જન્મ તેવું ને તેવું આમ કરવાથી, પામીશ, એ તારે માથે મહાન ભય છે, માટે સમજ. એવા આડે રસ્તે દોરનાર મનસહિત જીવને કહ્યું છે કે એ માયાની જાલમાંથી તારે કોઇ પણ નીકાલ નથી. કેવલ એમાંજ ભમવાનું છે, માટે મોક્ષ ઇચ્છે તો મનરૂપ ઉપાધિને ટાળ.

૯. તે કેમ ટળે ? હે મન ! તું આત્મારૂપી બ્રહ્મમણિ થા.

અર્થાત્ બ્રહ્મ સ્પર્શમણિરૂપ છે, તેને, મન જે માયારૂપી લોહમય છે તે અડકે તો તુરત જ્ઞાનરૂપી સુવર્ણ બની રહી, જીવ–મન–આત્મા સર્વે અભેદ આનંદમય થઈ રહે. એનું એજ રૂપાન્તરે કહ્યું કે એવા બ્રહ્મમણિનું તેજ સર્વ–માયાની અંધકારમય જાલ, મન, જીવ–ને તેજમય, આનંદમય બનાવી દેશેઃ मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः । बंधायाविषयासक्तं मुक्त्यै निर्विषयं स्मृतम् ॥ पंच ॥

---

(૪)

એની એજ માયાનો પ્રપંચ અગમ્ય છે એમ બતાવવા વળી વિશેષમાં કહે છે.

૧. હે સંતલોકો! માયામાંથી નીકળવા ઈચ્છનારા અધિકારી લોક! એ માયામાંજ મોક્ષને માટે કાંઇ પણ શોધશો મા—જુદા જુદા પંથ, માર્ગ, સંપ્રદાય માયાનું પાખંડ છે, કેવલ જ્ઞાનમાર્ગ સિદ્ધાન્ત છે, માટે રખે તેવી કોઈ વાતમાં ભરાતા. ત્યારે એ માયાનું સ્વરૂપ પકડી લઇએ તો શી હરકત છે? એ પણ હાથ આવે તેમ નથી. એ તો અનાદિ છે અને અનંત છે. આ સ્થલે અનાદિ અનંત એ બે વિશેષણ કહેવાથી માયાને પરમસત્તા માની બ્રહ્મની પ્રતિદ્વંદી ઠરાવી દ્વૈતવાદ પ્રતિપાદન કરવાનો લેશ પણ ભાસ ન માનવો. માયાનું કેવલ અનિર્વાચ્યત્વ કહેવાનોજ હેતુ છે, તેની પારમાર્થિક સત્તા સ્થાપવાનો હેતુ નથી. એ માટેજ અનાદિ અનંત છતે પણ અનિત્ય—ખેલ—એવું નામ આપેલું છે; ખેલ જેમ અનિયમિત્ત, ને પલેપલ નવા બનેછે, તેમ માયા એક અનિર્વચનીય ખેલ છે. નાટકમાં પડદો બાંધી રાખી તે પડદા પાછળથી તરહ તરહનાં પાત્ર

બહાર આવે છે ને જાયછે તેમ માયારૂપી પડદો પોતાની પાછળથી વિવિધ પાત્રોને છેક દિશાઓના છેડા પર્યંત ફેંક્યાં કરેછે—એનો અંત ક્યારે આવશે, ફેંકેલાં ક્યાં ગયાં કે જાયછે, અથવા પડદા પાછળ શું છે એ જેમ નાટકના જોનાર નથી સમજતા તેમ આ માયાનાટકના જોનાર જીવ પણ સમજવાના નહિજ.

૩—૪. સાધારણ નાટકમાં જે વસ્તુનો પડદો બનેછે તેનાંજ પાત્ર નથી બનતાં, પણ માયા એવી વિચિત્ર, અનિર્વાચ્ય, અને નધારેલું પણ કરનારી છે કે પોતેજ પડદારૂપે ને પોતેજ પાછી પાત્રરૂપે પણ છે; આટલાજ માટે अघटितघटनापटीयसी ઇત્યાદિક રૂપે શાસ્ત્રો એને જાણેછે. આ પ્રમાણે ન કલ્પી શકાય એવા પાત્રરૂપે દર્શન આપી સર્વને મોહ પમાડી દેછે. એ એક નટીરૂપે, અર્થાત્ સ્ત્રી હોવાથી વધારે લોભાવનાર સ્વરૂપે જણાય છે. એનો શણગાર એવો છે કે ચંદ્ર સુરજ, અને અનેક ગ્રહોપગ્રહથી છવાચેલું આકાશ એ બે એનાં ભૂષણ અને વસ્ત્ર છે. ચંદ્રસૂર્ય જેવાં એનાં ઘરેણાં છે. અમુલ્ય બુટ્ટાદાર સાડીને સ્થલે ગ્રહોપગ્રહવાળું આકાશ છે. એના હાથ સમુદ્ર છે, અર્થાત્ સમુદ્રના તરંગ જે રાતદિવસ ઉછળ્યાં જાય છે તે એની નૃત્યસમયની હસ્તચેષ્ટા છેઃ અને એમ એનાં જુદાં જુદાં અંગરૂપે માનેલા ભૌતિક પદાર્થમાત્રરૂપી જે આ વિશ્વ(Universe) તે એનું શરીર છે; અને જે મરતાં જીવતાં ભાગતાં સંધાતાં પ્રાણીપદાર્થની સૃષ્ટિ જણાય છે તે માત્ર એનો શ્વાસોચ્છ્વાસ છે—અર્થાત્ એવી જન્મ મરણની મહાવાત તે કેવલ એના શ્વાસ લેવા મૂકવામાંજ બન્યાં કરે છે; એટલે તેવાં કર્મ અસંખ્ય હોઈ શકેછે ને એના મનમાં હીસાબ વિનાનાં છે; આવા સામર્થ્ય

અને સામગ્રીવાળી આ નદી નિત્ય નાચ્યાં કરે છે, ભુવિકૃતકે એટલે આ સૃષ્ટિરૂપી નાટયશાલામાં, તાત્પર્ય કે એનો વ્યાપાર કદાપિ બંધ પડતો નથી, હંમેશા ચાલ્યાંજ કરેછે, ને એવો ચાલેછે કે તેમાં અગણિત જોનારા ફસાઇ પડે છે. વળી પણ ફસાવાનું વિશેષ કારણ છે. આવા રૂપવાળી, ગુણવાળી, શક્તિવાળી છતાં, એનો દગંત, આંખનો ખુણો, અર્થાત્ આંખનાખુણાના ખટકા તથા વિલાસ, તે એકલાજ એવા રમણીય ને મોહક છે કે પ્રતિવિલાસે ને પ્રતિપલકારે આખું વિશ્વ જેને વિભવ માને છે તે મહાસમૃદ્ધિ, હર્ષ આનંદ એ સહજ બન્યાં રહે છે. આવી રીતિનુ માયાનું સ્વરૂપ કોને ન ફસાવે? એની શ્વાસક્રિયા એજ જન્મમરણાદિક સૃષ્ટિ, એની આંખના નિમિષ એજ વિભવ, એમ સૂચવતાં એવું રહસ્ય જણાવ્યું કે માણસો જેને મહોટી વાતો માનેછે તે તો માયાના સહજ કાયિક—એટલે કેવલ સ્વતંત્ર તથા અપ્રયત્નસાધ્ય—વ્યવહાર છે, ને તે એવા વિલક્ષણ હોવાથી એના સંબંધવાળાં સર્વને કોઇને કોઇ વખતે અનુભવવા પડેજ છે, છતાં સ્થિર, નિત્ય નથી એટલામાંજ વિરાગનું બીજ છે.

૫–૬. અનુભવવા પડે છે એમ કહેવાથી ને માયાને નદી માની અસ્થિર ચિત્તવાળી તથા એકને વળગી ન રહેનારી એવો નિર્વેદબોધક વ્યંગ્યાર્થ સૂચવી એમ જણાવવાનું છે કે એના પ્રસંગમાં કોઈ નિત્ય સુખી થનારો નથી, તેમ એ કયારે શું કરશે, અથવા પોતે જાતે ખરી કોણ છે એ પણ કોઈ સમજવાનું નથી. માટેજ કહ્યું કે એને કોણ સમજ્યું છે? અથવા કોણ સમજનાર છે? અર્થાત્ કોઇ નહિ. જ્યાં મોહોટા સંત અને મહંત, મહાત્માઓ, એનો પાર પામતાં થાકી ગયા ત્યાં પામર જીવનું શું ગજું?

વળી એનો સ્વભાવ ન સમજાય તેવું એક અધિક કારણ કહેછે કે, એમ તો વારંવાર બનેછે. જે નાટક ભજવનારાં એક વાર હસે, વળી એકવાર રડે, વળી એક વાર મરી બતાવે, એક વાર જીવી બતાવે; પણ આ નટી એવી વિલક્ષણ છે કે આવા સર્વને બીજા બહુ બહુ ભાવના રંગ એકજ ક્ષણમાં કરી બતાવે છે ! અહો આવો તંત્ર માણસથી કેમ સમજાય ?*

૭. ત્યારે શું કરવું ? જે વડે આવી નટીરૂપ માયાની પણ સત્તા પ્રવર્તે છે તેનેજ શોધો. જેનાથી આ નટીનો ખેલ સમજાય તેજ વાત મનમાં ધારણ કરો, કેમકે એ વિના એ હાથ થવાની કે દુઃખસુખમાં સપડાવતી અટકવાની નથી; એટલાજ માટે એ મહા-વસ્તુને સમજવી એજ ખરો અનામય—કાંઇ પણ આમય, રોગ દુઃખ વગેરે, વિનાનો—માર્ગ છે. આમ બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ માયાના આધારરૂપે કરી માયા ને બ્રહ્મનો સિદ્ધાન્તમાં કહ્યા

---

* જડ પદાર્થનું અનિર્વાચ્યત્વ બતાવતાં, તેના નિયમ તથા તદનુસાર તેની કૃતિ પણ અગમ્ય ને અચિંત્ય કહ્યાં. પાશ્ચાત્ય વિદ્યામાં " મેટર " નું સ્વરૂપ કહ્યું છે, તે આ વિચાર સાથે મેળવી જોવા જેવું છે. બ્રહ્મથી અભિન્ન આખું જડતંત્ર જણાવીને પુરુષ પ્રયત્નનો પણ અવકાશ કર્યો. જે ચૈતન્યમય જ્ઞાતા-બ્રહ્મ-નિત્ય, એકરૂપ તથા સર્વવ્યાપી, ને સર્વાધાર છે તેને કાર્યકારણનો-આરબ્ધનો-નિયમ સ્પર્શ પણ કરી શકે નહિ. તે નિયમનું સર્વબલ જડતંત્રપર છે, એટલે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવામાં તો પુરુષપ્રયત્નનો સ્પષ્ટ અને સિદ્ધ અવકાશ રહે છે. જુઓ ગીતાજી, અધ્યાય ૧૩ શ્લોક ૨૮-૨૯ તથા અધ્યાય ૧૮ શ્લોક ૧૪ થી ૧૭.

પ્રમાણેનો અભેદ શુદ્ધાધિકારીઓ તરફ કાંઇક વ્યંગ્યદ્વારા સૂચવ્યો. એ અભેદ મંદાધિકારીને માટે સ્પષ્ટ રીતે આગળ જણાવવામાં આવશે. આવો અભેદ કાંઇક રૂપાન્તરથી પૂજ્યપાદ શ્રીમચ્છંકરાચાર્યે પોતાની આનંદલહરી વગેરેમાં બતાવેલો છે.

---

( ૫ ).

માયાનો તિરસ્કાર કરી બ્રહ્મનિષ્ઠ થવું એવો સિદ્ધાંત સાંભળી એકદમ વિરાગમાં નિમગ્ન થવાય છે; પણ તે ચિરકાલ મનન કર્યા વિના સ્થિર થતો નથી. વળી રાગ પેદા થઇ માયામાં ભળાય છે. કોઇ વાર મહાકષ્ટ-વ્યાધિ, દુઃખ, વિયોગ-અનુભવાતાં પણ ત્યાગ બુદ્ધિ થઈ આવે છે. આવી સ્થૂલ ત્યાગબુદ્ધિનું કાંઇ સત્વમિશ્રિત તમોગુણ-જન્ય કાર્ય હવે કહ્યું છે. શુદ્ધ સત્વબુદ્ધિનો કરેલો ત્યાગ હવે પછી જણાવવામાં આવશે.

૧-૩. માયાને જીવનું કહેવું છે. હજી પણ જીવભાવ બન્યો રહ્યો છે, એટલો તામસ અંશ છે, માટેજ આ વર્ણન સ્થૂલત્યાગનું છે. નિશ્ચય તો થયો છે કે બ્રહ્મભાવમાં આનંદ છે, પણ હવે માયાને મૂકતાં મનમાં વિવિધભાવનો ઉદય થાય છે. કહે છે કે' હઠીલી ! મારું કહ્યું ન માનનારી ! મેં જેવો બ્રહ્મભાવ જાણ્યો છે તેવોજ જાણી મારી સાથે એક ન થઇ જનારી ! તું હવે-બ્રહ્મ જાણ્યા પછી—મને વળગવા આવે છે, ને મારી સાથે હું નથી રાખતો માટે રુવે છે, તારા વિવિધભાવથી મને આકર્ષે છે, તો તેથી હવે શું વળવાનું છે ? કાંઈજ નહિ. બ્રહ્મભાવમાં લીન ન થનારી તું તેનો મારે હવે ખપ નથી. તારી લુચ્ચાઈ મારા સમજવામાં આવી છે, એટલે.

હું હવે ફસાવાનો નથી. તારું ખરું રૂપ મેં જાણ્યું છે, અને તારો ખેલ પણ હું સમજ્યો છું તું એવી નઠારી છે કે મારા જેવા અગણિત લોક તારી પાછળ રાતદિવસ ફર્યાં કરે, ને તેથી તારી મહત્તા જણાય, એટલા માટે સર્વને તું જુદે જુદે રૂપે જણાયાં કરે છે; એમ વિધવિધ પલટાઇને કોઇને એકજ રૂપે બીજી વાર જણાતી નથી એટલે તને ખરે રૂપે ઓળખ્યા વિના સર્વે તારી પાછળ ભમ્યાં કરે છે; પણ જે લોક તારા રૂપ ઉપર, તારી વાણી ઉપર, કે તારા વિલાસ ઉપર, કે એવાજ કોઇ મોહના કારણ ઉપર આસક્ત હશે, જે નામરૂપાત્મકમાયાબદ્ધ પામર હશે, તે તારામાં ફસાશે, બાકી હું તો તેવો નથી એટલે મારી હવે આશા રાખીશ નહિ. હું તો બ્રહ્મરસમય—રસો વૈ સઃ—બ્રહ્માનંદરૂપ છું, ને તું તેથી કેવલ ઉલટી છે—રસસૂની છે; આવી બે વિરુદ્ધ વાતનો મેળ કદાપિ પણ થવાનો નથી–આપણો યોગ હવે થનારજ નથી. લૌકિક પ્રેમમાં પણ આવી વાત સહજ સમજાય તેમ છે, તો પરમબ્રહ્મરૂપ મહા પ્રેમમાં આવી વ્યવસ્થા રહે એ વિચારવા જોગ રહસ્ય છે.

૪–૫. મેં તારે માટે દુઃખ વેઠવામાં પણ બાકી રાખી નથી, છતાં મને શું મળ્યું ? કાંઈ નહિ. મેં મારી લાજ મૂકી અર્થાત્ જેમાં મારી મહત્તા મનાય એવું મારું મૂલબ્રહ્મસ્વરૂપ તે તારામાં ભળીને મેં ખોયું, ઘરબાર પણ ત્યજ્યું અર્થાત્ બ્રહ્મમય જગત્ એ મારું ઘર તે મૂકીને મેં તને એકલીનેજ મારું ખરું સ્થાન આપ્યું; મિત્ર, સગાં, સહાય કરનાર, સંબંધી એ સર્વ પણ ત્યજ્યાં; અર્થાત્ વિવેક વૈરાગ્ય, શમાદિ સંપત્તિ વગેરે મારું ખરું રૂપ બતાવનાર સાધન તેમને પણ મેં તારામાં લીન થઇ ગણકાર્યાં નહિ;

આટલું આટલું છતાં જે આનંદનો રંગ મને હાલ લાગ્યો છે તે તને લાગ્યો નહિ, મારી આવી અનન્યભક્તિથી પણ તારી મારામાં તન્મયતા બની નહિ, તું આનંદમય જણાઇ નહિ,–કદાપિ તારે એમ કહેવાનું ફાવે કે આનંદ, હું મારા રૂપ વિના બીજો સમજતી નથી, તો તેમ પણ નથી. આ મારા દિલમાં આનંદજ ઉભરાઇ રહ્યો છે તે જોઇને તો તે રૂપ બનવું હતું. પણ અરે ! તારામાં લેશ પણ આનંદ ન મળે એટલે ક્યાંથી તેમ થાય ? તારા સ્વભાવ-માં આનંદ કે તે સમજવાની શક્તિજ ન મળે, પછી વાત શી ? મારા મનમાં તો આનંદ વિના બીજું છેજ નહિ, ને તે ઝીલનાર તું તો ઠરી નહિ, ને બીજું કોઇ મળતું નથી. એટલે નકામો છલ-કયાં જાય છે. બસ એ આનંદજ અમને તો સુખરૂપ છે, તારું હવે કામ નથી.

૬–૭. ત્યારે ઉપસંહાર કરે છે કે, આવો વિરોધ સિદ્ધ થયા પછી સંબંધ ચાલવાનો નથી, માટે આખરે કહેવાનું કે તું રસમય, બ્રહ્મમય બન, મારી સાથે અભિન્ન થા; ને એમ ન હોય તો મને જવાદે—મારો કેડો મૂક;—મને રસ—આનંદ—બ્રહ્મનું એવું તન્મયજ્ઞાન થયું છે કે હવે મારાથી તારા સામું પણ જોવાય તેમ નથી; કેવલ એ રસમાંજ આનંદ, સુખ છે. તું જાણે કે હું એ રસના રૂપનો તને બોધ કરવા બેસું તે પણ ન જાણતી, કેવલ અજ્ઞાનમય અનધિકારી સાથે કોણ માથું ફોડે ? તેમ ખરું રસરૂપ–બ્રહ્મરૂપ–સમજાવવું, ને તે આવી માયાને, એ કાંઈ સરલ વાત છે ? માટે હું—જીવ—જે હવે રસમણિ–શ્રેષ્ઠ આનંદરૂપ બ્રહ્મ, મણિની પેઠે પોતાનો સ્પર્શ કરનારને પણ સુવર્ણમય–આનંદ-

મય બનાવનાર,–થઇ ગયો છું તે, રસનું રૂપ તો શું કહી બતાવું ? પણ એટલું તો નિશ્ચય કે તે રૂપમાં તારો સમાવેશ નથી, તું તો ચાલીજ જા; કેમકે એ રસ તો ગમે તેવો હો પણ જેમાં એ રસ નથી તે વિરસ—દુઃખ, ક્લેશથી પૂર્ણ—જણાય છે, ને તું પણ તેવીજ છે.

સ્થૂલત્યાગનું સ્વરૂપ આમ બ્રહ્મબોધ પામેલા જીવે ઠેઠ સુધી જણાવ્યું છે. પોતે બ્રહ્મરૂપ થયો છે, માયા ત્યજવા યોગ્ય છે, ઇત્યાદિ જે ભાન રહ્યું છે તે માયાના સંસર્ગથી થયેલા જીવભાવનો તામસ અંશ અવશેષ છે, તેને લીધે. એવી વૃત્તિનું પણ જ્યારે અભિમાન ટળે ત્યારે ખરૂં શુદ્ધ સત્ત્વનિષ્ઠ જ્ઞાન જણાય છે.

---

( ૬ )

સ્થૂલત્યાગનું સ્વરૂપ જણાવ્યું, હવે શુદ્ધસત્ત્વજન્ય સૂક્ષ્મત્યાગનું સ્વરૂપ જણાવવામાં આવેછે.

૧. જીવને કોઇ મહાત્મા સદ્‌ગુરુનું કહેવું છે, જીવનો સ્થૂલત્યાગ જોઇ, એ ખરો ત્યાગ નથી, પણ એ જીવ ખરા ત્યાગનો અધિકારી છે એમ સમજી, સદ્‌ગુરુ કૃપા કરી તેને સૂક્ષ્મત્યાગઃ काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ એવાં મહાવાક્યનું સ્મરણ કરી, કહે છે. હે ગાભરા ! માયાના લાંબા સંસ્કારથી ગભરાઇ ગયેલા ! અને એ માયાચક્રથી નીચે પડયા છતાં પણ તે ચક્રના ભ્રમણથી લાગેલા ફેરવડે ભ્રમિત થઈ ખરો વિવેક ન સમજનાર ગાફલ ! ઉઠી જા, તારો બ્રહ્મઅહંતાયુક્ત જીવભાવ ત્યજ. ઘણા જ્ઞાનીઓ આટલેજ અટકેછે, આગળ જઈ શકતા નથી. આગળ જવામાં તને શી આંટી, શી

અડચણ, અંતરે, છાની, ગુપ્ત, જોનારના સમજવામાં ન આવે તેવી રહીછે ? હવે, આટલો કાલ જતાં તારી પાંખ પ્રૌઢ થઇછે, ઉડવાને સમર્થ થઇ છે; તું જ્ઞાની બન્યોછે, વળી તારા જેવાનાં વચન પણ મોહોટા ડાહ્યા પુરુષો વખાણેછે, અર્થાત્ તારું જ્ઞાન બધાં માન્ય કરે તેવું સપ્રમાણ છે; વળી તારા હાથમાં નવેનિધિ અર્થાત્ સંસારનાં સર્વ સુખ, રમી રહ્યાંછે, મતલબ, તેથી પણ તું ધરાઈ કંટાળ્યો છે. કેહેવાનું તાત્પર્ય કે વિવેક અને વૈરાગ્ય જે બ્રહ્મજ્ઞાનનાં મુખ્ય સાધન તે તારામાં આવ્યાં છે છતાં કેમ શુદ્ધબ્રહ્મભાવ સમજતો નથી ? ઉત્તર તો ઉડી જા, પાંખ, વાણી એવા શબ્દોથી સૂચવેલા પોપટના રૂપકવડે આપેલુંજ છે. વ્યંગ્ય મતલબ એજ કહી છે કે, જ્ઞાન કેવલ પોપટ જેવું હોઇ અપરોક્ષ નથી માટેજ ખરું નથી. આવું ઉત્તર જાણ્યા છતાં, અજ્ઞાનીને સ્વતઃ બોધ આપવાના હેતુથી પૂછે છે કે આવાં વિવેક વૈરાગ્ય છતાં તને આ આસક્તિ, આ માયા, ને આ હું, આ એને મેં ત્યજી, ને હું આનંદરૂપ થયો, એ, આ વાત, પેલી વાત પર શ્રદ્ધા શી ?

૨. માયાનું વળી સૂક્ષ્મવર્ણન પોતાના અનુભવનું કહી જાગ્રત્ કરેછે. આ જે નજરે જુવેછે તે તો સ્વાર્થની જાલ છે, એમાં સર્વે પોતપોતાનું સંભાળવા બેઠાં છે, કોઇ કોનું નથી, એટલે એ જાલમાં ફસેલાં કોઇ પક્ષી છૂટયાં નથી કે છૂટવાનાં નથી. કોઈ પક્ષી એ જાલમાં ફસતાં ઉડી જાય તો બચે, પણ તેમ નથી. ઉડીને પણ નીકળવાનું નથી, પાછું એ જાલમાંજ પડવું પડેછે; કેમકે કામક્રોધાદિકનો તે જાલની આગળ પાછળ ઉલંઘી ન શકાય એવો ઉંચો કોટ છતાં કદાપિ વળી પડે તેવો નથી; કેમકે અગણિત કાલથી

એમનો એમજ મચી રહ્યો છે. રહસ્ય કે સહજ વિરાગ છતાં કામક્રોધાદિક ઝટ ફસાવેછે, ને તેવાં વિરાગી, ત્યાગી જણાય, પણ ખરા અધિકારી નથી. તું તો પ્રૌઢ પાંખવાળો એટલે આ કોટને પણ ઉલ્લંઘી જાય તેવો અર્થાત્ ખરા વિરાગવાળો છે તેથી સાચો અધિકારી જાણી કહ્યુંછે. એજ જાલનું ત્યારે વિશેષ રૂપ બતાવેછે કે એમાંથી કોઇના બચ્યાની પણ વાત જાણી નથી, કેમકે યુગે યુગે ભાગ્યે બે ચાર બચતા હોય તો, બાકી કોઇના બચ્યાનું સામાન્ય રીતે પ્રસિદ્ધ નથીઃ बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते । वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ गीता ॥ એમાંજ પોતાનું ભાન ભુલીને લાખો અર્થાત્ અગણિત લોક પચી ગયાછે, અર્થાત્ એમાંના એમાં એવા ડુબ્યાછે કે કોણ હતા ને ક્યાં ગયા તે પણ જણાયું નથી; ને કેટલાક વળી એવું ભાન ખોયા છતાં એ ખોયેલું ડાહાપણ એમાંને એમાંજ શોધવા મંડયા, અર્થાત્ માયાને આશ્રયે રહી ધર્મ ચલાવનાર સ્વાર્થી આચાર્યો થયા તે પણ એમાં એવા પચી ગયા કે તેમણે જે વાત શોધવા માંડી ને જડી એમ માની, તે તેમને પણ વાસ્તવિક જડી નહિ. અખો પણ એજ કહેછે કે " અખા એ અંધારો કુવો ઝઘડો ભાગી કોઈ નવ મુવો, એકનું થાપ્યું, બીજો હણે, એકથી આપને અદકો ગણે."

૩. ખરા અધિકારીનાં લક્ષણ કહેછે કે જે પ્રેમનો નશો પીએછે, નહિ કે થોડોજ ચાખેછે, પણ હાથે ઘુંટી રગડીને ખુબ પીએછે તેને નિત્ય, ક્ષણે ક્ષણ, નવા નવા આનંદ સમજવામાં આવેછે. આ પ્રેમને રખે માયિક એક વ્યક્તિનિષ્ઠપ્રેમ સમજો એમ, ધારી કહેછે કે એવો ખરો પ્રેમ પીધેલો માણુસ તો આખા બ્રહ્માંડમાં પોતાના રૂપનો

આનંદ લેછે, અર્થાત્ બધું બ્રહ્માંડ અને પોતે એવો ભેદ તેને જણાતો નથી, આવાનેજ ખરું જ્ઞાન થવાનું બીજાને નહિ. અને એવો પ્રેમની ખુમારી તારી આંખમાં ચઢેલી જણાય છે. માટેજ તું ખરો અધિકારી છે. એકવ્યક્તિનિષ્ઠપ્રેમથી સર્વપ્રેમનો માર્ગ પણ આમ પ્રકારાન્તરે સૂચવ્યો છે.

૪—૫. આ પ્રમાણે જીવને ખરા જ્ઞાન તરફ પ્રોત્સાહન કરી, હવે તેને ત્યાગ કરવાની વસ્તુઓ ધીમે .ધીમે બતાવેછે. તું જ્ઞાન પામી ગાભરો થઇ રહેલોછે, તો શું તું કોઈ બીજાને શોધેછે ?–તારા કોઇ, ગુરુ, સ્નેહી, સંબંધી, પ્રેમસ્થાનને શોધેછે ? કે કોઈ વસ્તુ પદાર્થ કાંઇ શોધેછે ? આમ હોય તો તારો સ્થૂલત્યાગ પણ નકામોજ છે; કેમકે તું જે માયાને દૂર જવા કહે છે તેનેજ વળગવા દોડેછે, આવા હેતુથી કહેછે કે એવું હોય તો તારા બોધમાં ધૂળ પડી આટલો સ્થૂલ ત્યાગ સુધીનો પણ તારો બોધ રદ છેઃ न निरोधो नचोत्पत्तिर्नबद्धो न च साधकः । न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥ पंच ॥ ખરું શોધવાનું એ નથી, પણ આત્મસ્વરૂપ, તારું પોતાનુંજ રૂપ, તે છે. એ .વિના બીજું ન શોધ. એ બોધ થઇ સર્વાત્મભાવ થયો કે તમામ વાત જડશે, અને એ વીસરી જઇ બીજું બીજું બધા લોક શોધેછે માટેજ હેરાન થાયછે. એક જ્ઞાનથી સર્વ વિજ્ઞાનના પ્રસંગે છાન્દોગ્યમાં એજ નિર્ણય છેઃ यथैकेन मृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं भवति वाचारंभण विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् વગેરે. સામાન્ય લોક જે દુઃખ વેઠેછે તે ખરી વાત મૂકી ખોટી શોધવાથીજ, તેના ઉદાહરણ તરીકે કહેછે કે કોઇ આખી દુનીયાં કેવલ નારીમય દેખે એવા લંપટ હોઈ એમાંજ

પરમ સુખ માનનારાછે, કોઇ બધું વિશ્વ સુવર્ણમય માની તેને લેવામાંજ પરમમોક્ષ સમજ્યા છે, કોઇ પૂરા વિષયગ્રસ્ત નહિ તો જરા મીઠી જીભે છેતરનારા, કોઇની એકાદ સુવર્ણરંગી લટ પર ફીદા થનારા કે અદાવાળી આંખ પર મરી પડનારા ને તે તે વાતમાં પરમાનંદ માનનારા—પણ સર્વે અહો! કેવા ભમેછે, કષ્ટ વેઠેછે, હાય મારેછે, ને પરિણામે શુદ્ધિ ઠેકાણે આવતાં રડે છે। આમ કોઇ આમાં, કોઇ પેલામાં, એમ લોક અગણિત વાતમાં અગણિતરૂપે આનંદ કલ્પેછે, પણ તે બધા ક્લેશમય ને વ્યર્થ છે. ખરી આનંદમય વાત, નિત્ય ચાલે તેવી તો, કહીંની કહીં રહી ગઇછે—તે સહજ જડે તેવી નથી; કોઇ તારા જેવા અધિકારીને જડે તો જડે.

૬–૭. જીવના અધિકારની પ્રશંસા કરી, બીજી સર્વ જ્ઞેય વાતનો નિષેધ કરી, ખરી જાણવાની વાત સૂચવી દીધી. હવે તેનું સાધન સૂચવવા યુક્તિ કહી બતાવે છે. આવી શંકા વારંવાર બને છે કે જ્યારે સર્વત્ર બ્રહ્મભાવ થવાનો ત્યારે વ્યવહાર નીભે નહિ; કેમકે તે વ્યવહારનો કર્તા કોઈ રહેતો નથી, તેમ સર્વ બ્રહ્મભાવ થવાનો સાક્ષી પણ કોઇ ઠરતો નથી. એટલે આવી વાત કરવી અનુભવવિરુદ્ધ છે. આ શંકાનું વાસ્તવિક સમાધાન એમ છે કે સર્વ બ્રહ્મભાવ અનિર્વચનીય છે, તો તેનું નિર્વચન દ્વૈતભાવ વિના બનતું નથી, માટે દ્વૈતાશ્રય કરીને સર્વ ઉપદેશાદિક પ્રવર્તે છે, બાકી વસ્તુગતિ તો એજ છે કે એવું બને છે, તે જેને બને છે તે સમજે છે. બીજાને કહેવાય તેવું નથી. બૃહદારણ્યકમાં એજ કહેલું છે કે यत्रत्वस्य सर्वमात्मैवाभूत् तत् केन कं पश्येत्. એક પાશ્ચાત્ય તત્ત્વતાની પણ

કથે છેઃ " In relating my individual self to an outward object, I at the same time necessarily presume that the two, I and the object are entirely distinguishable as terms in the relation, but there is a wider unity in which are both alike embraced. ":—JOHN CAIRD. આજ શંકાના વાસ્તવિક સમાધાન માટે કંઠરવે તો પદ ૧૦ માની સાતમી કડીમાં કહેવામાં આવશે, પણ અત્રે આ શંકા મનમાં રાખી તેના સમાધાન માટે નાનો સરખો સ્થૂલ અનુભવ, સાધનની સૂચના ભેગો જણાવી દે છે, કે તું નાનો બાલક હતો ત્યારે મારું તારું એવો ભેદ હોઇ કામક્રોધાદિ વિકારથી કુલેશ પેદા થતો નહિ, એટલે તમામ વાત છે તેવીજ જણાતી; પણ જેમ જેમ વર્ષ વધતાં ગયાં, જેમ જેમ સંસારની આંટીઓ બંધાતી ગઈ, પરણ્યો પ્રજા થઇ, વગેરે જવાબદારી વધતી ગઇ, તેમ તેમ અવળું જ્ઞાન વધતું ગયું—આ મારું, આ પારકું, મારાંને માટે ગમે તેમ કરી મેળવી આણવું, પારકાંનું ગમે તે થાઓ, આવો વ્યવહાર ઉઠયો આવી વાતનું એક નામ કહીએ તો એજ કે પરભાવ–પારકું પોતાનું એ બુદ્ધિ, બંધાઇ, એનુંજ નામ મન; તે ખરેખર ઘણુંજ સ્વાર્થી ને તેથી કેવલ અનાચારી તથા ખરું જ્ઞાન ગમે તેમ કરી પણ ભુલાવનાર–કુડું થઇ પડયું. ત્યારે જો ફરી બાલપણુ આવે તો વાસ્તવિક સર્વ બ્રહ્મભાવ થાય એ સિદ્ધ વાત; એમ સમજાવવા એજ પૂછેછે કે ભાઈ! ત્યારે ફરી બાલપણુ કયાં કયાથી મળે ? ઉત્તર તો સ્પષ્ટજ છે કે કહીં પણ જવાથી નહિ, પણ વચમાંનો કુડો ખેલ બનાવનારું જે મન તેને ઉરાડી દેવાથીજ

મળે. આ મન કેમ ઉડે તેની પ્રક્રિયા સહજમાં જણાવે છે. આ દુનીયાંરૂપી પોથી વાચતાં વાચતાં એ મન બંધાયું છે. તો એ બધું ભણેલું હવે ભુલવા માંડ, અને એમ કરતાં માથે પળીયાં તો આવી જશે એવું એ કામ દુઃખસાધ્ય અને કઠિન છે, પણ પળીયાં છતાંએ નાનો બાલક બની જા—અર્થાત્ ભાન ભુલી જા એમ મતલબ નથી. પણ આટલો મનનો ખેલ છે એમ વિવેક કરી તેને વીસાર, અને સ્વપ્રકાશ જ્ઞાનમાત્રમાં લીન થા—એટલે જે મસ્તી દારૂડીયા, વ્યસની, માયાના આનંદવાળા લોકો ખોળે છે તે તને ખરે રૂપે મળશે, જે સુખ શોધવામાં બધું જગત્ બેવકુફ બને છે તે સુખ ખરે રૂપે તને પ્રાપ્ત થશે;—ને એ પ્રાપ્ત થયા પછી કદાપિ ટળશે નહિ, જન્મમરણ પણ થશે નહિ, કેમકે પછી કર્તા ભોક્તા એ ભ્રમ નિવૃત્ત થવાથી તને પાપ પુણ્ય અડનારાં નથી, કે તેને લેઇને તારા સુખમાં કદી વધઘટ થાયઃ भिद्यते हृदयग्रंथिश्छिद्यन्ते सर्वसंशयाः । क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥ मा. उ ॥ આમ ખરા ત્યાગનું રૂપ જણાવી કેવલ ભગવાં કરવા વગેરેમાંજ ત્યાગ સમાતો નથી એમ સૂચના પણ કરીછે. *

---

( ૭ )

ખરો સાત્વિક બોધ અને સાત્વિકત્યાગની પ્રક્રિયા જાણ્યા પછી, ને તે અનુભવમાં આણવા પછી માયા રહેતીજ નથી. પોતાની મેળેજ ચાલવા માંડે છે.

---

* જડ ચૈતન્ય અભિન્ન છે એટલે ત્યાગ—સર્વ ત્યજ્યું એવો બાહ્ય ઢોંગ, વ્યર્થ છે. માનસત્યાગજ સિદ્ધ છે. જુઓ ગીતાજી અધ્યાય ૧૮, શ્લોક ૧૧.

૧. જે મન માયાનુંજ બનેલું છે, તે નાશ પામતાં, અર્થાત્ તેનો જીવે જ્ઞાનથી નાશ કરવા માંડયે છતે માયા તેમાંથી નીકળી જવા માંડી ને જીવ મન અને માયા એનો એકભાવ બ્રહ્મરૂપે થવા માંડયો તે વખતમાં મનનું બોલવું છે. માયાનો સંસ્કાર એકવાર થયા પછી છૂટવો ઘણો મુસ્કેલ છે. ગમે તેમ કરી ત્યજે તો પણ ફરી વળગ્યા વિના રહે નહિ એવો દુર્ઘટ છે. માટે આટલા વિરાગમાં મરી જતું મન પણ માયારૂપી પોતાની પ્રિયાને વીસરતું નથી. પણ સત્ત્વનિષ્ટ વિરાગ પ્રબલ વર્તી મનનો ને જીવનો નાશ કરી બ્રહ્મ માયા સર્વનું ઐકય કર્યા વિના રહેતો નથી. કહેછે કે અરે માયા ! તારું ને મારું દીલ એક થયું છે, હું તારા રૂપજ છું ત્યારે હવે તું ખીજાઇને અર્થાત્ હું તને ત્યજવા માંડુંછું એમ સમજી ખીજાઇને શા માટે દીલ પાછું ખેંચી મને દુઃખી કરેછે ? હું તને ત્યજતું નથી, મારે તો તને ત્યજવાનું દિલ પણ નથી, પણ જીવ મોહાજ્ઞાનમાં પડી મને એમ કરાવેછે તે મારો દોષ નથી. તારી આંખોમાંની મીઠી ખુમારી પીનેજ હું જીવું છું તો તું તારાં નયન હવે મારા પરથી કયાં ફેરવી લે છે ? આમ જ્યારે ખરું જ્ઞાન ઉદય પામેછે ત્યારે માયા પોતાની મેળે નાસેછે. વિલક્ષણ છે કે પૂર્વે જ્ઞાન માયામાં દબાઈ રહેતું હતું હવે માયા તે જ્ઞાનને ખડું થયું જોતાંજ જીવ લઇ નાસેછે.

૨. વળી મન પોતાનો ને માયાનો વિશેષ સંબંધ સ્મરણ કરાવેછે કે હું તારા પરજ દીવાનું છું, અર્થાત્ તનેજ નિરંતર દેખુંછું તારા વિના બીજી કોઇ વાત મારા ધ્યાનમાં નથી. આવો કેવલ તારામય થઇ રહેવારૂપી આસક્તિનો મદ્ય તેંજ મને પાયોછે, કે જેને

સીધે તારા વિનાની અર્થાત્ જ્ઞાનાદિકની વાત મને સુજતી નથી, તો હવે તારે ફાવે તેમ કર. મારે તોયે તું, ને જીવાડે તોયે તું. હું તો તારે શરણ છું—ને શરણાગતનું રક્ષણ કરવું એ સર્વનો, ને તારા જેવાં સમર્થનો ધર્મ છે, તો શરણ આવેલો અને વળી આ રીતિનો તારો ભક્ત, તારામાંજ લીન થયેલો, તેને હવે સાચવી લેવો એ તારી ફરજ છે; માટે ગમે તેમ કર પણ મને જીવાડયા વિના ચાલવાનું નથી.

૩. આમ જ્ઞાન થયા પછી માયા પાસે આવતી નથી એટલે મન પોતાની મેળેજ મરવા માંડે છે, છતાં તેને માયાનો સંસ્કાર છૂટતો નથી; માટે વળી માયાને વળગવા જાયછે ને એનીજ લાલસામાં મરેછે. મનનો ધર્મ વિલક્ષણ છે! એની રટના, એની ઇચ્છા, ને એની ભાવનાઓ કલ્પી પણ ન શકાય તેવી છે; ને તે બધી સફલ થાય તેમ પણ નથી, તો તેના સુખદુઃખાદિની તો વાતજ શી? મનની આવી આસક્તિ રહ્યાંજ જાયછે, પણ જ્ઞાન થતાં તે મનનો સમૂલ નાશ થઈ જાયછે. આ વાતજ હવે કહીછે. મન માયાને વળગવા ઘણુંએ તરફડયું પણ માયાએ હાથ ધર્યો નહિ; ત્યારે નિરાશ થઇ કહેછે. અરે! તારી ને મારી પ્રીતિને ધિક્કાર છે! તું શું વિચારી રહીછે? જેમ કોઇ વિલક્ષણ સ્વપ્ન જોઈ ચમકી રહી હોય તેમ શા વિચારમાં ગુમ થઇ મારું કહેવું સાંભળતી નથી? ખરો વિરાગ એવોજ થાયછે કે જ્યારે તમામ પાસાથી મન નિરાશ થાયછે ત્યારે ઠરેછે, ને માયા તો સ્વપ્નમયજ છે એમ થોડું થોડું સમજવા માંડેછે. એજ વાત વળી લંબાવીને કહેછે કે અરે માયા! તું હોડે આંગળી મૂકી શું વિચારી રહી છે? માયાને અત્રે એક સ્ત્રીના રૂપે વર્ણવવામાં રહસ્ય એવું છે કે મનમાંથી સ્ત્રીલાલસા

બહુ મોડી અને મુશ્કેલીએ છુટેછે. પરમાર્થમાં તો માયાને સ્ત્રીરૂપ કલ્પવાનો હેતુ તેની પુરુષ અથવા બ્રહ્મને અધીનતા જણાવવાનોજ છે.

૪. માયા આ પ્રમાણે સ્તબ્ધ થઇ જવાથી તેનું માથું ઝુકીને પડવા લાગ્યું, તેવામાં અલક, લટ, છુટીને તે જોવા માંડી, એટલામાં તો એ વિજળીની પેઠે ઝંખાઇને, જાણે લજવાઇ નેજ હોય નહિ, તેમ નાશી ગઈ. જેમ મન પાછું હઠતું ગયું તેમ, માયાના અંશ એક પછી એક છુટવા લાગ્યા અને પરિણામે આખી અદૃશ્ય થઇ ગઇ. મનોધર્મ કેવો દુષ્ટ છે ? આટલે સુધી માયા અદૃસ્ય થયા છતાં પૂછેછે ક્યાં ગઈ? હજુ પણ માયાના ચક્રથી થયેલી ભ્રમણા ટળતી નથી ! પણ આવી આધાર વિનાની સ્થિતિ ક્યાં સુધી ચાલે ? છેવટે હા ! એમ કરી વળી એક વાર ક્યાં ગઇ એમ ઉચ્ચારી મન મરણ પામે છે ! અર્થાત્ જ્ઞાનમય આત્મામાં લીન થાયછે, ને એમ થતાં માયા અને બ્રહ્મનો પણ અભેદ સમજાય છે, તેથીજ કહેછે કે બ્રહ્માંડ બેઠી છાઇને, માયા તો બ્રહ્માંડરૂપજ છે, બધો બ્રહ્માંડનો ખેલ એનોજ છે, ને તે બ્રહ્માશ્રિત છે, એટલે બ્રહ્મમય છે.

૫. આવું કેવલ અભેદનું જ્ઞાન ઉદય થતાં દેવ, સંપ્રદાય, વગેરેની પણ વાત મિથ્યા થાયછે, આવું જણાવવાને કહ્યું કે બ્રહ્મા વિષ્ણુ, વગેરે દેવાદિક તે તું હોય ત્યાં સુધી છે, પરમાર્થમાં સર્વ બ્રહ્મ છે; હવે તો હું–તને મોહી રહેનાર મન,–તું–માયા,—અને બ્રહ્મ, એ ત્રિપુટી જ્ઞાન, જ્ઞેય, જ્ઞાતા—સર્વે એક છીએ—આવીજ નિર્વિકલ્પસમાધિ સિદ્ધ થઇ છે. આ બધો ખેલ ખરા પ્રેમની, બ્રહ્મની લીલાનોજ છે. लोकवत्तुलीलाकैवल्यम् એ બ્રહ્મસૂત્ર ઉપરના શ્રીમચ્છંકરાચાર્યના ભાષ્યમાં પણ જગત્સૃષ્ટિનું આવીજ કોઈ અહેતુક

સ્વાભાવિક લીલારૂપે વર્ણન છે. મનોનાશ થયા વિના પરમજ્ઞાન કે
બ્રહ્મભાવ બનતો નથી, આમ સિદ્ધાન્ત જણાવી, તે થયાની પ્રક્રિયાનું
અત્રે વર્ણન કર્યું. સર્વ ધર્મમાં રહસ્ય આવીજ જાતિનું હોય છે
વેદશાસ્ત્રવિરુદ્ધ જે ક્રિશ્ચિયન ધર્મ તેમાં પણ જન્મ્યા પછી થોડીજ
ઉમરે ક્રાઇસ્ટને મારી નાખ્યો એવી વાત કાંઇક આવા રૂપકરૂપે છે
એમ મનાય; કેમકે તેના મરવામાંથીજ માણસનો મોક્ષ થયો એમ
કથેલું છે. આ પદ્યમાં મનને વશ કરવાનો ક્રમ પણ સહજ સૂચિત
છે. પોતાના પ્રિય ગણેલા અંશ ધીમે ધીમે ત્યજવાથીજ મનનો
સમૂલ નાશ થઇ રહેછે, એ રહસ્ય છે. યોગમાર્ગે પણ કુંડલીના પ્ર-
બોધ પર્યંતની સુષુમ્ણા નાડીમાં ધારણા બને તો મનોનાશ સ્પષ્ટજ છે.

૬. આમ મનોનાશ થઇ, બ્રહ્મભાવ ઉદય પામ્યો અને દ્વૈત,
ધર્મ, કર્મ વગેરે વ્યવસ્થા વ્યર્થ ઠરી ત્યારે આવું માનનારો તે ના-
સ્તિક કે આસ્તિક, કોણ? એમ સમજાયા પછી પોતે કોણ એમ
જાણવાની પણ એવા જ્ઞાનીને દરકાર નથી. એ જણાવવાનેજ કહે
છે કે મને નાસ્તિવર કહો, કે આસ્તિક કહો, ગાંડો કહો પણ મારે
તેની ચિંતા નથી; આવી સિદ્ધ વાતમાં નાસ્તિકતા કે આસ્તિકતા કે
ગાંડપણ વગેરેનો આરોપ કરનારને માટે મારી વાત નથી, પણ હું-
જ્ઞાતા, તું-જ્ઞેય એ સર્વે એક છે, એવો મર્મ સમજનાર, એવો
વ્યંગ્ય ખોળીને પકડી લેનાર, અધિકારી માટે છે. તેવા તો
વિરલજ હોય!

( ૮ )

આ પ્રમાણે માયાનું જુદા જુદા પ્રકારે વર્ણન કરી હવે તે
માયાનું સ્વરૂપ તથા તે માયાનો ત્યાગ યથાર્થ સમજાયા પછી ખરે

વિરાગ કેવો થાય છે તેનું વર્ણન આપે છે. માયા વિષેજ આટલા પ્રકારાંતર કરી કરી લખવાનું રહસ્ય એ છે કે માયા ત્યજવી કે સમજવી ઘણી દુર્ઘટ છે.

૧. જ્ઞાની કહે છે કે હું વૈરાગીજ છું, ભગવાં લુગડાં પેહેરવાથી થયેલો નહિ, દીક્ષા લઇ અમુક સમ્પ્રદાયને વળગેલો એવો નહિ, કે નહિ ફક્ત થોડા વખતથી થયેલો, પણ અનાદિ કાલનો, જ્યારથી જન્મ્યો ત્યારનો વિરાગીજ છું. એવો વિરાગ ઉદય કેમ થયો તેનું કારણ કહે છે કે રામ અર્થાત્ સર્વમાં રમી રહેનાર પરબ્રહ્મ તેમાંજ લીનતા થઇ છે, ને તે અચલ, કદાપિ ટળે નહિ તેવી થઇ છે, એટલે બીજી વાત મિથ્યા છે. સર્વ વાત તેનેજ અધીન છે, ને તેમાં હું સ્થિર છું એટલે બીજી વાતનો વિરાગ સ્વાભાવિકજ છે. મૂલ બ્રહ્મસ્વરૂપ કશાથી રાગ પામેલું છે નહિ, સર્વદા વિરાગીજ છે.

૨. મૂલથીજ વિરાગી હોવાનું કારણ હવે યુક્તિપૂર્વક કહી બતાવે છે. આ જગત્માં જે વખત આવવું થયું તે વખત મારી સાથે આ શરીર વિના કાંઈ હતું નહિ, તેમ જવામાં પણ તેવુંજ થવાનું છે, તો મારું મારું માની લીધેલું તો કાંઇ પણ મારું નથી, એ સિદ્ધ વાત છે; માટેજ મિથ્યા વચલી બાજી, વચમાંની વાત, બધો માયાનો વ્યવહાર વચમાં માંડયો તે મિથ્યા છે, સ્વપ્નવત્ છે, ત્રિકાલમાં સ્થિર રહે તેવો નિત્ય નથી માયાનું સ્વરૂપ કહેતાં શ્રીકૃષ્ણ ભગવાન કથે છે કે अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत । अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ गीता ॥ માયા કેવલ વ્યક્તમધ્યજ માનીછે, કેમકે ભૂત

અને ભવિષ્યમાં ન છતાં કેવલ વર્તમાનમાંજ તેની સત્તા મનાઇ છે. આમ માયા નિત્ય નથી, ને પોતે તો વિરક્તજ છે, ત્યારે પૂછેછે કે હે સંતો ! હે જ્ઞાનના શુદ્ધ અધિકારીઓ ! તમે કદાપિ કદાપિ ચળીને તે માયાપર પ્રેમ કરી જાઓછો, તે શા ઉપર કરો છો ? એનો સ્વભાવ તો નિત્ય નથી, એ તો ઘડીમાં ભાગેછે ને ઘડીમાં સાજી થાયછે; આવી મિથ્યા વાત પર મમતા કેમ કરોછો ? તમારું નિર્લેપ સ્વરૂપજ ઓળખી વિરક્ત રહો.

૩. દુનીયાંમાં પ્રેમ, અર્થાત્ આ, તે, એવો વ્યક્તિનિષ્ઠપ્રેમ, માણસને હેરાન કરેછે, જેવો પોતાના સ્વાર્થ પર પ્રેમ હોયછે તેવો બીજા પર નથી હોતો, પણ તેથી તરતજ ઉતરતો પત્નીપર હોયછે. પણ વિચારવાન્ પુરુષો જાણેછે કે એ પણ કેવલ સ્વાર્થની સગી છે, એનેજ માટે, એની પ્રજાને માટે, કાળાંધોળાં કરવાં પડે છે, એમ એ તો માણસની પછવાડે કષ્ટરૂપ થઇ પડી છે, મહા અનર્થ કરાવનાર ભૂતની પેઠે વળગી છે. આમ વિચાર કરતાં કદાપિ પત્નીનો સ્વાર્થ સમજાઇ તેના પર વિરાગ આવે, પણ જેણે આપણને જન્મ આપેલો અને જેના હાથમાં ઉછરેલાં તેના ઉપરનો સ્નેહ કેમ તૂટે ? એમાં પણ વિચાર તો સ્પષ્ટજ છે. સર્વ સ્વાર્થનું સગું છે, કમાઇ લાવે તો દીકરો નહિ તો પથરો એ લોક પ્રસિદ્ધ છે, તો તે સંબંધમાં પણ લપટાઇ રહેવામાં માલ નથી. અહો એવાં કેવલ નિઃસ્વાર્થી જણાતાં માબાપ તે પણ સ્વાર્થ સાધે ! એ ખરેખર આખરની છેલ્લીજ ઠોકર છે ! પણ તેની ખાધા વિના ખરો વિરામ થતો નથી.

૪. લખવાનું તાત્પર્ય એમ નથી કે પત્ની, મા, બાપ, વગેરેને ત્યજીને નાશી જાઓ; પણ એમ છે કે તેજ તમારા પરમશ્રેયનું સ્થાન

છે, એમ જાણી ભુલાવામાં ન પડો. એ બધાં માયાનાં બંધન છે. તેની ઉપાસનામાં આસક્ત ન થાઓ, પણ ખરો પ્રેમ પૂર્ણપુરુષ પરબ્રહ્મમાં બાંધો કે મોક્ષ થાય. આવા આશયથીજ કહે છે કે ભાઇ આવા સંબંધોમાં કદી ને કદી એવો અનુભવ જરૂર થશે કે જેથી મન ચીરાઇને મરી જવાય, પણ કોઇને કહેવાય નહિ; એમ કંટાળતાં ભીતર એવું દાઝશે કે કાંઈ ગમે નહિ; આમ પ્રત્યક્ષ અનુભવ થઇ, વિચાર કરતાં માયાનો ખેલ નકામો જણાવાથી મન ગભરાઈ રહે ને શું સાચું તે શોધે, પણ તેને કોણ બતાવે ? આમ જ્યાં ભીતર દાઝયું ત્યાં ઓસડ કેમ લાગે, અને સાચી વાત કોણ બતાવે કે જેથી એ ભીતરમાં આનંદ ઉદય પામે ? માબાપ સગાં સંબંધી એ સંબંધોથી તો ખરે, શોધેલો ઉપાય મળવાનો નહિ, કેમકે એ તો ધૂળ ઉપર લીંપણ છે, એમના પરના સ્નેહથી ખરો પ્રેમભાવ સમજાવાનો નહિ. માટે જે જે લોક એવી વાતોમાં લીન થયા છે તે કાચી બુદ્ધિના, પામર પ્રાણી છે એમ હે મુમુક્ષુઓ ! નક્કી સમજજો.

૫. માતાપિતાદિકમાં કદાપિ સ્નેહ ભલે ન લાગો, પણ પોતે પસંદ કરી સમાનશીલ વ્યસનવાળો ખરો પ્રેમી મિત્ર કર્યો હોય તેનાથી કેમ છૂટા થવાય ? છૂટા થવા ન થવાનીવાત નથી, પણ તેજ તમારો ઈશ્વર એમ સમજવામાં ભૂલ છે કેમકે તે શુદ્ધ બ્રહ્મમય, પ્રેમમય હોય તો જુદી વાત, પણ તેમ નથી, તે પણ માયામયજ છે. એ વાત સ્પષ્ટ કરે છે કે તેઓ પણ માયાના સંગી છે, પોતાની વાત પર રોકાયલા છે, હુંપદ ત્યજતા નથી, તન્મય થતા નથી, ને સર્વદા આ મારું આ મારા મિત્રનું એમ માની જુદાને જુદા રહી સ્વાર્થ બુદ્ધિ બતાવે છે, ને સ્વાર્થપરાયણ હોય છે. વળી આવા સ્વાર્થ

ઉપરાંત એવા અહંપદ યુક્ત પણ હોય છે કે તારા મનની ખરી જેવી હોય તેવી સમજતા નથી ને તારે તો તારા મનમાંજ અટ-વાવું પડે છે, આટલુંજ નહિ પણ વળી પોતેજ ડાહ્યા છે એમ સમજી તને મૂર્ખ પણ બનાવવા ચૂકતા નથી. આવા કેવલ ભેદભાવ અને સ્વાર્થબુદ્ધિવાળા તે મિત્ર કેમ ગણાય ! એમાં પણ આસક્તિ હોવી મિથ્યા છે.

૬. બધાનો દૈહિકત્યાગ કરવાની ના કહે છે. ને વળી ત્યાગ કરો એવી યુક્તિઓ બતાવે છે ત્યારે સત્ય શું ? સત્ય એટલુંજ કે પ્રેમ જો કરવો હોય તો બ્રહ્મ સાથે કરો, અનિત્ય વસ્તુઓ સાથે ને માયિક પદાર્થો સાથે ન કરો. તેની પ્રક્રિયા એ છે કે યાવદ્જ્ઞેય પર સમાન પ્રેમભાવ માનો, સર્વને પોતાનાં જાણો ને એ સર્વાધાર ઈશ્વરપર–આત્મારામપર પ્રેમ રાખો. વેદ, પુરાણ વગેરે શાસ્ત્રોનો તેમ જુદા જુદા મહાત્મા અને આચાર્યોનો એજ વાસ્તવિક અનુભવ છે—ખરો આનંદમાર્ગ એજ તેમણે શોધ્યોછે. તમે પણ તેમ કરો, ને તેમ કરતાં કદાપિ માયાના જીવ ખોટું સારું કહે, કીર્તિ નિંદા ગમે તે કરે, તો તેની લેશ પણ દરકાર ન કરો. કર્તવ્યથી ચૂકો નહિ, પણ તેમાંજ આસક્ત ન થાઓ. કેમકે જે જ્ઞાની છે તે कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥ गीता ॥

૭. આમ કરવામાં તો ઘર વેચીને તીરથ કરવાની વાત થઇ, માટે એ ધર્મ કામનો નહિ. ઘર સાચવવું ને હરિભજન કરવું એ ખરો માર્ગછે એમ કોઇ—ઘણા ધર્મસંપ્રદાયવાળા—બતાવે છે તે ઠીક છે. એ વાત ખોટી છે એમ જણાવ્યું છે. આમ હોયજ નહિ, કેમકે જેને હરિ ઉપર ખરો પ્રેમ છે તે હરિ વિના બીજું દેખતો નથી, ને હરિ તો સર્વત્ર છે, ત્યારે આ મારું ઘર ને આ હરિ એવો ભેદ

ભાવ ક્યાં રહ્યો ? સિદ્ધાન્ત એજ છે કે મોક્ષ કેવલ અભેદનો અનુભવ કરવામાં છે બીજા કશામાં નથી, ઘર બાળી તીર્થ કરવાની પણ વાત નથી, કેવલ ભેદનો તથા ન્યૂનાધિકતાનોજ નિષેધ છે.

આ કડીમાં સર્વે દ્વૈતવાદીઓના ખંડનની સૂક્ષ્મયુક્તિ કહીછે.

૮. ત્યારે ખરો ભક્ત, ખરો પ્રેમી, ખરો જ્ઞાની કોણ ? જે અમે પ્રેમી છીએ એમ કહેતા ફરેછે તેવા રાગી લોક ખરા રાગી–પ્રેમી—નથી, એ તો એમ કહેછે તેટલામાંજ તેમનો સ્વાર્થ જણાઇ આવેછે, અમે પ્રેમી ને બીજા નહિ એ ભેદબુદ્ધિજ તેમનું અજ્ઞાન જણાવેછે; પણ ખરા પ્રેમી, જ્ઞાની, તો એજ કે જે વિરાગી છે, અર્થાત જે પોતાના પ્રેમસ્થાન—બ્રહ્મ—સિવાય બીજા તમામને જાણતા સરખા પણ નથી, બધું પ્રેમસ્થાનમય દેખેછે, મારું તારું એ પરથી વિરાગ પામ્યા છે. ભેદ એ શબ્દ સમજતા નથી. આવાનેજ વૈરાગી કહેવાતા હોય તો દુનીયાંમાં વૈરાગી થઇ ફરેછે તે કેવા ? જેઓ રાગ અર્થાત્ પ્રેમ, અને વિરાગ—ત્યાગ—એ બેને એકરૂપે –ઉપર બતાવ્યા પ્રમાણે—નથી સમજતા તે તો દુનીયાંમાં ભીખ માગવા માટે વેષ ધરનાર વૈરાગીઓ છે. ખરા વિરાગી તો પ્રેમીજ છે; કોઇપર પ્રેમ ન રાખતાં સર્વને ત્યજીને નાસનાર વિરાગી નથી એ તો કેવલ પેટને માટે ભમનારા છે.

૯. આ પ્રમાણે હોવાથી સિદ્ધાન્ત કે નિર્વિકાર પરમાત્મા એજ પરપ્રેમાસ્પદ છે; તેનો પ્રેમ કરનાર મણિરૂપ અધિકારીઓને લોક પથ્થરરૂપ ગણે તો પણ ભલે. એમના કહેવા ઉપર તે પ્રેમનો સંબંધ નથી.

---

( ૯ )

વિવેક, વિરાગ, શમાદિષટ્સંપત્તિ અને મુમુક્ષુતા એ ચાર બ્રહ્મજ્ઞાન પામવાનાં સાધન કહેવાયછે; ને જેનામાં એ ના હોય તેને બ્રહ્મજ્ઞાન સાંભળવાનો અધિકાર પણ કહ્યો નથી. આવાં સાધનોમાં પણ વિવેક અને વિરાગ વિના તો નજ ચાલે એમ સૂક્ષ્મસિદ્ધાન્ત છે. તો પરમવિરાગ પામી, બધે બ્રહ્મભાવનો પ્રેમ મનન અને નિદિધ્યાસનથી માની, તૈયાર થયેલા અધિકારીનો બ્રહ્માનંદ કહી બતાવેછે. વારંવાર કહ્યુંછે કે આ આનંદ અવર્ણ્ય છે, છતાં તેનું કાંઇક વર્ણન કરવાનો પ્રયત્ન છે. આટલે સુધી આવ્યા પછી, મનોવૃત્તિને કેવલ નિર્મૂલ કરી બ્રહ્મભાવના દૃઢ થવા માટે વિવિધ માર્ગ છે. જડયોગ, પુરુષયોગ, ધર્મયોગ, ભક્તિયોગ, હઠયોગ, જ્ઞાનયોગ વગેરે ભિન્ન ભિન્ન અધિકારીની યોગ્યતા પ્રમાણેના ભિન્ન ભિન્ન યોગમાર્ગ ઠરાવેલાછે. એ સર્વની વાત અનાદિકાલથી કેવલ ગુરુગમ્યજ રહેલી છે. ને તેમ હોવાનું કારણ પણ છે, કેમકે એવી સૂક્ષ્મ વાત ગ્રંથદ્વારા યથાર્થ કહી શકાતી નથી. અત્રે તે કહી બતાવવાનાં પ્રસંગ કે સામગ્રી કાંઇ નથી, પણ આ સ્થલે તેની સૂચના માત્ર કરી તે પછીના બ્રહ્માનંદનુંજ કાંઇક ભાન કરાવવા ધાર્યુંછે. એ વર્ણન ત્રણ પ્રકારે કરી બતાવ્યું છે, માયાથી છૂટા થઇ તેનો બ્રહ્મભાવ સમજી વિરક્ત થયેલા જ્ઞાનીની સ્થૂલ ઉક્તિ પ્રથમ આવેછે (૯); પછી શુદ્ધ બ્રહ્માનંદ કેવલ અવાચ્ય છે તેનું વર્ણન તેવા આનંદમાં મસ્ત થયેલાની ઉક્તિદ્વારા છે (૧૦); ને આખર અવર્ણ્ય છતે પણ કાંઇક તાદૃશ બતાવી શકાય એવી ઉપાસનાને યોગ્ય બ્રહ્મસ્તુતિ છે (૧૧). ગ્રંથસમાપ્તિ વખતે મંગલ પણ એમ પ્રકારાંતરે થઇરહેછે.

૧. માયાનો બ્રહ્મભાવ થઇ રહ્યા પછી બોલે છે કે બાહ્યદુની-યાંની નજરે મારાં માયિક સુખ મારાથી છૂટી ગયાં માટે હવે હું દુઃખી હોઇશ એમ લાગતું હશે, તેથી હું એમ કહું કે હે મારી પ્રિય માયા! તેં જે જે આનંદ કરાવેલા તે તારી જગો મારા દિલરૂપી તખ્તપર કોઇએ અદ્યાપિ પૂરી નથી, તને મૂકયા પછી મને તારા જેવો આનંદ આપનાર કોઈ પ્રાપ્ત થયું નથી, તો સંભવે; પણ નહિ. મારા દિલમાં જે આનંદમય પથારી થઇ રહીછે તે હવે સૂની છે એમ ન જાણવું, પ્રથમ તો તું એકલીજ મારાપર કૃપા કરી રહી હતી, હાલ સર્વ બ્રહ્મબોધ મળતાં પરમાનંદ સર્વત્ર જામી રહ્યો છે ને તેવળી નિત્ય છે. હરદમ મારા શ્વાસોચ્છ્વાસની સાથે જડાયલો છે, 'તું' એ શબ્દજ મિથ્યા થયોછે.

૨. એવો કલ્પિત પ્રેમ શા કામનો? ખરા પ્રેમનો અનુભવ તો દુનીયાંમાં છે, આવી શંકાનું સામાધાન કરેછે કે દુનીયાં ભલે પ્રીતિ ભરેલી હોય, ને ભલે તે પ્રીતિનો કોઈ ભાગ્યવાન્ માણસો અનુભવ કરતાં હોય, આટલુંજ નહિ પણ દુનીયાંમાં તમે આ પ્રમાણે કહો છો તે કરતાં પણ કદાપિ સોગણી પ્રીતિ પ્રાપ્ત થતી હોય, તો-પણ મારું દીલ એવી પ્રીતિને માટે હવે યોગ્ય થયુંછે કે એ સોગણી વધેલી દુનીયાંની પ્રીતિ પણ મારા દિલને પૂરી નથી. મારા દિલમાં એવી પ્રીતિ સમુદ્રમાં બિંદુ જેવી છે. એવો મારો પ્રેમાનંદનો અ-નુભવ અગાધ અને ગહન છે. માયિક પ્રિતિની મને દરકાર કયાંથી હોય?

૩. આમ છતાં પણ હું કાંઈ માયાને છેક ત્યજી શકયો નથી. શાસ્ત્રોનાં વચન છેજ કે ગમે તેવા જ્ઞાનીને પણ પ્રારબ્ધ અને પ્રકૃ-તિને અધીન રહી કર્મોપભોગ તો કરવોજ પડે છે, પણ તે કર્તા

ભોક્તા સમજતો નથી એટલોજ તેના જ્ઞાનનો ઉદય છે. न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते । न च संन्यसनादेव सिद्धिसमाधिगच्छति ॥ शरीरयात्रापि च ते न प्रसिद्धयेदकर्मणः ॥ न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् । कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ ઇત્યાદિ. એમ હું પણ માયાનાં કર્મમાં તો પરેલોજ છું. એટલે તારાં સુખદુઃખનો ઉપભોગ મારે પણ કરવો પડે છે. છતાં હું તારી સ્થૂલ કૃતિની પછવાડે દોડાદોડ કરતો નથી, કે તેના યોગાયોગ થતાં ફુલાઈ જતો કે હેરાન થઈ જતો નથી. તને તો હું ભાવે—ભાવમાત્રથીજ—રમાડું છું; તારા સંબંધથી પેદા થતી વૃત્તિઓને તદ્વિરોધી વૃત્તિઓથી શમાવું છું, ને આનંદ કરૂં છું. અને એ પ્રમાણે તને નિરંતર પાસે બેસાડી રાખું છું—સદા તારા પ્રસંગમાં નિર્લેપ રહી ફરુંછું;* કેવલ એક સાનમાત્રમાંજ તને મારી પાસે બેસાડું છું કે ખસેડી નાખુંછું એટલું હવે મને સામર્થ્ય છે. આવા આનંદ હું તારી સાથે પણ કર્યા કરું છું, ને ક્વચિત્ એવા તારા આનંદને સાક્ષાત્ ભોગવવાનું મને મન થઈ આવે છે પણ હું કોઇ

---

* વૃત્તિથી વૃત્તિને શમાવવી એ પણ એક યોગછે. એના ઘણા પ્રકારછે અત્રે એવું ઇષ્ટ છે કે વસ્તુમાત્રમાંના સત્–ચિત્–આનંદ અંશરૂપે સર્વ બ્રહ્મરૂપ છે, ને નામરૂપ—માયા–મિથ્યા છે–છેજ નહિ આવી વૃત્તિ તદાકાર જામીછે ત્યાં બીજીનો ઉદયજ નથી. ( જુઓ. પદ્ય ૧ ની ટુક ૨ ઉપરની ટીકા ). આ અજપાનું રટન, પ્રણવની અવિચ્છિન્ન ધારણા, સ્વરસંધાન, ઇત્યાદિ બીજી વૃત્તિને ઉદય ન પામવા દેવાનાં અંતરંગ તથા, દયા, ક્ષમા, મૌન, વ્રત આદિ નિયમ ગ્રહણ એ બહિરંગ સાધન છે.

મૂર્ત પદાર્થ જોતો નથી એટલે કોને ભેટું ? મૂર્તપદાર્થ એમ નથી જોતો કે બધું બ્રહ્મમયજ છે તેમાં અમુક વ્યક્તિ છે ને તે મારી છે એ ભાવ ઉદયજ પામતો નથી. ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतं ॥ ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥ गीता ॥

૪. મૂર્તવસ્તુમાત્ર હું માનતો નથી, ને મારે હવે તેનું કામ પણ શું છે ? એજ અર્થાત્ પૂર્વે અનુભવેલાં નયનની મઝા મને કાંઇ અધુરી નથી કે કોઈ મૂર્તિને શોધું. એજ નયનોની મઝા એમ કહી કેવલ બ્રહ્માનંદ કહ્યો—નયન—એટલે दृक्—જોનાર; તો ખરો જોનાર જ્ઞાતા, પરમાત્મા છે. એ ઉપર પ્રમાણ કે साक्षी दृगेव न तु दृश्यते ॥ वा० सु० ॥ એવા પરમાત્મારૂપ દ્રષ્ટાની તારો સંબંધ થતાં પહેલાં અનુભવેલી ને હાલપાછી અપરોક્ષ થયેલી મઝા મારે કાંઇ અધુરી નથી, કે હું કોઈ વ્યક્તિને કે તારાં નયનની મઝાને કલ્પવા જાઉં.

૫. તારો ને મારો સંબંધ અલબત છૂટે તેવો નથીજ, પણ તેમાં થયું છે એમ કે તું મને એક વાર તો ખુબ—કેવલ તારા કબજામાંજ લઈ લે તેવી રીતે—મળી હતી, પણ તેવું તારાથી નિત્ય રહેવાયું નહિ, કેવલ એક બે ક્ષણ જેટલી વારજ તેવી રહી ને મને મોહમાં નાખી તારા પર લીન કરી શકી; પણ મને જ્ઞાનનો ઉદય તારી અસ્થિરતા જોઇને થતાની સાથે તું ગઇ—પણ મારા દિલમાં ઘણો સખ્ત ઝખમ મારતી ગઇ, મહાકષ્ટ ને દુઃખ સહન કર્યા વિના મારાથી તું ત્યજાઇ નથી–વિરાગ સહજમાં પ્રાપ્ત થયો નથી;—પણ ભલે ગમે તેમ પણ તું ગઇ એટલે પાપ ગયું, ને તેનું કારણ એટલુંજ કે તું, રંગમાં—આનંદમાં—પૂરી—ખરી ઉસ્તાદ–નહિ; અર્થાત્ તારો આનંદ બ્રહ્માનંદતુલ્ય નહિ એટલેજ તને ત્યજ્યા પછી પણ

અને તારી પાસે પાછું આવવાનું મન ન થયું; બાકી તેં તો ઝખમ કર્યો હતો કે જેથી તેમ કરવું પડે. વિરાગ પામ્યા પછી પણ માયામાંથી કેવલ મુક્ત થઇ જવું મહા કઠિન છે.

૬. આવો તેં દુઃખ દેવા ઝખમ કરેલો તેનાં પણ મને તો સુખમય ફલ થયાં. એ ઝખમમાંથી જે લોહીનાં ટીપાં નિરંતર નીકળ્યાં કરતાં તે ટીપે ટીપે હું તને સંભારતો, કે તું આવી દગાબાજ છે ને ખરો આનંદ તો એ ઝખમ છતાં પણ ચેન કરાવનાર પરપ્રેમમાં છે. ઠીક કર્યું, તેં જો આવો માર ન માર્યો હોત, તારો ને મારો સંબંધ ન થયો હોત તો કર્ત્તાર—પરમાત્મા તેના આનંદની પરમખુબી મારાથી પુરેપુરી સમજાત નહિ. આમ માયાનો પણ ઉપકાર માનેછે. ખરી વાત છે કે દુઃખ વિના વિરાગ નથી. વિરાગ વિના જ્ઞાન નથી, જ્ઞાન વિના આનંદ નથી विपदः संतु नः शश्वत् तत्र तत्र जगद्गुरो। भवतां दर्शनं यत्स्यादपुनर्भवदर्शनम्॥ ઇત્યાદિ શ્રીમદ્‌ભાગવતમાં પણ એજ હેતુથી કહ્યું છે.

૭. હવે માયાનો છેડો આવી ગયો છે. તારાં સુખદુઃખ મળે તેનો હવે હીસાબ નથી. તું ગમે તો સર્વાંગે પ્રાપ્ત થા, ગમે તો કદાપિ ન પ્રાપ્ત થા તો પણ મારે તો તું આઠે જામ નજર આગળજ છે—કેમકે સર્વાત્મભાવમાં તું કાંઈ બહાર નથી. પણ તારી હાજરીથી મને સુખ દુઃખ કાંઈ નથી કેમકે એ સુખદુઃખરૂપી જે ખુવારી, ખરા માર્ગથી ચલવા રૂપી હાનિ, તે તો હું તું એવો ભેદ હતો ત્યાં સુધી બનતી હતી. તેજ ભેદ ઉપર હવે મને સબુરી—આસ્તા નથી એટલે તારો સંબંધ છતાં સુખ દુઃખનો ગંધ પણ આવવાનો નહિ.

---

( ૧૦ )

હવે આગળ પ્રતિજ્ઞા કર્યા પ્રમાણે અવાચ્ય બ્રહ્માનંદનું વર્ણન આવ્યું.

૧. કોઈ જ્ઞાની પરમાનંદમાં મસ્ત થઇ રહેલો, તેને આનંદાશ્રુ પડતાં જોઈ, માયિક જીવે તેને તે અશ્રુનું કારણ પૂછાતાં તે કથે છે કે અરે! તું એ પ્રશ્ન પૂછવાને પણ લાયક નથી. એ મારાં અશ્રુ તું બંધ કરવાને સમર્થ છે? ના, ના, એમ માનતોજ નહિ; એ મારાં પ્યારાં આંસુડાં લોહી નાખવાની કોઇને શકિત નથી. મારા પરમાનંદરૂપ એ અશ્રુ છે એમ જણાવવા કહે છે કે મારો આખો જીવન વ્યાપાર એ અશ્રુમય છે. મારું જીગર, અંતઃકરણ—જે માયારૂપ છે—તે આ અશ્રુરૂપે ઓગળીને બહાર નીકળી જઈ બ્રહ્મભાવ પામે છે, તો તેને અટકાવનાર કોણ છે? એવો કોઇ માયિક પદાર્થ નથી કે જે મને માયામાં બાંધી શકે, ને મારા આનંદમાં વિઘ્ન કરે.

૫. હું કોણ છું? જેને કશાનો લેપ નથી, જે અવિકૃત છે એવા, અંજન--સંસર્ગ—વિનાના નિરંજન નામનો મેં જામો પેહેરેલો છે; ને હું પ્રેમરૂપ બ્રહ્મમાં લીન થઇ તેની ઉપાસના કરનાર ફકીર છું—ઘેલો, જગત્ ને મન તદન ગાંડો થયેલો ફકીર છું, એવી મારી આનંદમય ફકીરી, અને એવો મારો નિરંજન નામનો જામો કોણ મૂકાવી દેનારું છે? કોઈ નથી.

૩–૫. તમે કહેશો કે દુનીયાંમાં રહેવું અને આવી ગાંડાઈ ન ચાલે, તો તેનો એજ જવાબ છે કે શું દુનીયાં છે? અર્થાત્ ખરા અસ્તિત્વવાળી છે? એમ હોય તો નિત્ય ત્રિકાલસિદ્ધ—હોવી જોઈએ. આમ તો છે નહિ, ત્યારે શું દુનીયાં નથી? અર્થાત્ ત્રણે

કાલમાં નથી? આનું ઉત્તર પણ હા નથી એમ કહો, તો નજરે જુવો છો તે શું છે? ત્યારે સિદ્ધાન્ત કે માયા અનિવર્ચ્ય છે—છે એ ખરી ને નથી પણ ખરી—એવી વિરુદ્ધ વાતવાળી અનિત્ય દુનીયાંનો હું દીવાનો નથી. મને તેની દરકાર નથી. ત્યારે સાચી વાત શી અને શાના ઉપર શ્રદ્ધા કરોછો? એનું ઉત્તર એજ કે ત્રિકાલસિદ્ધ એવો સદાય સાચો તો પ્રેમ–બ્રહ્મ છે, ને એ પ્રેમ સાથે દુનિયાં તો હરામ છે—અર્થાત્ એ પ્રેમવડેજ પોતે નીભે છે, છતાં તે પ્રેમને ગણકારતી નથી, તેવા પ્રેમનિષ્ટ સંત લોકનેનિંદે છે, બ્રહ્મમાર્ગથી અળગા કરે છે–પ્રેમનો ને માયાનો વિરોધ છે. આમ પ્રેમ જ્યાં વ્યાપ્યો ત્યાં દુનિયાં જણાતીજ નથી; એટલે નીતિ, રીતિ, વ્યવહાર એ બધું દુનીયાંનું કર્મ છે, તે પણ ક્યાં રહ્યું? અર્થાત્ જ્ઞાની કોઇ પણ નિયમથી બંધાયલો નથી. આ પ્રમાણે દુનીયાં પ્રેમમાં જણાતી નથી, દુનીયાંમાં પ્રેમનો સંભવ નથી, પણ પ્રેમ એવો સમર્થ છે કે તેના વડે અગણિત દુનીયાં ઉભી થઇ શકે છે—વિરિંચી, બ્રહ્મા, વિષ્ણુ વગેરે મ્હોટા દેવ પણ એ પ્રેમ-નીજ ખડી કરેલી દુનીયાંમાંના છે, તો જે દુનીયાંમાં પ્રેમ નથી જડતો તેવી તુચ્છ દુનીયાં બનવાની એ એ પ્રેમને સહજ છે. પ્રેમાનંદ-ની અતુલ રચનામાં લાખો દુનીયાં બન્યાં જાય છે ને પરમાનંદની વૃદ્ધિ થાય છે. કશું પ્રેમ વિનાનું નથી.

૫. હું કોણ એ પૂછ્યું હતું તો તે હવે સ્પષ્ટ થયું કે મારું નામ એજ, અર્થાત્ આ પ્રમાણે કથી બતાવ્યો તે પ્રેમ; ને એનીજ શોધમાં મારું તાન ગુલતાન થઇ રહ્યું છે, હું કેવલ તન્મય છું. જેમ તું એવી વસ્તુ નથી તેમ હું એવી પણ નથી. એની શોધમાં જે

શોધમાં બધી દુનીયાંને ફના માનું છું, આખી દુનીયાંનો હું માલીક હોઉં ને તે ત્યજવી પડે તો તે માટે પણ તૈયાર છું એવો મને એનો આનંદ છે—મારામાં ભેદબુદ્ધિજ નથી—સર્વ બ્રહ્મ વિના નથી, બ્રહ્મ છે.

૭. એ આનંદ કેવો છે તે કહો કે બીજા પણ અનુભવે—એવો પ્રશ્ન કલ્પીને કહેછે કે એ આનંદની મઝા મને તે મનેજ, બીજાને કહી શકાય તેવી નથી; કોઇ અનુભવી હશે તે જાણશે, કોઇ ખરો પ્રેમી સમજતો હશે; બાકી કહેવાય તેમ નથી. ત્યારે કોઇ એમ શંકા કરે કે એ આનંદ હું પામ્યો હોઇશ કે નહિ પામ્યો હોઉં, કેવલ આવો બકવાદજ કર્યા કરું છું, તો એનું પણ ઉત્તર એનું એજ કે એ પૂછવાનો અધિકાર કોને છે ? કોઈને નથી. જે કોઇ ખરા મુમુક્ષુ અધિકારી હશે તે સ્વતઃ સમજશેજ, તેમના વિના બીજાને એવો પ્રશ્ન પૂછવાનો હક નથી; ને તે વિના કોઇને હું જવાબ પણ કહી શકવાનો નથી. અભેદ થયો ત્યાં કહે કોણ, સાંભળે કોણ ? ને શું કહે ? એવો એ આનંદ અવર્ણ્ય છે. ( જુઓ પદ ૬ ની ટુક ૬ ઉપરની ટીકા ).

૮. એ આનંદ સર્વદા હો, મને, યોગ્ય અધિકારીમાં શ્રેષ્ઠમણિરૂપ મુમુક્ષુને, પણ સર્વદા હો, એવા આશયથી કહે છે કે એજ આંસુમાં રાત દિવસ આંખ ભીની રહો. ને બીજું કાંઇ ન દેખે તેમ મીચાયલી રહો. અને એવી મારી કે કોઇ જ્ઞાનીની મીચેલી આંખને ખોલવાની વ્યર્થ મેહેનત કરનારાંએ દૂર રહેવું, કેમકે તે આંખ ખુલશે તો તેમાંથી નીકળતી કઠિન જ્વાલા તેમાંથી ઝીલાવાની નથી. ખરા જ્ઞાનીને છેડી બોલાવવા તે જો તેમના જેવા થવાનું મન હોય

તોજ, બાકી તેમની સમાધિ ભગાવ્યાનો દોષ બેસે, અને આપણે પરિણામે તેમને મૂકીને નાસવું પડે એવી તેમના ઉપદેશની વિકટતા ભાસે. બ્રહ્માનંદની વાત સરલ છે, પણ અનુભવ મહા વિકટ છે; कुशला ब्रह्मवार्तायां वृत्तिहीनाः सुरागिणः तेऽप्यज्ञानतया नूनं पुनरायान्ति यान्ति च ॥ अपरोक्षानुभूति ॥ न नश्यति विना पानं व्याधिर्भेषजशब्दतः ॥ वि. चू. ॥ ઇત્યાદિ.

—(०)—

( ૧૧ )

છેવટ ગ્રંથસમાપ્તિનું મંગલ આદરતાં, ઉપાસના યોગ્ય બ્રહ્મદૃષ્ટિનું વર્ણન આગળ કહ્યા પ્રમાણે કર્યું છે. વૃત્તિ સંબંધે પદ્ય ૧૦ માં જે કહ્યું છે તે આમાં પણ ઉપયુક્ત છે.

૧. દૃગ્ એટલે સર્વસાક્ષી જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ એમ આગળ સપ્રમાણ પ્રતિપાદન કરેલું છે. બ્રહ્મરૂપ દ્રષ્ટા મારા દિલમાં છાઈ રહ્યો છે. પણ તે ફક્ત દ્રષ્ટાજ છે એમ નહિ પણ रसो वै सः ઇત્યાદિ શાસ્ત્રવાકય પ્રમાણે કેવલ રસમય, રસરૂપ, આનંદસ્વરૂપ હોઇ મારા દિલમાં ભરાઇ ગયો છે. પરમાત્મા લિંગ રહિત છે. તેને નર, નારી કે નાન્યતર એમાંનું ગમે તે લિંગ લગાડવામાં બાધ નથી; માટે સ્વચ્છંદે નારીલિંગથી વ્યવહાર કર્યો છે, અને લોકને માયાપાશમાં બાંધનાર સ્ત્રીદૃષ્ટિ સાથે વિરોધ બતાવવાનો વ્યઙ્ગ્ય સાધ્યો છે. એટલાજ માટે દૃગ્ એવો આંખ, અને પરમદ્રષ્ટા એ બે અર્થવાળા શબ્દનો પણ પ્રયોગ કર્યો છે, એ કાવ્યનું રહસ્ય સમજનાર સહૃદય વિચારી લેશે. તેમ દૃગ્—દ્રષ્ટા—એ શબ્દનો પ્રયોગ પ્રથમજ કરવામાં મંગલવાચક પરમાત્માનું નામસ્મરણ કરવાનું લક્ષ પણ સમજાઇ

આવે તેવુંજ છે. આવી દગ્ મારા દિલમાં છાઇ રહીછે એમ નહિ, પણ મારા દિલમાંથી બહાર છલકાઇને તમામ જ્ઞેય પદાર્થને પણ તે દગ્રૂપ બનાવી રહીછે—અર્થાત્ માયા અને બ્રહ્મ સર્વેનું ઐકય થઈ રહ્યું છે.

૨ આ દગ્ કેવી છે? એને કદાપિ ઝાંખ લાગતી નથી, કશાથી ઝપટ લાગતી નથી, એ નિરંતર જાગ્રતજ હોવાંથી એના આનંદમાં વિક્ષેપનો ગંધ પણ નથી, ને એનો સ્વાભાવિક ધર્મ જે મીચવા ઉઘડવાનો તે પણ એનામાં નથી, કેમકે એની પલક-મીચવું ઉઘડવું-તે પલટ ખાધા વિનાનું રહ્યું છે-સ્થિર છે. માયિક દૃષ્ટિનો સ્વભાવ આથી કેવલ વિરુદ્ધ હોઈ નિત્ય આનંદ આપે તેવો નથી એ વાત સ્પષ્ટજ છે. બ્રહ્મ સ્વપ્રકાશ, નિત્ય, સર્વાધાર છે.

૩. આવી રીતે પરમદૃષ્ટિ ભલે નિત્ય હો, પણ માયિક દૃષ્ટિમાં જે મદ, વિલાસાદિક છે તેનો આનંદ એમાં મળવાનો ક્યાં? એ પણ આ પરમદૃષ્ટિમાં પૂર્ણ છે. સામાન્ય નયનમાં તો થોડા ઘણા વિલાસ હોય કે ન હોય, પણ આ દક્ તો પૂર્ણ મદથી ભરેલી તથા મંદ મંદ વિલાસવાળી પરમ રમણીય છે, અને ક્ષણે ક્ષણે નવો નવો આનંદ આપી રહી છે. અર્થાત્ મનને એકજ જાતનો આનંદ બતાવી કંટાળો ઉપજાવે તેવી નહિ પણ નિરંતર નવિન નવિન આનંદ આપી રહી છે, એને અધીન સર્વ હોવાથી નાના આનંદમય છે. આ આનંદને સુધારૂપ માની તેની પરમરમણીયતા બતાવી છે કે જેમ સુધા મુવાને પણ જીવાડે છે તેમ આ આનંદ પણ પરમરમણીય તથા સમર્થ હોઈ સર્વને દુઃખાદિ પેદા કરનાર અજ્ઞાનને પણ, જ્ઞાનમય-આનંદમય-બનાવેછે. તો સામાન્ય

દૃષ્ટિના આનંદમાં ને આ આનંદમાંનો તફાવત અંધને પણ જણાય તેવો છે.

૪. એમ પણ ભલે હો; છતાં કેવલ સુખમય હોય તો તે નકામી છે, કેમકે सुखं हिदुःखान्यनुभूय शोभते घनान्धकारेष्विवदीपदर्शनं એ પ્રમાણે દુઃખના અનુભવ વિના સુખનો અનુભવ આનંદ આપતો નથી, સુખ કેવું રમણીય છે એ દુઃખ જાણ્યા પછી સમજાય છે માટે આ પરમ દૃષ્ટિ કેવલ આનંદમય તે નકામી છે. આ વાતનો નિષેધ કરી બતાવેછે. એ દગ્‌નેજ અધીન સુખદુઃખ સર્વનો સંભવ છેઃ यस्य भासा सर्वमिदं विभाति ॥ उप० ॥ न चाहं तेषु ते मयि ॥ गीता ॥ ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિ પ્રમાણે એના વિના કાંઈ સંભવતુંજ નથી, એ લક્ષમાં રાખી વિવેચન કરે છે કે દુઃખ સુખ વગેરે વિવિધ રંગના ખેલ આ ખલક—જગત્—રૂપી સુરંગ—આનંદકારક નાટકમાં; એ દગ્ પોતેજ નચાવ્યાં કરેછે—તો પછી કહી તે શંકા ક્યાં રહી ? માયા બ્રહ્મનું ઐક્ય પ્રતિપાદન કરી, ઉક્ત શંકાનો નિષેધ કરતાં, વળી બ્રહ્મદૃષ્ટિ કરતાં માયિક દૃષ્ટિનું કેવલ અધમત્વ સાધ્યું છે. સર્વનો આધાર બ્રહ્મ ઠરાવી યત્કિંચિત્ વાતને પણ બ્રહ્મભાવે ભજવાની યુક્તિ તથા મોક્ષ મળે એવી ઉપાસનાપ્રક્રિયા પણ સામાન્ય મતિના આરોહને માટે બતાવી દીધી છે.

૫. આવી બ્રહ્મદૃષ્ટિ થવાનું ફલ કહે છે કે મનોમય સૃષ્ટિરૂપ અંતરમાં, તથા જડ સૃષ્ટિરૂપ બાહ્ય જગત્માં, તેમ ઉપર નીચે—આધિદૈવિક પદાર્થોમાં પણ—સર્વત્ર, પરમાનંદ, આવી દૃષ્ટિ મચાવી રહી છે, અર્થાત્ નિત્ય ચલાવી રહી છે. કદાપિ તે પરમાનંદ બંધ પડતો નથી. તે પરમાનંદ—મોદ—કેવો છે ?—મણિમય છે. અર્થાત્

જેમ સ્પર્શમણિનો સ્પર્શ થતાં લોહ માત્ર સુવર્ણમય બને છે તેમ—બ્રહ્મમણિનો સ્પર્શ થતાં તમામ બ્રહ્મમય થઈ રહે એવો મણિમય મોદ, અભેદ પ્રેમાનંદ મચાવી રહી છે.

—(૦)—

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥
मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥

॥ श्रीमद्भगवद्गीता ॥

इति श्रीब्रह्मार्पणमस्तु.

# મિશ્રધ્વનિ.

૧

## શુકાખ્યાન.

### પ્રશ્ન.

ઉપજાતિ.

રે શુક ! દીસે ક્યમ ગાભરો તું !
ઘેલો થયો ? કે ગઇ બુદ્ધિ ? કે શું ?
ખોયું કશું ? કે પડયું કઇ મો'હું ?
કઠોર ભાસે વદનેથી હૈયું !— ૧

---

### ઉત્તર.

### હરિગીત ( વિષમ )

ગઇ તૂતી, કે દિલડું ગયું, ગઇ વાત કે સુખડું ગયું,
ગયું શું ! થયું મુજને શું ! નવ સમજાય, નવ જાયે કળ્યું;
નદી પવન વન તરુકુંજ ભટકયો ભુલીને નિજ ભાનને,
આ લાધ્યું ! ઓ તહીં લાધશે !—ગયું, નાઠું—
દઇકર તાલને. ૨

દિઠ હરિણુ મેં જલમાટ ધસતાં દોડી મરતાં ટળવળી,
દિઠ નાગ, પન્નગરાજની મૃદુગાનમાં નિજતા ગળી,
દિઠ મીનજલ, વળી કમલ કયાં સુરનૂરમાં રમતાં હસી !
દિઠ ચોયણીનિશ મા'લતી પિતી નાથ સહરસ ધસમસી. ૩
દિઠ કૌમુદી પતિપાસ લટકે નાચતી મૃદુ હાસથી,

દિઠ દામિની પતિ મેઘ સમીપે લાસતી સુવિલાસથી,
દિઠ એકજીવથી અંગ બેઃ રથઅંગ સહચરી તેતણી,
દિઠ એમ નભ ભૂમીં અકલ રચના જાય નહિ વચને ભણી. ૪
દિઠ નૃત્ય ગ્રહ ઉપગ્રહતણું કહીં ઉડી જતો નભપારત્યાં,
દિઠ ગગનગણુ ઉડુગણુ ભ્રમણમાં સ્નેહથી સંધાયલાં,
એ સ્નેહરચના ! સ્નેહમય સહુ ! દૃષ્ટિ નવ જાણે ગણી,
હાંકે રહ્યું મુજ મન ઉમંગે, ગાનમાં હું ગયો ગળી. ૫
ઘેલું થયું મુજ ચિત્ત નવ ટકયું ઘર વિષે ઘરુણી વિષે,
નવ માત વળી નવ તાત ભ્રાત ન નાતથી મન ના રિઝે,
નવ ધર્મ કે નવ કર્મ સર્વ ઉપાસના ગઇ ઓગળી,
જપું અજપ જપ ઘેલો ફરું નવ તોય તન ટાઢક વળી. ૬
ફર ફર ઉડે ધ્વજ ગાય મળીમળી બંદી દ્વિજ બહુ ઝુંડમાં,
કહીં ગાન તાન અભંગ ઉડતાં વનવિહારી વિહંગમાં,
કહીં ભજન કીર્તન થાય, વળી કહીં લલિત લલના લાસતી,
પણ એ વિષે રતિ થાય અણુભર; થાકી ઝટ કંટાળતી. ૭
જોતાં મળ્યું નિજ જ્ઞાન મુદમય તેજ ઝટ તેમાં મળ્યો,
એ તેજનો જનમનવિષે અંશાંતરે વાસો રહ્યો,
કહીં ચપલ, કહીં ઉજ્જવલ, ધવલ, કહીં રત્નપણુ રહ્યું ધૂલમાં,
આનંદ રતિ પરમાત્મ અનુભવ અત્ર તો એ મૂલમાં- ૮
મેં તેજ લહ્યું મન તે ગૃહ્યું બહુ ચાખતાં લાગ્યું ગળ્યું,
મુજ જીવિત સઘળું તે વિષે રસરૂપ ગળી જઇને ભળ્યું,

કદી શૃંગ ચઢયું મન નભતણે ધરણી નિહાળી ધૂજતી,
કદી કાલત્રયતણી વાત એક નિમિષમાંજ થઇ છતી- ૯
કાલ દિક્‌થી અબાધ વિકૃત થાય નવ સંસારથી,
કદી મેઘ ચલવે ગગન ગજવે થાય સુરજ સારથિ,
ઇંદ્રાસને ચઢી જાય કદી કદી પાન અમૃત લે કરી,
કદી દેવમંડલ સંચરે વૈભવ લહે પાતાલથી,- ૧૦
સ્પર્શ વૈભવ, શ્વાસ અમૃત, જાત મુદ્દધન રહ્યું બની,
વૃત્તિ થઈ રહી મત્ત સહુ સ્વર્ગાપવર્ગ ઉવેખતી;
મૃદુ મધુર રસ ઝીલ્યો ઘણો રસપૂરમાં હૃદયો ભળ્યાં,
મુજ હૃદય રસ ટપકે હૃદય જડ તે દ્રવી દ્રવી ઓગળ્યાં-૧૧
આનંદલહરે અધિક વિહરે મત્ત થઇ ઉનમત્ત ને
અતિ રહી પ્રમત્ત ન આપતું મન અન્યવાતે ચિત્તને—
ચિત્ત ચિત્ત રહ્યાં રમી ચઢી એક દિન શિશ મેરૂને,
તેવે ઉભય-રસ-તેજ થઇ ખગ ગેબ થયું નભમંડલે.-૧૨
ગઇ આંખ ઝટ ઝંખાઇ ઉઘડી ત્યાં ન કોઇ, ન મેરુ છે,
તરુ એક પર બેઠો હું દવ ચોપાસ ભડભડ આ બળે,-
આ સ્વપ્ન દવ ! કે સ્વપ્ન સુખ મેરુ સુધી જે ભોગવ્યું !
તન અગ્નિઝાળા લાગતાં સુખ સ્વપ્ન મેરુતણું ઠર્યું- ૧૩
નાઠો ઉડયો ડાહ્યો થઇ ઘરબાર અન્ન વિચિંતતો,
પણ સ્વપ્ન સુખ સંભારતાં થઇ મૂઢ ભ્રમમાં બેસતો-
એમ નહિ એ વે'મ છે, છે પેટ મો'ટા પ્રેમજી,

લુખે લુખાં છે લાડ સઘળાં સ્વાર્થ વણ બીજું નથી—૧૪
ચઢતા સુરજને સર્વ વંદે પ્રેમ ક્યાં આ પલ ગયો—
એ તર્કના ઉંડા ગહનમાં મોહ મમ શોધી રહ્યો;
આવો, મળ્યા બહુ દિવસ, ભેટો; વાત એ મુજ ખ્વાબની,
ગમતું નથી મુજને કશું, કારણ કશું જાણ્યું નથી—૧૫

---

## પ્રતિઉત્તર.

### વસંત તિલકા.

મિથ્યા વદે શુક ! તું વાત વિચારસૂની,
છે પ્રેમ તો જગતજીવનતંત્રદોરી,
મિથ્યા દિસે, ખરું દિસે, જયમ લે નિહાળી,
છે દૃષ્ટિદોષ રહી વસ્તુ સદા નિરાળી— ૧૬
એક ક્ષણે સરસ શીતલ વારિ-ધારા,
અન્ય ક્ષણે, તુરત, તે શર અગ્નિધારા,
દેખાય દુઃખ સુખ, ને સુખ દુઃખ ભાળી,
છે એ કૃતિ મનની વસ્તુ સદા નિરાળી- ૧૭
છે પ્રેમ લિંગ જગમાં રહ્યું બ્રહ્મકેરું,
એથીજ શાન્તિ સુખ મોક્ષનું ઠામ છેલું,
ખેંચાય આ જગતનો પટ જેમ દૂર,
વાધે પ્રતીતિ ત્યમ મુદ્દઘનની સ્વઉર- ૧૮
ઉન્મત્ત તું થઇ ચઢ્યો તટમેરુને કાં,

છે એજ એક થળ ના પ્રીતડી જીવે જ્યાં,
ઘેલો થયો ભુલી ગયો તું ન તે નવાઇ,
મેરુની એ રીતિ ગુણીજનમાં છપાઇ— ૧૯

છે એ સુવર્ણમય એ કલિપુંજ મોટો,
એનોજ આ જગત ખેલ રચાય ખોટો,
એનાથી ભાઇ ભગિની પતિ પત્ની છૂટે,
એથીજ પાશ પ્રીતિના પળમાંજ તૂટે— ૨૦

તું પ્રેમશોધ રઝળ્યો સમજ્યો ન તોય,
ના પ્રેમ થૂલ રસમાં કદી પૂર્ણ હોય,
છે તું નિરાશ પણ તત્પર થા ફરીથી,
આશે જરૂર રસના સુખની પ્રતીતિ— ૨૧

ઉડી ગયું નથી, રહ્યું તવ અંતરે તે,
સંકોચ પામી થયું અંકુરરૂપ તેણે,
તેને વધાર ફરી પાઇ વિચારપાણી,
આશે ફરી જરૂર એ મુજ સિદ્ધવાણી— ૨૨

---

## ઉપસંહાર.

### સોરઠો.

શુક સાંભળી ઉપદેશ, આકાશે ઉડી ગયો,
છૂટતાં ભવભય લેશ, સન્મુદ્દઘન રસમાં ગળ્યો.—૨૩

( ૧૮૮૩ )

૨

## પ્રેમાલાપ.

### વસંતતિલકા.

આનંદરેલ ઉભરાય ભરાય નેહે,
મોદ પ્રમોદ વધતા વરતાય દેહે,
નેત્રે પિવાય હૃદયાન્તર પ્રેમ–પાણી,
કલ્લોલરૂપ ઉછળે મૃદુ ભાર્ગી વાણી– ૧
વિસ્તાર પામી ચિતડું ચિતમાં ગળે છે,
ચૈતન્ય વા ઉભય એક થઇ મળે છે,
વાણી વિના હૃદયભાસ છપાય છાનો,
અન્યોન્ય અંતર લહે પ્રકટાય શાનો– ૨
પામે પ્રસાદ ઝટ પક્ષિણી કલ્પનાની,
ઉડે સુવાસ રચતી સુખ સ્વર્ગનાની,
એ સ્વર્ગદેવ—અધિદેવ—પ્રભા–પ્રસાદે,
જીવે જીવો સુખદ વાસ વિલાસ રંગે–

( ૧૮૮૩ )

---

૩

## પ્રેમપ્રોત્સાહન.

" જો વિચારી જીવ તારી " એ રાહ.

---

ઉઠ ઉઠ અમલ સૂર નભવિષે તું જો તપે,
કાં મીંચાઇ જાય ! પ્રેમમંત્ર તું ન કાં જપે. ઉઠ૦ ૧
વાદળાં વિખેરી દૂર,
તેજ રસિક પૂરનૂર,
તુજ નિહાળી સુખઝળળ જ્યોતથી શું લખલખે ! ઉઠ૦ ૨
શીત કિરણથી ન ખિલે,
શીતલ વારિ તું ન પી લે,
એક એજ જીવન તુજ અન્ય કાં ઉપાસોં લે. ઉઠ૦ ૩
તુજ પ્રીતિને માટ અચલ,
પૂર્ણ થઇ રહ્યા એ વિમલ,
સુખદ શીતલ કિરણ કેશરકુંજમાં ઉતારીં લે. ઉઠ૦ ૪
અચલ વિશ્વની ન ગતિ,
પ્રેમ અચલ પ્રેમરતિ,
પરમ સુખ સહજ નયન ખલકમાં ખિલાવીં લે. ઉઠ૦ ૫
પ્રેમથી પુનિત પૂર્ણ,
જીવ તજી દેહ તુર્ણ,
પ્રેમમણિસ્પર્શથી પરમાત્મમાં ભળી રહે. ઉઠ૦ ૬

( ૧૮૮૩ )

---

૪

## બુદ્ધિનું ચાંચલ્ય.

### ભૈરવી, ધનાશ્રી, કાફી.

### ઠુમરી.

શા રસપર ગુલતાન, દિવાની, શા રસપર૦
સાર અસાર ન ભાનઃ દિ૦—શા રસ૦ ૧
પ્રકટ અનલ કરી સેવી ન જાણે,
બાળે કે બળે પ્રાણ—દિ૦—શા૦ ૨
એક રસે ગૃહી એક બીજાપર,
દુઃખી થવા ધર ધ્યાન—દિ૦—શા૦ ૩
એક મુખે ચિતમાં વસ્યું બીજું,
નજરે તૃતીય વખાણ—દિ૦—શા૦ ૪
આ રસ તે રસ ઉભય ન ભાવે,
મરણ, હાસિ, વળી હાણ—દિ૦—શા૦ ૫
એક પરમરસ—એજ પરમસુખ,
અચલ ન દ્વૈત-પ્રમાણ—દિ૦—શા૦ ૬
વિકટ વિવેક વિહાર જડે રસ,
શાસ્ત્ર સબલ મન માન—દિ૦—શા૦ ૭
શ્રદ્ધા સબલ અકલ ફલ આપે,
પ્રેમલયે લયધ્યાન—દિ૦—શા૦ ૮

રસ પરમારપદ રસ સુખ સાધન, ૬
રસમણિ એકજ જાણુ-દિ૦-શા૦ ( ૧૮૮૪ )

૫

—— ——

## માયાજંગલ.

### આશાગોડી.

ભજન કર અકલ અચલ ગુરુઘરકા, ૧
પંછી એ માયાજંગલકા-ભજન કર.

ઈંદ્રવારુણી દેખ લિપટના, આખર દૂર ઉડાના,
મુખપ્રક્ષાલન જલતટ જા કર, વિષમય વિષમ ઉઠાના-
ભજન. ૨

સુંદર નયન સુવાસ સુરૂપ પર મોહસેં ચિત્ત લુભાના,
મોહક સર્પકે મુખ ફ્સ કર પુનિ ફોકટ પર ફ્ફડાના-
ભજન. ૩

સુંદર સુરસ સુવાસિત નિર્મલ જલસેં જાય ઝુકાના,
ઝુકતહિ ગ્રાહકે ગ્રાસ ભયે ફ્રિર ફોકટ દિલ પિછતાના-
ભજન. ૪

બાહિર જંગલ ભીતર જંગલ જંગલ જાલ ભુલાના,
એકકો છાંડ રુ એકકો ધાવત ઓરકે તાંઇ ફ્સાના-
ભજન. ૫

બાહિરરામ અરામ કો પાવે ભીતર રામહિ રામા,
જ્ઞાન-અનલ-અનુભવ તબ જાગે બ્રહ્મમણિ પરસાના-
ભજન. ૬
( ૧૮૮૪ )

૬

## વશીકરણ.

### ગરબી.

જાણો તો વશકરણી વિદ્યા જાણજો,
અબલા સેંજે સબલ થશો સંસાર જો,
મંતર જંતર તંતર જૂઠાં ભામણાં,
જીભે મીઠાં મન મીઠાં સુખસાર જો-જાણો૦ ૧
જાપ અજપ પ્રીતિ નામ જપો મનથી તમે,
મંત પતિસેવા તનમનથી સચવાય જો,
દીક્ષા લો રતિપતિની સાચી નિર્મલી,
માગો વર પરસુખમાં ભેદ ન થાયજો-જાણો૦ ૨
પ્રેમ તણો રસ ઝીલ્યો સીતારામશું,
એ રસ પીધો ગોપી શ્યામશરીરજો,
સાવિત્રી મીરાં સર્વે એમાં ગળ્યાં,
દ્રૌપદી તારા મંદોદરી સતી શિર જો—જાણો૦ ૩

દોરી પ્રેમતણી જગજીવન જાણજો,
એણે બાંધ્યાં નવ છોડયાં છોડાય જો,
રૂપ રંગ રસ સાંધ્યાં ઉખડે સેંજમાં,
અંગ પડે પણ પ્રેમ નહિ પલટાય જો—જાણો૦ ૪
પ્રેમથકી જગ ભાસે સઘળું એકમાં,
એકરસે દૃઢભક્તિ ભજે ગુણવાન જો,
મૂરખ પ્રેમમણિનું તેજ ન ઓળખે,
અથડાઇ મરતાં પણ ન લહે સાન જો—જાણો૦ ૫
વશ તેને પ્રભુ જે રસ જાણે પ્રેમનો,
વૃક્ષ જંતુ જલ જનનો તે શો ભાર જો,
વિષ અમૃત ઝટ અગ્નિ શીતલ ઉકળે,
એવાંને મુજ વંદન વારંવાર જો—જાણો૦ ૬
( ૧૮૮૫ )

---

૭

## લોક.

ગરબી.

મુરખ લોક તે શું જાણે મારા દીલની રે!
લાગે-જાગે-કારી, તો કંઇ કળાય,
ને સંભળાય-મુરખ૦ ૧
ડાહ્યા થઇને તપાસે બધા પારકું રે,

સાચું, સીધું, જાણે ન નિજ સ્વરૂપ,
પરમરૂપ,–મુરખ૦ ૨

ભાર્યો દેવતા પુંકી લે નાખ આંખમાં રે,
સાચું નિજનું, પરનું એ, ના પરખાય,
શું હરખાય,–મુરખ૦ ૩

કીડી કરડી કે ખાધી ન શાકર શેલડી રે,
જાણે ક્યાંથી ? સમશેર, સુધા–સાર
એ વિચાર–મુરખ૦ ૪

ભલે તરતા બીજાને ડુબ્યા માનીને રે,
ડુબી ઉંડા મરે તે જાણે સાર,
પારાવાર–મુરખ૦ ૫

લાગ્યું તાન ધ્યાન પરમધામ નામમાં રે,
કોને દેખું ? જણાવું કોને વાત,
નથી જાત,–મુરખ૦ ૬

દોષ દેખે બ્રહ્મભાવમણિરૂપમાં રે,
જુઠો જુઠો એ દૈવનો બનાવ,
નદીનાવ,–મુરખ૦ ૭

( ૧૯૮૬ )

---

૮

## પ્રેમબલ.

### ગરબી.

કામણ તેં શું કર્યું કામણગારી;
દિઠી વ્રજનારી હરિએ વિસારી.–કામ૦ ૧

રહ્યો નહિ રાચ્યો અધરરસ રંગે,
મળ્યો નહિ વાળ્યો રમાડયો ઉછંગે,
ખળ્યો નહિ ખાળ્યો નયનપૂરપંકે.–કામ૦ ૨

ભુલી અમે ભાન સાન ચતુરાઇ,
બધી વ્રજ વાત રહી છે ચવાઇ,
સખી કેમ પામીએ કુંવર કન્હાઇ.–કામ૦ ૩

દિઠો જમુનાતટ એ મદમાતો,
બંસી-તાન રાધે વિના નવ ગાતો,
રાધે રાધે રંગ અંગે છલકાતો.–કામ૦ ૪

અલિ તારાં નયન ભર્યા હરિરંગે,
દિસે છે વિલાસ એના તુજ અંગે,
કૌતુક કેવું! હરિ, હરિ તુજ રંગે!–કામ૦ ૫

બાલા એમ બોલી રાધે ઉર લાગી,
તુરત ભાવે હૃદય હૃદય તાળી લાગી,
રહ્યો પ્રભુ પ્રેમમણિ ઉર જાગી–કામ૦ ૬

(૧૮૮૭)

સાચું, સીધું, જાણે ન નિજ સ્વરૂપ,
પરમરૂપ,–મુરખ૦ ૧

ભાર્યો દેવતા પુંકી લે રાખ આંખમાં રે,
સાચું નિજનું, પરનું એ, ના પરખાય,
શું હરખાય,–મુરખ૦ ૩

કીડી કરડી કે ખાધી ન શાકર શેલડી રે,
જાણે ક્યાંથી ? સમશેર, સુધા–સાર
એ વિચાર–મુરખ૦ ૪

ભલે તરતા બીજાને ડુબ્યા માનીને રે,
ડુબી ઉંડા મરે તે જાણે સાર,
પારાવાર–મુરખ૦ ૫

લાગ્યું તાન ધ્યાન પરમધામ નામમાં રે,
કોને દેખું ? જણાવું કોને વાત,
નથી જાત,–મુરખ૦ ૬

દોષ દેખે બ્રહ્મભાવમણિરૂપમાં રે,
જુઠો જુઠો એ દૈવનો બનાવ,
નદીનાવ,–મુરખ૦ ૭

( ૧૯૮૬ )

---

૮

## પ્રેમબલ.

### ગરબી.

કામણ તેં શું કર્યું કામણગારી;
દિધી વ્રજનારી હરિયે વિસારી.—કામ૦ ૧
રહ્યો નહિ રાચ્યો અધરરસ રંગે,
બળ્યો નહિ વાળ્યો રમાડયો ઉછંગે,
ખળ્યો નહિ ખાળ્યો નયનપૂરપંકે.—કામ૦ ૨
ભુલી અમે ભાન સાન ચતુરાઇ,
બધી વ્રજ વાત રહી છે ચવાઇ,
સખી કેમ પામીએ કુંવર કન્હાઇ.—કામ૦ ૩
દિઠો જમુનાતટ એ મદમાતો,
બંસી-તાન રાધે વિના નવ ગાતો,
રાધે રાધે રંગ અંગે છલકાતો.—કામ૦ ૪
અલિ તારાં નયન ભર્યાં હરિરંગે,
દિસે છે વિલાસ એના તુજ અંગે,
કૌતુક કેવું ! હરિ, હરિ તુજ રંગે !—કામ૦ ૫
બાલા એમ બોલી રાધે ઉર લાગી,
તુરત ભાવે હૃદય હૃદય તાળી લાગી,
રહ્યો પ્રભુ પ્રેમમણિ ઉર જાગી—કામ૦ ૬

(૧૮૮૭)

૯

## નિરાશા.

### ગઝલ.

કશો આધાર ના ભાળું—મળે ના ઠામ મન વાળું;
થઇ ભૂમિ ખમી કાઢું, થઇ વારી દ્રવી પાડું,
કે અગ્નિ ખાખ ઉરાડું, હવે શો માર્ગ સંભાળું!–મળે૦
કે વાયુરૂપ સહુ વ્યાપી, મળું નભ નામને કાપી,
મળે શું એ ગલી છાની—ખુલે જ્યાં દીલનું તાળું!-
મળે૦

દીઠું મેં જ્યારથી બીજું, તરત મન ત્યારથી ભીજ્યું,
હૃદયમાં, લોહીમાં દીઠું, બળ્યું તે ના રહ્યું ખાળ્યું–
મળે૦

મળ્યો એ મંત્ર શે લીધો, ન એકે અર્થ જ્યાં સીધો
અરે! પ્યાલો કહીં પીધો, રગોમાં વિષ શું વ્યાપ્યું!
મળે૦ ૪

હિમે ઉગતાં ન કાં બાળ્યું, ન માયાએ ચરી ખાધું;
ચઢ્યું બાળ્યું તથા વાઢ્યું, ન તારે હાથ રોપાયું!–
મળે૦ ૫

બન્યો છું મસ્ત કે ઘેલો, ગણે ડાહ્યાં મને ઘેલો,
હશે વિષ કે અમૃત રેલો, ન એકે પાસ અજવાળું!-
મળે૦ ૬

કદિ ડાલું ચડું ઊંચો, પડું તેવો વળી નીચો,
ઠરે કો ઠામ ના સાચો, નથી કાંઇ કરે ઝાલું.-મળે૦ ૭.
રમ્યો એમાં જમ્યો એમાં, ભણ્યો એમાં વધ્યો એમાં,
બધું એમાં બધું એમાં, જુદા સો ઘાટ પણ સોનું.-
મળે૦ ૮

ખરું સોનું બતાવે કો, ઠરે છે રંગ પીતળનો,
જુઠો ને ખૂબ ઝળહળતો, ઠગાઇને લહું શાનું ?-
મળે૦ ૯

રહ્યા સોનાર જે મ્હોટા, સદા સાચું ઘણું દેતા,
ન કોડી દામ જે લેતા, ન ત્યાં મમ ચૂર્ણ ભેળાયું.-
મળે૦ ૧૦

અરે ! છે કાષ્ઠમાં વન્હિ, કરે છે રાખ પણ વન્હિ,
મહા વિદ્યુત તે વન્હિ, ન સારે કામ કો કોનું.—
મળે૦ ૧૧.

મળે જો એકરૂપે બે, યથા રૂપ ભેદ ભાગી રે',
ન તો બાળે, રહે રીતે—કહો ત્યાં સૂખ શું ભાળું !-
મળે૦ ૧૨

દહે પાષાણ ભર તેજે, ચમકતો ભાનુને તેજે,
પડયો ભાનુ, થયોરૂપે-કરે એનેય શું ભાનુ !-
મળે૦ ૧૩

વડીલોની ઠરી ભક્તિ, સમાનોની રતિશક્તિ,

અહિં ભાનુ પથર ઉક્તિ, ચિરાયું કયાં ઠરે મારું !–
મળે૦ ૧૪

સુવું તે વિશ્વમાં જાયું, ન જેને એકમાં બાધું,
ચઢાવી દીલનું વાજું—સદા સ્વર્ગાનને ગાતું.–
મળે૦ ૧૫

કશું ત્યાં પાપ કોઇનું, કર્યું વાવ્યું ઉગ્યું વાંકું,
ગતિ એવી વિધિ તાકયું–તું શાને જીવ ઉકાળું !–
મળે૦ ૧૬

ન તેને કોઇ પોતાનું, ન તેને કાંઇ છે છાનું,
ન તેનું આશમાં પાનું, ઉભું તે એક મેલું શું !–
મળે૦ ૧૭

ન જેને ઠામ છે ઠરવા, ઉની આળોથી ઉગરવા,
ભીની મીઠી હું કૈં ઠરવા, કહી મારું છે આ મારું !–
મળે૦ ૧૮

ખરે એ મોત–નહિ 'મારું', સુવું તે શું ગયું વારૂં ?
મુકી દેવું 'મારું' 'મારું',–અરે ! તે તેજ મરવાનું.–
મળે૦ ૧૯

જીવે જ્ઞાની–બધું 'મારું', જીવે યોગી તજી 'મારું'
મુવો જેણે ભજયું 'મારું' મુવો દ્વેધા શોચે 'મારું'–
મારું૦ ૨૦

મળ્યા વણુ કોણ શું મૂકે, શું નાગો ન્હાય શું સૂકે,
ન દીઠું તે જરૂર ચુકે—અરે ! 'મારું' ન મેં ભાળ્યું.—
મળે૦ ૨૧.

મરે મારે ચઢે આડું, પડે ખાડે ઉંધું ગાડું,
ન જેને ગાંઠ છે ભાડું, કહે તે જીવ શીદ બાળું !—
મળે૦ ૨૨.

કદી હસતો કદી રોતો, કદી ગાતો કદી વાતો.
કદી જ્ઞાની કદી માનો, ન ગોરું વા નહિ કાળું—
મળે૦ ૨૩.

ન તે કોને નડે પંડે, ન કોના જીવ લે ફંદે,
ન વિશ્વાસે હણે ધંધે—અનામી નામ છે વ્હાલું—
મળે૦ ૨૪.

નથી કીર્તિ નથી ભીતિ, નથી નીતિ નથી રીતિ;
પુલે દુનીયાં ભલે જીતી, નથી દુનીયાં શું સંભાળું.—
મળે૦ ૨૫.

ચઢું જો ટોચ મેરુને, પડું પાતાળ અંધારે.
ઝીલું લક્ષ્મી, મરું મારે, ન તોયે ચિત્ત ત્યાં મારું.—
મળે૦ ૨૬.

બધાં એનાંજ ભીખારી, જુવે બાહેરનું ધારી,
ગમે તે રૂપ વિચારી, મને નિંદુ ગણે પ્યારૂં !—
મળે૦ ૨૭.

ગમે ત્યાં રાગ રંગે હું, જવાની માની સંગે હું,
હજારોમાં છતાં એ હું-અરે શું એકલો હાલું !-
મળે૦ ૨૮.

સુનું સુનું બધે ભાસે, સુની આ કાય મન ભાસે,
સુનું દિલ ફૂટતું લાગે-અરે સુનકાર ! તું વ્હાલું !-
મળે૦ ૨૯.

અરે ! આ દીલ ફાટે છે, સદા દુઃખમાં ઉચાટે છે,
પડયું આ વેર વાટે છે, અરે રે સા'ય કયાં ભાગું ?-
મળે૦ ૩૦.

મને તમ તુલ્ય છે કરવો, ભલા તમ રીતથી ભરવો ?
અમારો વેશ છે વરવો, હવે તમમાં હું શું ભાળું !-
મળે૦ ૩૧.

ન મારું છે તમો પાસે, તમારું ખાઓ ઉલ્લાસે,
બધાં ને એક ના ભાવે, હું મારે પંથ છો ચાલું,-
મળે૦ ૩૨.

નથી આરામ જો જડને, નથી આરામ ચેતનને,
નથી આરામ તન-મનને, ચહુ આરામ શેં વારૂં.-
મળે૦ ૩૩.

ગિરિ ઝાડી ગુફા ડોલે, પવન પાણી વહે વેગે,
મઝા જ્યાં કોઇ ના બોલે, રમે જયાં રમ્ય ચાંદરણું.-
મળે૦ ૩૪.

ભળું એ ચાંદની ભેળો, ગ્રહું વા ભાનુકર વેગો,
બધે રહું સર્વની પે'લો–પછી જાણે બધે ખોળું.–
મળે૦ ૩૫.

અમે એકાંત આનંદી, ભલે દુનીયાં રહી લવતી,
અમે નિર્ભ્રાન્ત સ્વચ્છંદી–ન કોનું કાંઇ છે લીધું.–
મળે૦ ૩૬.

તમારી ને અમારી છે, જુદી વૃત્તિ જુદી વાણી,
તમે રાગી અમે ત્યાગી, વિરાગી રાગી હું જાણું.–
મળે૦ ૩૭.

ન મારે ચિત્ત અંધારૂં, લવું જેથી હું જે ધારૂં,
ન સારું કે ન નઠારું–ન જાણે કો ભર્યું ઠાલું.–
મળે૦ ૩૮.

ચીરાયું સર્વ પાસેથી, ન બાકી માર ખાધેથી,
વહ્યું તોયે નથી ખાલી, હજુ છે તાંતણે બાંધ્યું.–
મળે૦ ૩૯.

દબાવી હાથથી એને, મળે છે તેથી એ તમને,
ન તો એ કયાં તમે કયાં ને–પછી એને તમારી શું ?–
મળે૦ ૪૦

તુટયો એ તાંતણો ચાલ્યું, સુતું કે જીવતું મ્હાલ્યું,
પછી એ પે'લું ને છેલું; બધે બેઠું રમે છાનું.–
મળે૦ ૪૧.

ભલે જા દીલ જ્યાં ફાવે, દુઃખી ના થા જુઠે દાવે,
બકે છો જેમ જે ફાવે, ખરું તુજને મળ્યું વ્હાલું,–
મળે૦ ૪૨.

સુરાગી વા વિરાગી વા, જહાંગીરી ફકીરી વા,
મણિ એ ને છે એ ગ્રીવા, કયહાં માયા કયહાં ગાવું !–
મળે૦ ૪૩.
( ૧૮૮૭ )

---

૧૦

## ગરીબાઈ.

### હરિગીત ( વિષમ. )

શાલ ઝુલે અંગ એકે ત્રીશ તન નાગાં કરી,
તન ટાઢ તોએ એકની પણ થાય નહિ પૂરી પરી !
આશાથકી અંતર ધ્રુજે તે શાલઢાંકયું તોય શું !
કે નાગું નાગું એકલું–પણ બે વિષે અંતર કશું !—૧
'કોઇડા'પણે ફૂલી રહ્યા, વિદ્યામદે કોઈ ડોલતા,
ભોળા ભમે અજ્ઞાની તેના ઉપર તે સહુ ફૂલતા;
કર આવી લાગ્યો કોળીયો આંખે ચઢયું પૂર હર્ષનું,
તેવા કરોડ પડાવી કહીં ચઢતું રમા–પૂર 'આંધળું' !—૨
પોતપોતાનું નિહાળી રાચતાં હૃદયે બધાં,
"નથી અન્યને આવું"–મહાસુખ દીસતું એ મંત્રમાં;

એથી અધિક પણ વામ કૂડા મંત્ર છે બીજા ઘણા,
"આવું ન હોશો અન્યને"–જનરાક્ષસો જપતા જતા–૩
મોટાઇ શું ? સનમાન શું ? છે જ્ઞાનને વળી દાન શું !
હું અન્યથી અધિકો, ન થાશો અન્ય આવાં; એટલું !
જ્યમ હૃદય નાનું, હું અને મારા વિષેજ સમાયલું,
ત્યમ અધિક છે મોટાઇ છે વળી સુખ સ્વર્ગ સમાનનું–૪
એવીજ આ જગની રીતિ સવળું લહે અવળું સદા,
છે સાત વેંતે વાસ તેને માનતી "રાજા" પ્રજા,
વિશ્વ જેનો વાસ જેની આણ 'મુજ સમ સર્વ' એ,
તે રાજના રાજા ચઢે ડાહ્યાંતણી નિત ઠોકરે–૫

( ૧૮૮૯ )

---

૧૧

## પ્રેમપારતંત્ર્ય.

### ઠુમરી–ખમાયચ.

---

વશ કરી લીધો વિહારી,
નેહે બાંધી, વશ કરી– ૧
પ્રેમ, પાશ, રસ–ત્રિપુટી બાંધ્યો,
જે નિજકુંજ વિહારી—નેહે૦ ૨
ક્ષણક્ષણ રસ ઉભરાઇ રહે તન,
છબ રહી છાઇ તિહારી—નેહે૦ ૩

ના તરસાવ હવે લઇ બાંધી,
લે ઉરમાં તું ઉતારી—નેહ૦ ૪
સર્વ છતાં તુજ દાસ દીન છું,
તું-હું,-હું-તું, વિચારી—નેહ૦ ૫
વિવિધ રંગ કર એકરસે રસ,
લે સહુ સાર સુધારી—નેહ૦ ૬
એજ હવે તુજ રસભીનો રહું,
મનથી દે ન વિસારી—નેહ૦ ૭

( ૧૮૯૧ )

---

૧૨

## એકસ્વપ્ન.

( શિખરિણી. )

દયા ક્‌હો, કે મીઠો મૃદુ સુરસ પ્રેમાર્ણવ કહો,
કહો પ્રીતિ, મૈત્રી, પ્રણુયરતિ, કે સાર રસનો;—
અભેદાબ્ધિ-જેથી સકલ જગ આનંદ લહતું,
ઉભો તેને તીરે, હૃદય રસ દેખી વિકસતું. ૧
અભેદાબ્ધિસ્નાને મટી બધી જશે વૃત્તિ મનની,
ન રાગદ્વેષાદિ,—પણ પછી કશી આશ સુખની !
ધરી એવી ભીતિ મન ડરી રહ્યુ કાંપતું હજી.
પલાળે પાનીને, પણ નવ શકે આગળ વધી ! ૨

તટે આ છે મારાં—પરમ રઢીઆળાં તરુવરો,
પણે વૃંદો ખેલે વિહગ.મૃગ ને માનવવરો,—
અભેદે ક્યાં સર્વે !—લય બધું થશે એક રસમાં !
અરે એ શું ! મોક્ષસ્વરૂપ !—નહિ;—એ સ્વાર્થ નહિ કાંઈ ૩
ચઢયો આવે સ્વપ્ને—તરુવર તટે એક કુમળું,
ઉછેર્યું મેં હાથે, રસ બસ ભીનું—મુજ દાલડું !
અહા ! તેને અંગે કુમળી લચકી વેલડી રુડી,
વિંટાઇ, તે આ શું ! ખરર ઉખડી ભૂમિ લથડી ! ૪
ફરી ત્યાં મેં દૃષ્ટિ પ્રકટ નિરખ્યું કૌતુક નવું,
બધે એ વૃક્ષે આ પ્રસરી રહી આ કાળી રજ શું !
પડી-તેથી વેલી, ટળવળી ઝુરે તીવ્ર વિષથી,
ન રે'વાયું પ્રેમે ધસી તુરત ધાયો ઉલટથી. ૫
કરી લાખો યુક્તિ, સિચિસિચિ અભેદામૃતરસે,
જીવાડી વેલીને, તરુવર લગાડી;—મન હસે !
જણાયું કે જાણે રજ બધી હવે દૂર નીકળી,
થયું તાજું વૃક્ષ પ્રથમ સમ વેલી પણ વળી. ૬
કરી બેએ લાંબા નિજકર વધારી મુજ ભણી,
મને લીધો ઘેરી નવ સુઝે દિશા, શુદ્ધિ ન રહી;
અરે આ શું ? મારા અવયવ બધા ઓગળી ગયા !
ભળ્યા એ બેનામાં અહીં તહીં બધે વ્યાપી વિલસ્યા. ૭
ખરી પ્રેમાહુતિ; ઉપકૃતિરીતિ ! મૈત્રી અધિકી !

અહો દિવ્યા સૃષ્ટિ ! નહિ નહિ નહી માયિક જુઠી;
અભેદાનંદે હું વિલસિ વિકસી મોદમદથી,
બન્યો ઘેલો ગાંડો સુખથી વદતો ધન્ય સુઘડી ! ૮
ડુબ્યો એ ઉર્મિમાં તુરત વિસર્યો ભાન સઘળું,
અરે આ સ્વપ્નું છે, નથી ખરું,—ન એવું પણ લહ્યું !
ન દીઠેલો જે મેં અનુભવ વિષે રંગ રતિનો,
ફરી જોવા પીવા તુરત મનથી આદર કર્યો ! ૯
કહો ક્યાંથી લાધે અનુભવ વિષે ભાવસુખડાં !
ન ફાવ્યું કાંઇએ મન ચઢી ઉદાસી અધિક ત્યાં;
બતાવી માયાએ જુદી જુદી જુદાઇ નવ નવી,
મને આ પ્રીતિ તો થઇ દુઃખમયી કો અવનવી; ૧૦
અભેદે ત્યાં ભાસ્યો બહુ બહુ ઉંડો ભેદ મનમાં,
રહે સંકોચાતું હૃદય રસ દે ના નીગળવા;
કહીંથી એ જાણે—કયમ રતિ લહે ઉત્તમ જીવો !
હુંથી સાધી પ્રીતિરીતિ પણ અભેદોર્મિ ન ચઢયો ! ૧૧
મને શાને આવું હૃદય કર્યું હે મૂર્ખ વિધિ તેં !
રડે રોજે છાનું પ્રીતિ મહીં જુદાઇ નવં સહે !
કરે છે જો સર્વે—સહજ અણુજાણે પણ કદા,
મને લાગે જુઠ્ઠું—બધું ધૂળ મળે, રંગ ન તદા ! ૧૨
અરે શું એ ત્યારે દૂષિત મનમાં ? ના, નહિ, નહિ !
હશે દૃષ્ટિ મારી !—પરં જન શકુ ના કયમ કળી !

શું આવી રીતિ તે મમ કૃતિ તણી કીંમત હશે !
સ્વીકારૂં તો પાપી મુજ વિણ બીજો કોણ ઉઠશે ! ૧૩
કર્યું મેં ના કાંઇ-કદી કર્યું હશે-તો પણ કશું !
શું તે માટે આશા કશી પણ કદાપિ મન ધરૂં !
મીંચાઓ રે ચક્ષુ ! હૃદય ઝટ સંકોચ ધર, તું,
પ્રીતિની જ્યાં આવી થઇ સુગણના ! ત્યાં ન વસવું. ૧૪
થજે તું આ તારી સુરસ રમતી વેલ સહિતે,
સદા આનંદી ને પરમ સુખી પ્રેમાર્ણવ વિષે !
નથી તુથી જુદું હૃદય કદિએ આ, સમજ જે,
અભેદાનંદોનું સ્મરણ કરજે સર્વ સરશે. ૧૫
કહ્યું આવું ત્યારે સ્મૃતિ થઇ અભેદાર્ણવતણી;
ધુ ધૂ ધૂ ધૂ ધૂ ધૂ તુરત ગગડ્યો પ્રેમઉદધિ;
ઉઠ્યો જાગી ક્ષોભે નથી તટ, તરુ, વેલી કશું એ,
વહે અશ્રુ આંખે ! હૃદય રતિનું રક્ત ટપકે ! ૧૬

* * * *

( દ્રુતવિલંબિત. )

ઉદધિથી નિકળ્યો સ્વર સામટો,
ગભીર શાન્ત સુદીપ્ત ઉતાવળો;
અરર હે પરમોદ-ઉપાસક !
મુનિકુમાર ! યતિ ! શમસાધક ! ૧૭
ક્યમ થયો ભ્રમમાં ગતિહીન તું !

નમીં રહ્યો થઇ ભાનવિહીન તું ?
નવ પ્રપંચર્થો ઓળખીં તેં રતિ !
ક્યમ થઇ અવળી સવળી મતિ ! ૧૮
શીંદ મથે શ્રમમાં ભ્રમમાં ભમે !
નવ મળે તુજ વાંછિત આ સમે ?
તું કહીં પ્રેમ ઉપાસક ચંદ્રમા !–
કહીં પ્રપંચ જડ્યા જડ તારલા ! ૧૯
કહીં જુઠાં જનનાં મન પાંગળાં !
કહીં ઉદાર વિકાસ સહાસ આ !
કહીં જુદાઇ ન તું સમજે જરી !–
કહીં જુઠી જનવૃત્તિ વિષે ભરી !– ૨૦
શું ચરણે શરણે છિલરાં તણે,
ઉદધિ કોઇ સમે પણ શું નમે !
મરી જવું ભુખથી દુખથી ભલે,
તૃણ અડે ક્યમ સિંહ સુહાગી તે ! ૨૧
નથીં લખ્યું ભવભાલ નહિ મળે,
મૂકી બધું ક્યમ અત્ર ન તું ભળે ?
સરવ મોદ વિનોદ વિકાસશે,
તવ મનોરથ પૂર્ણ બધા થશે. ૨૨
તુજતણાં તરુવેલી બધાં પછી,
અધિક ચેતન પામી રહે તુંથી;

સરવ એકથકીજ થઇ જશે-
૪ર કરારથી વાર હવે શી છે ! ૨૩

*    *    *    *    *

( વસંતતિલકા. )

ભુલ્યો ખરે ભવભવાઇવિષે હું ભુલ્યો,
થાક્યો હવે હૃદય ! છાંડ વિલાસ લુખો;
જા જા અભેદજલમાં ભળ પ્રેમથી તું,
એ ! એજ સત્ય; વિલસે સઘળું વૃથાનું. ૨૪
એ સાંભળી હૃદય સર્વ તજી સમાયું-
પોતાવિષે પરમમોદરસે રસાયું-
ડુબ્યું, મર્યું, ગયું, અભેદવિષે, કહે શું ?
વેલી નથી, તરુ નથી, નથી પ્રેમ-આંસુ. ૨૫

(૧૮૯૩)

---

૧૩

## પ્રેમાગ્નિ.

### શિખરિણી.

અહો ! આ શું લાગ્યો ભડભડ થતો અગ્નિભભુકો !
મહા વૃક્ષો-વેઠયા અગણિત વિધિના પરિભવો,-
ઉભા સાક્ષી સાચા દૃઢ ગિરિવરો જે યુગ યુગે,-
બધું રાતું પીળું-અનલમય ચોપાસ વિલશે ! ૧

વહો નાના મ્હોટા સરિત સરના સ્રોત વધતા,
મહારત્નો, મ્હોટા ગિરિવરસમા મત્સ્ય અધિકા;
હજારો નૌસેના, જન, વિભવવૈપુલ્ય અવધિ,-
બધાંને ઢાંકીને, ઉપરિ રમતો મસ્ત ઉદધિ. ૨

અરે એવો દાવાનલ ! ઉદધિ એવો ! અનવધિ,
કશાથી ના વામે, પરિભવ ન પામે ન વિરતિ;
સ્વયંરાજે ભવ્ય પ્રકટ પણ એકાન્ત ઉજળો,
બધું પોતારૂપે કરિ કરિ રહે નિત્ય વધતો. ૩

ખરો જે પ્રેમાત્મા, હૃદયરસ, ને સાર સુખનો,
ગણું તેને દાવાનલ, ઉદધિ વા, તેથી અધિકો;
દિસે દાવા ક્રૂર, પ્રકટ ઉદધિ ક્ષાર કડવો,
મૃદુ મીઠો જાતે, સકલ ગૃહતો, પ્રેમસડકો. ૪

અહે દાનંદો તે પ્રીતિઉદધિના ઉર્મિ સઘળા,
અહં જ્યાં ભુલાયે, પ્રીતિ અનલના તેજ ભડકા;
અહો એવા ઉર્મિ, ભભક વળી એવી, જતી રહે,
સ્થિતિ ક્યાં વિશ્વોની ! પ્રણયરસ તે ઇશ્વર ખરે. ૫

તમે તે શું જાણો જન વિષય ને લોભ લપટ્યા,
જુઠી લોકોક્તિ ને કિરતિ મરજાદે અટપટ્યા;
તમે પ્રીતિ મૈત્રી પ્રણય રતિ કે સ્નેહ કથતા-
ઝીણી ઝીણી સર્વે મતલબતણી યુક્તિરચના. ૬

ખરો જે છે પ્રેમ પ્રકટ ઉદધિ છે, અનલ છે,

બધું ગાળી, જાળી, નિજરૂપ કરી, ઉપરિ રમે;
બધી હું-તું કેરી, જન-વિનય-મર્યાદ-રચના.
ડુબાવી, સંકેલી, ઉપરિ વિલસે પ્રેમમયતા. ૭.

જડયાં પ્રેમે જંતુ નવ નિજ લહે વા ન પરને,
પ્રીતિસ્થાનોને ના,-પણ અમર એક પ્રણયને,
મથે નિત્યે પોતે સકલમયતારૂપ બનવા,
ઉતારી લેવા વા અનુભવ વિષે ભાવરચના. ૮

જનોના સંબંધો વિધિવિધિથી સાપેક્ષ સઘળા,
ખરી પ્રીતિ તેને નથી કશી અપેક્ષા કદી જરા;
અહો એવો પ્રેમાનલ, ઉદધિ એવો, રસભર્યો;
લસે જે ચિત્તે ત્યાં હૃદય મમ વિશ્રાન્ત વિરમો. ૯

હશે સંસારે શું પુનિત પર એ સ્થાન કહીંએ!
ન તો એ સંસાર પ્રજલી મુજ પ્રેમાગ્નિમય રે',
ન હું, કે-ના એ હો, સતત ઉદધિ પ્રેમ વિલસો,
અભેદોર્મિ મીઠા, ગભિર, મૃદુ, ને શાન્ત, ઉછળો. ૧૦

( ૧૮૯૩ )

૧૪.

## પ્રણયભંગ.

### શિખરિણી.

રડે શાને ચક્ષુ ! હૃદય ભમશે ના ટળવળી,
જશે નિદ્રા શાને ! જગત થઇ રે ખાખ ન બળી;
થયું ખાલી હૈયું ?—પુરણ ભર્યું આનંદરસથી,
ન જાણી એ રીતિ રતિરૂપ નિહાળ્યું હજી નથી. ૧.

ઉગે વૃક્ષેસાંધી, લલિત લલના, વેલ વળતી,
ન સૂકાતાં છુટે, પ્રજલિત થતાં એ ન ટળતી;
નિશા–ચંદા, રાત્રી–દિવસ, કમલો ને દિનમણિ,
છુટે છોડયાં ના તે, જગતગતિ એ દિવ્ય, રમણિ. ૨,

તુટ્યું ! તે સાંધેલું કદિપણ હતું–એજ ભ્રમણા,
ન તૂટે સંધાયે રુચિર રસની એજ રચના;
રહ્યાં સ્વાન્તો સાંધ્યાં વિરસરસમાં, ભિન્ન રુચિમાં,
છુટાં તે છે સારાં, નથી કશી સગાઇ નજરમાં. ૩

હશે સાંધ્યાં સાથે, નવ કહિ છુટે, નિત્યમય છે;
ન સંધાતાં જે ત્યાં સ્વરૂપરતિનો ના સમય છે;

રતિમાં શી આશા ? રતિજ સહુ આશાની અવધિ,
નિરાશા ના જામી રતિસુખ ન, એ પૂર્ણ અરતિ. ૪

રતિભંગે તેથી હૃદય નવ આ ભંગ નિરખે,
ન વીસારે કોને, તદપિ હૃદયે ક્લેષ ન લખે;
નિરાશામાં રાચે રસિક જન જે પ્રેમ પલળ્યાં,
પુરી આશા તેશું સતત રમતી આ હૃદયમાં. ફ

( ૧૮૯૫ )

---

૧૫.

## જન્મદિવસ.

### પૃથ્વી.

અનન્ત યુગ ઉતર્યા, હજી અનન્ત આવી જશે !
સુઅલ્પ જીવની શીં ત્યાં કથનયોગ્ય કા'ણી હશે !
અનેક યુગ ને ક્ષણો થઇ રમી નિરાળો રમે,
પ્રવાસ નિજ પેખતાં નિજ શું ગાન–આનંદ લે. ૬

અપાર સુખ સાંપડયાં, વિપત વેઠી વંઠી ગયો,
તથાપિ રમતો સદા, ઉભય પાર ઉભો રહ્યો,

યુવા, રસિક, બાલ કે તરુણ, વૃદ્ધ, ભોગી, યતિ,
ન દુઃખ, સુખ ના કહીં;–નિજશું નિજની એ રતિ. ૨

ન દાહ હૃદયે કશો નયનમાં ન આંસુ વસે,
ન બુદ્ધિ લથડે કહીં, નથી ઉપાધિ ઇચ્છામિષે;
રડે કહીં–પડે દુઃખે, મનથી પાછલાને સ્મરી,
ન એ કૃપણતા ભરી, ન લઘુતા, સ્વઉરે જરી; ૩

ન ફાંસ નડતી કશી, ન મન ઉછાળો કશો;–
અપાર તિમિરે હિરો પ્રકટ હોય આવી ક્યોઃ
અગાધ સમતા જડી વિકટ જાલ, મમતાની માં,
અરે ! ગયાં વરસ તે ન કદિએ જણાયે ગયાં !- ૪

સ્વરૂપ સમજે ન તે અરૂપમૃત્યુમાં આથડે,
સ્વરૂપ રમતે ગયાં વરસ તે ફરી છો જડે,
હજાર હજી નીકળે, ક્ષણ ન એક વા ઉગરે,
જીવ્યું જીવન જીવવું–અધિક, સાર્થ, સાનંદ, છે. ૫

(૧૮૯૫)

## શરણ.

૧૬

ભૈરવી—ઠુમરી

શરણ તવ ચરણ હવે, દયાળોરે—શરણ૦
કપટ—અપટ જડ જનમન ફાંસી—દયા૦ શરણ૦ ૧

પાપ અમાપ ભર્યું તનમન આ,
થાય લઘુ તવ પરસ થવે રે—શરણ૦ ૨

વિશ્વાસે મતિ હરિ જગજનતા,
સ્વાર્થ છુરિ છુપિ ચટ ચલવે રે—શરણ૦ ૩

કર કરૂણા હરિ પરમ દયાનિધિ,
દે' નિર્ભય મણિ ધ્યાનરવે રે—શરણ૦ ૪

(૧૮૯૬)

---

## અભેદ.

૧૭

અભેદ.

ગીત અભેદનાં ગાઇએરે
આવો અનુભવે, અનુભવ સાંધીરે—સંતો—ગીત. ૨

નામ નીશાન દીશા નથીરે,
એતો વર્ણ્યો કયમં વરણાયરે,
લેશે અનુભવી અનુભવે ઓળખીરે—સં૦ ગી૦—૨

મીમાંસા ન્યાય સાંખ્યનેરે,
વા'લો રમત રમાડી રે દૂરરે,
પોતે અનુભવે આપ સમાયરે—સં૦ ગી૦—૩

સુરતે સુરત સાંધી જેમણેરે,
તેતો આપે ભૂલ્યા નિજ આપરે,
થયા ઘટ ઘટ સર્વ સ્વરૂપરે—સં૦ ગી૦—૪

નાત ને જાત રહી નહીરે,
નહિં દેશ નિવાસ અવાસરે,
દૃષ્ટિ પ્રેમની પ્રેમ વિષે ઠરીરે —સં૦ ગી૦—૫

આશ ઉદાસ ન અંતરે,
નહીં હરખ કે શોક વિચારરે,
જ્યાં જ્યાં દેખે ત્યાં નટવર નાચતોરે—સં૦ ગી૦—૬

યોગ આસન પ્રાણાયમ નહિરે,
નહિ જપ તપ તીરથ ધ્યાનરે,
નહિ હિંદુ નહિ મુસલમાનરે—સં૦ ગી૦—૭

પંથ સમાજ દર્શન કશુંરે,
કશું વેદ પુરાણુ કુરાનરે,
કશા ગુરૂને પેગંબર ઓલીયા —સં૦ ગી૦—૮

અંતર આંટી તુટી ગઇરે,
લાગી ભેદભ્રમણાની ભ્રાંતરે,
બધે દરશન આપને આપનાંરે —સં૦ ગી૦—૯

પ્રેમ સુરત બાંધી પ્રેમથીરે,
લાગી પ્રેમની તાળી તાનરે,
એમ પ્રેમમણી નિજ ધ્યાનમાં૦—સં૦ ગી૦—૧૦

(૧૮૯૬)

---

## ભેદમાં અભેદનો સાક્ષાત્કાર.

( ૧૮ )

ગજલ ( ભૈરવી. )

જિગરમાં ઝંપલાવી જો અટકચાળું ન રે' અટકી
રિસાયું તુંથકી તો એ પડે તુજ અંચળે લટકી-જિગરમાં. ૧

---

દિગ્દર્શન—આ કાવ્યને કાંઇક વિવરણું જોઇશું. માશુક ઉપર રીસાયલો આશક કહેછે કે મારા જિગરમાં ઝંપલાવીને જો, એ મારૂં જિગર અટકચાળું છે એટલે એક ઠેકાણે, એટલે તારી પાસે, જં-

પડયું ઇંદ્રાસને ડોલે હજારો હાજી હાજીમાં,
તહીં તારી ગુલામીની દિલે એને ચઢી ચટકી-જિગરમાં. ૨
ભજનમાં ભોગમાં કે વા કહીંથી કયાં ઉઠી પેસે,
તથાપિ તું વિના વ્હીલું ફરે ઘેલું બધે ફટકી-જિગરમાં. ૩

---

પીને બેસતું નથી, ને તેથી તારાથી રીસાયલું લાગેછે, બાકી તો રીસાયું છે તો એ, તારા વિયોગની વ્યથાથી પડતું પડતું પણ, તારા અંચલમાંજ પડેછે એવું એ તારામય છે. પછી એ મનના અટકચાળા સ્વભાવના દાખલા આપ્યા છે. ઇંદ્રાસનની સાહેબીમાં હાજી હાજી ઉપર ડોલતું હોય ત્યાંપણ તું જાણે કે તને ભુલી ગયુંછે ને તેથી તું રીસાય તો તેમ નથી. એવી હાકમીમાં પણ એને તો તારા ચરણની ગુલામી કરેલી તેના રસની ચટકી ચઢી રહી છે. ભજન કરે કે ભોગ કરે, પણ એકે જે પોતે કરતું હોય તેમાં એ રહેવાનું નહિ, ને કયાંથી કયાં પેસે; તોપણ તે કાંઈ તારા ઉપરની બેદરકારી નથી, એતો તારા વિના વ્હીલું થઇ ને ઘેલાં કાઢતું ફટકતું ફરેછે. જે કરતું હોય તેમાં પણ પોતે રહે નહિ એવી એ મનની હરામી તથા બેહયાઇ નિર્લજ્જતા, તેજ અનવધિ નામ છેડાવિનાની જે એને આશા અર્થાત્ તૃષ્ણા છે તેની ગુંચવાયલી આંટી છે, પણ એવી આંટીમાં ભરાઇને તને વીસરી ગયું નથી, તારા મકાનને પહોચવાનો જાણે એ દોર હોય, મકાનથી લટકાવેલા દોરને આધારે જાણે તે મકાનપર ચઢવાનું હોય, એમ માનીને એ આંટી ઉકેલે છે.

હરામી બેહયાઈ આ અનવધિ આશની આંટી,
ઉકેલે દોર એ તારા મકાનેથી લહી લટકી—જિગરમાં. ૪
બહુ એ લોટતું ચાલે ગલી કૂચી અંધારીમાં,
છતાં એ અંગ અંગે ત્યાં ખટક તુજ આંખની ખટકી-જિગરમાં. ૫

વળી કાળાં ધોળાં કરવાની અંધારી ગલી કૂચીઓમાં રોજ, બહુવાર, હજારો વર્ષ વીતે તોપણ તેને તે રીતે, એમ બહુવાર લોટતુંજ જાયછે, ત્યાં શું તને ભુલીને પોતાના એવા અધમ સ્વાર્થમાં પડેછે? ના, ત્યાં પણ એને અંગ અંગ તારા નયનની ખટક ખટક્યાંજ કરેછે. મન તો અજબ, વર્ણવી ન શકાય તેવો અને ન ધારેલું માયારૂપ રચનારો શેતાનનો ચરખો છે, અથવા મગરૂરી, અહંકાર, ને તે પણ મુફ્ત–વ્યર્થ–ફલવિનાનો તે જેનામાં ભર્યો છે એવો રાજા છે, તે જાણે પોતાનાજ ડહાપણના જોરથી સર્વને નમાવવા ઇચ્છનાર મૂઢ છે; એવી એની મૂઢતાથી તને રીસ આવી હોય કે મારા ઉપર અમલ કરવાથી હું પ્રેમ અર્પતી નથી, જાણવું કે અનુભવ આવ્યો નથી ત્યાં સુધી હુકમ કરેછે ને અવળે માર્ગે માથુ પટકેછે તોપણ તે તને પ્રત્યક્ષ કરવાનોજ હુકુમ કરેછે, બીજી ઇચ્છાનો એ હુકુમ નથી. તું એમ એની પરીક્ષા કરી જો, અને એ તારામય છે એમજ જાણ એ મન સદા મનાયલુંજ છે, મનાઇને એનો કણે કણ, બહાર અને અંતર્ એવો કણે કણ, તારા અંચલમાં સમાઇ ગયોછે, બધે તુંને તું છે, આચારવિચાર સર્વમાં તું છે, એમ તારાઅંચલમાં સમાઇ

**અજબ શયૂતાનનો ચરખો મુફ્ત મશગૂલ મન રાજા,**
**હુકુમથી એ તું ઉપર એ મરે માથું રહ્યું પટકી–જિગરમાં. ૬**

**મનાઇ અંચલે પેહું કંઇ કણુ બૂહાર અંતરમાં**
**'છતાં હુંમાં મિઠી કયાં તું ક્ષણે ક્ષણ જાયછે છટકી'–જિગરમાં. ૭**

---

બોલેછે કે હે મીઠી ! તું આ પ્રકારે મારામાંજ છતાં ક્ષણ ક્ષણ ક્યાં છુપાય છે !

અક્ષરાર્થ આટલોજ છે, પણ કાવ્યપ્રતિભાના વિલાસમાં પરમાનંદ અનુભવતો કવિ રીસાયલી પ્રતિભાને, નિરંતર વ્યવહારમાત્રને જ્ઞાનદૃષ્ટિથી ભોગવતો જ્ઞાની પોતાના અનુભવી મનને, કોઇ જ્ઞાની ગુરુ સહૃદયતાથી ઉપદેશ લેતા શિષ્યને, આવેજ માર્ગે રમાડી શકે અને આનંદ વિસ્તારી લે એ વાચ્યાતીત અર્થ સહૃદયને પ્રતીત થાય તેવો છે. તેનો વિસ્તાર અત્ર અપેક્ષિત નથી. ભાવનાની એકરસ અભેદ ભૂમિકાનો જેને લેશ પણ સ્પર્શ છે તેને એ ધ્વનિ સહજે પ્રતીત થયા વિના રહેશે નહિજ. અને આવા કાવ્યનો કંઇપણ ઉપયોગ હોય તો તે એટલોજ કે ભાવનાની જે ભૂમિકા સ્પષ્ટ વચનથી એ કહી શકાય તેવી નથી,–કહેવાથીજ ભાવનાનો ધ્વંસ થાય તેવી છે, તેનો કંઇક ભાસ કરાવવાને, યોગ્ય હૃદયને એ એક અનુકૂલ સાધનરૂપ થાય.

( ૧૮૯૭ )

---

## ચેતવણી.

( ૧૯ )

ધૂન.

ચેતો ચેતો રે, જીવડા ચેતો,
આજી માંડતા ચે'લી સમેટોરે—જીવડા૦ ચેતો ચેતોરે૦
પાપતણું અભિમાન અજામિલ 'નારાયણ' સુણી ભૂલ્યો,
વ્યાસ અરાઢ પુરાણ ભાગવત ભક્તિ ગાતાં ડુલ્યો રે, —જી૦ ચે.
ચીત હરી, મુક્તિ મળી, જગ એ જીત્યો દીન,
રામ, શત્રુ, સંહારતાં નિજપદપંકજ લીનરે—જીવ૦ ચેતો૦
અર્ધાંગે ઉમયા સજિ સિંધે સિદ્ધ સમાધિ સાધી,
બ્રહ્મ અખંડ અભેદ શૂન્ય ભર્યું ભ્રાંતિવિલાસ ઉપાધિ રે—જી. ચે.
ચેતો મોત ઝુમી રહ્યું રડતા નાખે રાડ,
મોતમુખે રમતા હસે નિત એવે નવલાં લાડ રે—જી. ચે.
નીચે તીર કમાન ચઢ્યું આ શીયાળો શિર ઝુમ્યો,
ચકલાના ચિંતવ્યાથી શામળો નાગરૂપ ધરી રૂસ્યોરે—જી. ચે.
શાસ્ત્ર પુરાણ પુકારીને કેંચિત ચેતવ ચેન,
સંશય મટે શરીરનો ખુટે સમાધિસેનરે— જી. ચે.
કૃષ્ણ બની ગીતામૃત ગાયો ગોપ સખી બની ઝીલો,
અમૃત આપી હલાહલ શંકર ઢોળ્યું એ રસ પીલોરે—જી. ચે.
(૧૮૯૮)

## અમર આશા.

( ૨૦ )

( અંતિમકાવ્ય. )

કહીં લાખો નિરાશામાં, અમર આશા છુપાઇ છે;
અફા ખંજર સનમનામાં, રહમ ઉંડી લપાઈ છે- કહીં. ૧
જુદાઇ ઝીંદગી ભરની,કરી રોરો બધી કાઢી;
રહી ગઇ વસ્લની આશા, અગર ગરદન કપાઈ છે—કહીં. ૨
ઘડીના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી;
હજારો રાત વાતોમાં, ગમાવી એ કમાઇ છે- કહીં, ૩
ઝખમ દુનીયાં ઝબાનોના,મુસીબત ખોફનાં ખંજર:
કતલમાં એ કદમબોશી, ઉપર કયામત ખુદાઇ છે- કહીં. ૪
શમાપર જાય પરવાના, મરે શીરીં ઉપર ફરહાદ;
અગમ ગમની ખરાબીમાં, મજેદારી લુટાઇ છે- કહીં. ૫
ફના કરવું ફના થાવું, ફનામાં શહ્ સમાઇ છે;
*મરીને જીવવાનો મંત્ર, દિલબરની દુહાઇ છે- કહીં. ૬

---

* અત્યારસુધી અત્રે " **પરીને** " પાઠ છપાતો હતો, પરન્તુ " **મરીને** " પાઠ હોવોજોઇએ એવી બંધુ. અ. કે. નાયકની કલ્પના, તથા " અભેદમાર્ગ પ્રવાસિની, " " પ " અને " મ " લખવાની શૈલિ સરખી હોવાથી, મને પોતાને પણ " **મરીને** " પાઠજ ઉત્તમ લાગે છે. આના ટેકામાં " એમ મરી જીવ્યું તેજ જીવ્યું છે, " વીગેરે આ ગ્રંથમાંની " અભેદમાર્ગ પ્રવાસિની " વિવિધપંકિતઓ પણ વિચારવાની છે. પ્રકાશક.

ઝહરનું નામ લે શોધી; તુરત પીલે ખુશીથી તું;
સનમના હાથની છેલી, હકીકતની રફાઈ છે— કહીં. ૭

સદા દિલના તડપવામાં, સનમની રાહ રોશન છે;
તડપતે તૂટતાં અંદર, ખડી માશૂક સાંઇ છે— કહીં. ૮

૧ચમનમાં આવીને ઉભો, ગુલોપર આફરીં થઇ તું,
ગુલોના ખારથી બચતાં, બદન ગુલને નવાઇ છે— કહીં. ૯

હજારો ઓલીયા મુરશિદ, ગયા માશૂકમાં ડૂલી;
ન ડૂલ્યા તે મુઆ એવી, કલામો સખ્ત ગાઇ છે-કહીં. ૧૦

# આ ગ્રંથ કર્તા કૃત અન્ય ગ્રંથો.

## અંગ્રેજી.

૧—રાજયોગ—( ત્રીજી આવૃત્તિ)—મિસિસ એનિબેસંટની પ્રસ્તાવના સહિત (છપાય છે.)—રૂ. ૨–૦–૦

૨—મોનિઝમઑરઅદ્વૈતિઝમ—આધુનિક સાયન્સના પ્રકાશદ્વારા અદ્વૈત ફીલસુફીમાં પ્રવેશ—રૂ. ૨–૦–૦

૩—તર્કકૈમુદી—( નથી. )

૪—ઇમટેશનઑફશંકર—કેવલાદ્વૈત સંબંધી, ૭૦૦ ઉતારા—રૂ. ૩–૦–૦

૫—યોગસૂત્ર—(તત્વવિવેક પ્રેસ—મુંબઇ )—રૂ. ૧–૮–૦.

૬—માંડુકયોપનિષદ— ( ,, ) —રૂ. ૧–૮–૦

૭—જીવનમુક્તિવિવેક— ( ,, ) —રૂ. ૧–૮–૦

૮—સમાધિશતક ( નથી. )

૯—સ્ટ્રેથાટસ—(થાય છે.)

૧૦—સ્યાદ્વાદમંજરી—( ગવર્નમેન્ટ સીરીઝ માટે—મુંબાઇ. ) આ કાર્ય ગુજરાત કોલેજના સંસ્કૃત પ્રોફેસર આનંદશંકર બાપુભાઇ ધ્રુવ એમ. એ. એલ. એલ. બીને સરકાર તરફથી પૂર્ણ થવા માટે સોંપવામાં આવ્યું છે.

---

## ગુજરાતી.

૧—કાન્તા (નાટક) મેટ્રીકમાં ગૂજરાતીનો વિશેષ ફરજીયાત દાખલ થવાથી તથા કેટલાક હેડ માસ્તર સાહેબોની સ્કુલોમાં ચલાવાની મરજી થવાથી—બીજી આવૃત્તિ—જલદી કાઢવામાં આવી છે—રૂ. ૦–૮–૦.

૨—માલતી માધવ નાટક (ભાષાંતર)—બીજી આવૃત્તિ—રૂ. ૧-૮-૦
૨—ઉત્તમરામ ચરિત્ર નાટક (ભાષાંતર)—ત્રીજી આવૃત્તિ-રૂ. ૧-૮-૦
૪—સિદ્ધાંત સાર–બીજી આવૃત્તિ–પાકા પૂઠા સાથે તૈયાર છે.રૂ. ૩-૦-૦
૫—નારી પ્રતિષ્ઠા—ઘણી માગણી હોવાથી બીજી આવૃત્તિ તૈયાર છે. રૂ. ૦-૮-૦.
૬—પ્રાણવિનિમય—(બીજી આવૃત્તિ)—રૂ. ૩-૦-૦.
૭—પંચશતી—(ઇમીટેશનઑફ્શંકર ગૂજરાતીમાં) મુમુક્ષુઓને નિત્ય પાઠ કરવા યોગ્ય—રૂ. ૨-૦-૦.
૮—આત્મનિમજ્જન—બીજી આવૃત્તિ આમાં અભેદોર્મિ, પ્રેમજીવન તથા કેટલાંક વિશેષ કાવ્યોનો સમાવેશ થાય છે, નિષ્પ-ક્ષપાત વેદાન્તનું અભૂત પૂર્વ પુસ્તક સર્વ પાસા મનનીય થયું છે—રૂ. ૧-૦-૦.
૯—ચારિત્ર—(આવૃત્તિ ત્રીજી)—આ પુસ્તક સરકારી કેળવણી ખાતા તરફથી ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર થયું છે તથા હાઇસ્કુલમાં મેટ્રીકમાં ગુજરાતી ફરજીયાત થયાથી ચાલવા લાગ્યું છે—રૂ. ૧-૦-૦
૧૦—બાલવિલાસ—( આવૃત્તિ પાંચમી )સરકારી કેળવણી ખાતા તરફથી ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર થયું છે—હાઇસ્કુલમાં ચાલવા લાગ્યું છે—તથા ધર્મ હીન કેળ-વણીના આ સમયમાં હોંશે હોંશે વંચાવા લાગ્યું છે —રૂ. ૧-૦-૦
૧૧—ગુલાબસિંહ—( આવૃત્તિ બીજી )—આ વાર્તા સર્વ પાસા રસ જ્ઞાન તથા મનન પૂર્વક વંચાય છે.—રૂ. ૨-૦-૦.

૧૨—શ્રીવૃત્તિ પ્રભાકર—મહાત્મા નિશ્ચલ દાસજીના મૂલ હિંદુસ્તાનીનું ભાષાંતર રૂ. ૩–૦–૦

૧૩—હનુમન્નાટક—છેલ્લી પ્રશાદી ( છપાય છે )—રૂ. ૩–૦–૦.

૧૪—પૂર્વ દર્શન. ૧૫—પ્રેમજીવન ૧૬—સંક્ષિપ્ત સુવાક્ય. ૧૭—પરમાર્ગ દર્શન, ૧૮,—અભેદોર્મિ. ૧૯—ગુજરાતના બ્રાહ્મણો. ૨૦ શિક્ષાશતક, ૨૧—અવલોકન (નિબંધ) આ પુસ્તકો હાલમાં મળી શકતાં નથી.

૨૨--શ્રીમદ્ ભગવદ્ગીતા—બીજી આવૃત્તિ કર્તાની છબી સાથે ઘણાની માગણીથી મૂલ્ય ઘટાડી રૂ. ૪—૦—૦ રાખવામાં આવ્યું છે.

૨૩—ચતુઃસૂત્રી—( થોડા સમયમાં બહાર પડશે )—રૂ. ૧–૦–૦.

૨૪—ન્યાય (પરામર્શખંડ)—( ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાંથી મળશે. ) રૂ.—૦–૧૨–૦.

આ ઉપરાંત તેમનાં અન્ય પુસ્તકો—ચેતનશાસ્ત્ર, વિવાદ તાંડવ દ્વાશ્રય, ભોજ પ્રબંધ, ચતુર્વિંશતિ પ્રબંધ, સમાધિશતક, અનુભવ પ્રદીપીકા, બુદ્ધિસાગર, તર્કપરિભાષા, શ્રુતિસાર સમુદ્ધરણ, પાટણ ભંડારની ફેરિસ્ત, યોગબિન્દુ, વસ્તુપાલ. ચરિત—વિગેરે વિગેરે—શ્રીમન્નમહારાજા સયાજીરાવના કેળવણી ખાતામાં તપાસ કરતાં ત્યાંથી મળી રહેશે. અન્ય સર્વ ગ્રન્થો સુદર્શન ઑફિસ—નડિયાદથી મલશે.

